गुर्जरभाषायां भाषान्तरमिदम्

श्रीमन्महाकविकालिदासविरचितस्य विक्रमोर्वशीयाख्यस्य नाटकस्य.

# VIKRAMORVASHIYA

OR

"THE HERO AND THE NYMPH."

*A Sanskrit Drama in five Acts.*

## BY MAHÂKAVI KÂLIDÂS.

**Translated into Gujarati prose and verse,**

WITH CRITICAL, EXPLANATORY AND MYTHOLOGICAL NOTES AND A COMPLETE LIFE OF THE POET.

BY

KILÀBHÀI GHANASYÀM, BHATT.

"May learning and prosperity oppose
No more each other, as their wont, as foes;
But in a friendly bond together twined
Ensure the real welfare of mankind."

KÁLIDÁS' VIKRAMÔRVASIYA.
(*Wilson's Trans. The Hero and the Nymph.*)

**Bombay.**

*A. D. 1898.* *Samvat 1854.*

*Price Re. 1-12-0.*

શ્રીમન્મહાકવિકાલિદાસવિરચિત

# વિક્રમોર્વશીય નાટક

નું

ટીકા, કોશ તથા કવિના સંપૂર્ણ જન્મચરિત સહિત
ગુજરાતી ગદ્યપદ્યાત્મક ભાષાન્તર.



ભાષાન્તરકર્ત્તા


કિલાભાઈ ઘનશ્યામ ભટ્ટ.




परस्पराविरोधिन्योरेकसंश्रयदुर्लभम् ॥
सङ्गतं श्रीसरस्वत्योर्भूयात्तद्भूतये सताम् ॥
( विक्रमोर्वशीय. अं. ५. )


મુંબાઈ.

ઈ૦ સ૦ ૧૮૯૮. સંવત્ ૧૯૫૪

કિંમત રૂ. ૧-૧૨-૦.



મુંબઈ મધ્યે

"ગુજરાતી" પ્રેસમાં છાપી પ્રકટ કર્યું.

# अर्पणपत्रिका.

वाल्यात्प्रभृति येनाहं याते पितरि मे दिवम् ॥
संभृतोऽध्यापितश्चैव भ्रातृवत्सलया धिया ॥ १ ॥
कुलालंकारभूताय तस्मै मज्ज्येष्ठबन्धवे ॥
नानाभाइतनूजाय भाइशंकरशर्मणे ॥ ॥ २ ॥
मञ्जरीव मनोज्ञेयं स्रावयन्ती सुधारसम् ॥
कृतिः श्रीकालिदासानां समणामं समर्प्यते ॥ ३ ॥

भाषान्तरकर्त्ता.

To

BHAISHANKER NANABHAI ESQR., J. P.

SOLICITOR, HIGH COURT, BOMBAY,

the Ornament of our Family,

WHO HAS,

with a brotherly affection,

brought me up from my tender years,

since the death of my revered father

and

*has liberally contributed*

*towards my education and well-being,*

I Dedicate,

most dutifully,

THIS COMPOSITION OF

MAHÂKAVI KÂLIDÂS,

abundantly rich in sentiments, like a new cluster
of blossoms laden with honey juice.

THE TRANSLATOR.

# પ્રસ્તાવના.

જગન્નિયંતા સર્વશક્તિમાન્ ઇશ્વરે સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલાં મનુષ્યોના સુખ અને આનંદને અર્થે અનેક સાધનો યોજેલાં છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ ઇત્યાદિ ગુણવાળા પ્રકૃતિજન્ય પદાર્થો, સૃષ્ટિસૌન્દર્યના દેખાવો, અનુક્રમે બદલાતા તથા સૃષ્ટિની શોભાને વિવિધતા આપતા ઋતુભેદ, વિધવિધ લક્ષ્મીના વિલાસો, સંસારના ભિન્ન ભિન્ન ઉત્સવના પ્રસંગો ઇત્યાદિ મનુષ્યની સુખપરંપરાને અર્થેજ છે. આટલું છતાં પણ મનુષ્યની મનોવૃત્તિ કંઇ એવી વિલક્ષણ છે કે તેને પ્રત્યેક વસ્તુનો સતત પરિચય થતાં તેમાં કંઇ સુખની, કે નૂતનતાની, કે રસની ન્યૂનતા લાગવાથી કોઇ અપૂર્વ સુખદાતા અને પુનઃ પુનઃ ઉપભોગ કરવા છતાં પણ નવા નવા રસનું આસ્વાદન કરાવનારી વસ્તુની પ્રાપ્તિને અર્થે અપેક્ષા અને અસંતુષ્ટતા રહ્યા કરે છે. મનની તૃપ્તિ એ સર્વાંગની તૃપ્તિ છે. સંસ્કાર પ્રમાણે જેમ મનોવૃત્તિઓમાં ભિન્નત્વ હોય છે, તેમ તેની તૃપ્તિનાં સાધનો પણ ભિન્ન ભિન્ન હોય છે. ઉચ્ચ મનોવૃત્તિની ભાવનાઓ ઉચ્ચ હોય છે તેમ તેમને તૃપ્ત કરવાનાં સાધનો પણ તેવાંજ હોય છે.

મનુષ્યની આ'વી ઉચ્ચ મનોભાવનાની તૃપ્તિનાં સાધનોમાં કાવ્ય એ એક ઉત્તમ સાધન છે. એક સંસ્કૃતકવિ લખે છે કેઃ-

संसारविषवृक्षस्य द्वे एव मधुरे फले ।
काव्यामृतरसस्वादु संसर्गः सज्जनैः सह ॥

સંસારરૂપી વિષવૃક્ષનાં મધુર ફળ માત્ર બેજ છે, એક મિષ્ટ કાવ્યામૃત રસનું પાન અને બીજું સજ્જનસમાગમ. ઉપરના શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે કાવ્યના રસનું પાન અને સાધુ સમાગમ, એ બન્ને આધિ, વ્યાધિ અને ઉપાધિમાંથી સહૃદય મનુષ્યના મનને આકૃષ્ટ કરી પરમ આનંદ આપનાર થઇ પડે છે. સામાન્ય પ્રતિનાં કાવ્યો પણ સહૃદયને આનંદ આપે છે, તો પછી સર્વોત્કૃષ્ટ કાવ્યપ્રતિભાવાળા મહાકવિઓનાં કાવ્યનું શું કહેવું? એવાં કાવ્યો વ્યવહારગ્રસ્ત તથા આનંદની શોધમાં અતૃપ્ત રહેતી સહૃદય જનોની મનોવૃત્તિને અવિચ્છિન્ન તથા પ્રતિક્ષણે

નૂતનતા ધારણ કરતા અમૃતરસનું આસ્વાદન કરાવીને, તથા તે તે કાળના સજ્જનોની સાથે પરોક્ષ સંસર્ગ કરાવી વિશેષ તૃપ્તિ આપે એમાં શું આશ્ચર્ય! પ્રત્યેક વસ્તુ જ્યારે નવિન હોય છે ત્યારે માણસને ઉપભોગ વેળા કંઇ સવિશેષ આનંદ આપે છે; પરંતુ જેમ જેમ તેનો વધારે પરિચય થતો જાય છે તેમ તેમ તેની રમણીયતામાં અને રસોત્પત્તિમાં કંઇક ન્યૂનતા માલમ પડે છે. કાવ્યને માટે તેમ નથી. ઉત્તમ કાવ્ય તેના અધિકારિઓને પ્રથમ આનંદ આપે છે એટલુંજ નહીં, પણ જેમ જેમ તેનો વધારે પરિચય રાખવામાં આવે તેમ તેમ તેનામાં કંઇ નવિનતા જણાવાથી અખૂટ રસના ભંડારરૂપ થઇ પડે છે, તથા જ્યારે જ્યારે તેના રસનું પાન કરવામાં આવે છે ત્યારે કોઇ અપૂર્વ આનંદ પ્રાપ્ત થાય છે. પરંતુ આનો આધાર વાચકની શક્તિ અને યોગ્યતા ઉપર છે. વિદ્વદ્વર્ય મનઃસુખરામભાઇ લખે છે તેમ સુકવિની કૃતિ વિલક્ષણ ગુણવતી હોય છે. ભાગ્યશાળી રસજ્ઞોજ તે સુકૃતિરૂપ રસમય સ્વાદુ વસ્તુના ભોક્તા થઇ શકે છે. તે સર્વાંગસુંદરી ભોક્તાની શક્તિ અનુસાર ભોગપ્રદા થઇ શકે છે. કોઇ બહિરંગનુંજ દર્શન કરી શકે છે, તેને તે પ્રમાણમાં પ્રીતિ સુખ મળે છે; કોઇ સહ સંભાષણ કરી શકે છે, તેને તે પ્રમાણમાં મોદ સુખ મળે છે; કોઇ વિરલ સુભાગ્યશાળી સમાન રસજ્ઞ તેના સંપૂર્ણ સમાગમથી પ્રમોદસુખસિન્ધુવિષે પ્રાપ્ત થાય છે. એમ સુકવિની સુકૃતિ સર્વાનુરંજીકા છે. સુખદરસના નિઃસરવાનો આધાર વિવેકી વાચકની રસાકર્ષણશક્તિ ઉપર આધાર રાખે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે રસના અખૂટ ભંડારરૂપ કાવ્યો લખનારા રસસિદ્ધ કવિઓ કાલિદાસ, ભવભૂતિ અને બાણ એ ત્રણજ છે; અને એમનાં કાવ્યોના ઉપાસકોને ઉપરના લેખનું સત્ય પ્રત્યક્ષ સમજાશે, કે વધારે પરિચયથી તે પ્રતિ સમયે કંઇક વિશેષ રસદાતા થઇ પડે છે. બાણભટ્ટ નાટય તથા કથાકાર છે, ભવભૂતિ માત્ર નાટયકાર છે અને કાલિદાસ કાવ્ય તથા નાટકકાર બંને તરીકે પ્રસિદ્ધ છે,

'काव्येषु नाटकं रम्यम्, કાવ્યમાં રમણીય નાટક છે. ઉત્તરરામચરિત, માલતીમાધવ, મહાવીરચરિત, શાકુન્તલ, વિક્રમોર્વશીય, માલવિકાગ્નિમિત્ર આદિ સંસ્કૃત ભાષાનાં રમણીય નાટકો છે. આ વિક્રમોર્વશીય નાટક ઉપર કહ્યાં તેવાં રમણીય નાટકોમાંનું એક છે. શ્રીમન્મહાકવિ કાલિદાસ જેવા પ્રસાદી કવીશ્વરનું રચેલું છે એટલે

તે ઉત્તમ હોય એમ કહેવાનો તો અવકાશજ નથી. શૃંગારરસ એમાં પ્રધાન છે. ઉત્તમ દિવ્ય અને માનુષ પાત્રોનું તેમાં ચરિત છે. ભિન્ન ભિન્ન રસમય પ્રસંગોથી તેની રમણીયતા વાંચનારને આલ્હાદ આપે છે. સંવિધાનનું ચાતુર્ય, રસની પરિપૂર્ણતા, પદ્યનું માધુર્ય અને પ્રસાદ, કલ્પનાશક્તિની પરાકાષ્ઠા, કામિજનોની મનોવૃત્તિઓ ચિતરવાનું અસાધારણ સામર્થ્ય, સૃષ્ટિસૌન્દર્યનાં મનોહર વર્ણન, પ્રથમાનુરાગની પરિહાસચેષ્ટાઓ, રાજકુળના વૈભવનું દર્શન, માનવતી પટરાણીઓનો પ્રણાય રોષ, નાયકનો અનુનય, રાજકુળમાં વસનારી દાસીઓની કુશળતા, વિયોગિઓની વિરહાવસ્થા, સંયોગની સુખપ્રાપ્તિ, વાત્સલ્યસ્નેહનું પ્રાબલ્ય, આર્યસ્ત્રીઓની સ્વામિભક્તિ, શુદ્ધ અને સરળ પ્રેમનું સુખપ્રદ પર્યવસાન, તથા પ્રાણિમાત્રને પરવશ કરનાર કામનું પ્રેમીઓપર સામ્રાજ્ય, એ વગેરેનો અનુભવ કરાવવાની સાથે સહૃદયજનોને કાવ્યામૃતરસનું પાન કરાવવામાં આ નાટક અદ્વિતીય છે એમ કહીએ તો ચાલે તેમ છે.

ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલો પુરૂરવ નામે ભરતખંડનો રાજા આ નાટકનો નાયક છે; સ્વર્ગના અલંકારરૂપ, નારાયણની જંઘામાંથી ઉત્પન્ન થયેલી ઉર્વશી નામે અપ્સરા નાયિકા છે અને પટરાણી કાશીરાજપુત્રી ઉપનાયિકા છે. ત્રેતાયુગમાં ઉત્પન્ન થયેલાં શ્રેષ્ઠ પાત્રો લઇ કવિએ આ નાટકની રચના કરેલી છે. નાટકનો નાયક રાજા પુરૂરવ પણ અર્ધ દિવ્ય અને અર્ધ માનુષ પાત્ર છે. સ્વર્ગસુધિ તેની ગતિ છે અને અનેકવાર રાક્ષસોની સાથે યુદ્ધમાં ઇન્દ્રને સાહાય્ય કરે છે. એ રાજાએ બુદ્ધગયામાં એક સૂર્યનું મંદિર બંધાવેલું છે તેના ઉપરના આ નીચે લખેલા લેખથી જણાઇ આવે છે કે તે ત્રેતાયુગમાં ઉત્પન્ન થયો હતો.

'शून्यव्योमनभोरसेन्दुकरभे हीने द्वितीये युगे ।
माघे बाणतिथौ शिते गुरुदिने देवो दिनेशालयम् ॥
प्रारंभेद्दशदांचये रचयितुं सौम्यादिलायां भवो ।
यस्यासीत्सनराधिपः प्रभुतया लोको विशोको भुवि' ॥

(બીજા એટલે ત્રેતાયુગનાં ૧૨૧૬૦૦૦ વર્ષ વીત્યા પછી મહાશુદ પાંચમ અને ગુરૂવારને દિવસે બુધથી ઇલામાં ઉત્પન્ન થયેલા ઐલપુરૂરવ રાજાએ પાષાણાદિથી સૂર્યનું આ મંદિર બાંધવાનો આરંભ કર્યો હતો. એ રાજાની પ્રભુતાથી સર્વ પ્રજા નિરંતર આનંદમાં રહેતી હતી.)

ભવિષ્યોત્તરપુરાણમાં એ કૃતયુગના આરંભમાં થયો હતો એવું લખેલું છે. પુરૂરવ કયા કાળમાં હતો તેનો નિર્ણય કરવો એ આ સ્થળે અસંગત છે માટે તે વાત કોરે મુકી નાટકનાં પાત્રોના સંબંધેજ આપણે વિચાર કરીશું.

પ્રસ્તુત નાટકનો આ નાયક એક ચંદ્રવંશનો શ્રેષ્ઠ રાજા છે. પ્રજાપાલન, શૌર્ય, ધૈર્ય, ઉદારવૃત્તિ, દાક્ષિણ્ય, કાર્યદક્ષતા, ન્યાયબુદ્ધિ, ગાંભીર્ય, અને અનુરક્તતા વગેરે નાયકના ગુણો એનામાં સંપૂર્ણતાએ પહોંચેલા જણાય છે. ઉર્વશી તેની નાયિકા છે. એ દિવ્યપાત્ર છે. ઉચ્ચ પ્રેમભાવના, વિનય, વિલાસિત્વ, અનુરક્તતા, સૌન્દર્ય, પ્રિયંવદતા, સમયોચિત પરિહાસ-ચાતુર્ય, સ્વાત્માભિમાન, નાયકના ચિત્તનું આકર્ષણ કરવાની દક્ષતા, તથા તેને પ્રસન્ન કરવાની નિપુણતા વગેરે ગુણો પણ એનામાં દૃશ્યમાન થાય છે. રાણી કાશીરાજપુત્રી ઉપનાયિકા છે. એનામાં પ્રૌઢત્વ, માન-ગર્વિતા, ઉદારવૃત્તિ, ઠરેલપણું, અને સર્વગ્રાહીત્વ વગેરે પટરાણીના ગુણ ઢાંકયા રહેતા નથી. નાયકનો સખા વિદૂષક ઘણું કુશળ પાત્ર છે. પરિહાસમાં તથા રાજાને અનુસરવામાં અત્યંત કુશળ છે. વિદ્વાન્ છે તથા સર્વની ચિત્તવૃતિને ગ્રહણ કરી દેશકાળ જાણી વર્તનાર છે. ઉર્વશીની સખી ચિત્રલેખા પણ પરિહાસકથામાં ઘણી નિપુણ, પ્રેમાળ, આકાર અને ઈંગિતને જાણી લેનાર, પ્રેમવ્યાપારની અભિજ્ઞ તથા સમયોચિત વર્તન કરનારી છે. એ સીવાય અન્ય ગૌણપાત્રો પણ પોતાનું કાર્ય યથાર્થ સમજનારાં છે.

**વસ્તુ** 'नाटकं ख्यातवृत्तं स्यात्, એ સાહિત્યના નિયમને અનુસરીને પ્રસ્તુત નાટકનું વસ્તુ ઐતિહાસિક છે; માલતીમાધવની પેઠે કવિકલ્પિત નથી. રાજાની ઉર્વશીની સાથે કેવી રીતે પ્રીતિ થઇ તે વગેરે વૃતાન્ત જુદાં જુદાં પુરાંણોમાં જુદી જુદી રીતે આપેલો છે. પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, મત્સ્યપુરાણ, ભાગવત, ભવિષ્યોત્તરપુરાણ, બૃહત્કથાસાર વગેરેમાં ઉર્વશી અને પુરૂરવની કથા છે. પરંતુ મત્સ્યપુરાણમાં આપેલી કથા નાટકના વસ્તુને વધારે અનુસરતીછે, માટે એમ અનુમાન થઇ શકે છે કે કવિએ નાટકનું બંધારણ એનાપરથી બાંધ્યું હશે. મત્સ્યપુરાણના અધ્યાય ૨૪ મામાં કથાનો વિસ્તાર આ પ્રમાણે આપેલો છે. પ્રથમ પુરૂરવની ઉત્પત્તિ આપ્યા પછી તેના રાજ્યવૈભવનું વર્ણન છે. આ રાજા પરસ્પરને બાધ ન આવે તેવી રીતે ધર્મ, અર્થ, અને કામ સાધતો હતો; તેથી એક દિવસે તેની પરીક્ષા જોવા માટે ધર્મ, અર્થ, અને કામ ત્યાં આવ્યા. રાજાએ

ધર્મને વધારે સારો સત્કાર આપ્યો, તેથી **અર્થ** અને કામ કોપાયમાન થયા. **અર્થે** તેને શાપ દીધો કે 'લોભથી તા'રો નાશ થશે.' કામે એવો શાપ દીધો કે 'ગંધમાદનપર્વતના કુમાર નામના વનમાં ઉર્વશીના વિયોગથી તું ગાંડો થઈને રખડીશ.' આ પ્રમાણે તેનો વૃત્તાન્ત આપ્યા પછી નાટકને અનુસરતી કથાનો આરંભ થાય છે.

अहन्यहनि देवेन्द्रं द्रष्टुं याति स राजराट् ॥
कदाचिद्रथमारुह्य दक्षिणं वरचारिणम् ।
सार्धमर्केण सोऽपश्यन्नीयमानामथाम्बरे ॥
केशिना दानवेन्द्रेण चित्रलेखामथोर्वशीम् ।
तं विनिर्जित्य समरे विविधायुधपाणिना ॥
बुधपुत्रेण वायव्यमस्त्रं मुक्त्वा यशोर्थिना ।
तथा शक्रोपि समरे येन चैवं विनिर्जितः ॥
मित्रत्वमभवद्देवैर्ददाविन्द्राय चोर्वशीम् ।
ततः प्रभृति मित्रत्वमगमत्पाकशासनः ॥
* * * * *
सा पुरूरवसः प्रीत्या गायन्ती चरितं महत् ।
लक्ष्मीस्वयंवरं नाम भरतेन प्रवर्त्तितम् ॥
मेनकामुर्वशीं रंभां नृत्यतेति तदादिशत् ।
ननर्त सलयं तत्र लक्ष्मीरूपेण चोर्वशी ॥
सा पुरुरवसं दृष्ट्वा नृत्यन्ती काममोहिता ।
विस्मृताभिनयं सर्वं यत्पुरा भरतोदितम् ॥
शशाप भरतः क्रोधाद्वियोगादस्य भूतले ।
पंचपंचाशदब्दानि लता सूक्ष्मा भविष्यसि ॥
पुरूरवाः पिशाचत्वं तत्रैवानुभविष्यति ।
ततस्तमूर्वशी गत्वा भर्तारमकरोच्चिरम् ॥
* * * * *
शापान्ते भरतस्याथ उर्वशी बुधसूनुतः ।
अजीजनत्सुतानष्टौ नामतस्तान्निबोधत. ॥

પ્રોફેસર વિલ્સન સાહેબ આ નાટકના વસ્તુના સંબંધમાં જુદોજ અભિપ્રાય દર્શાવે છે. એ કહે છે કે આ નાટક દૃશ્યમાન થતા સૃષ્ટિચમત્કારો ઉપરથી કલ્પના કરીનેજ કવિએ લખ્યું છે. **સૂર્ય** એ આ નાટકનો નાયક છે અને ઉષા એ નાયિકા છે. એ બંને પ્રભાતમાં થોડો કાળ સાથે રહે છે.

પછી ઉષાનો વિયોગ થવાથી સૂર્ય પુરૂરવની પેઠે પર્વત, વન, સરોવર, નદીઓ વગેરેપર તેની શોધમાંને શોધમાં ભ્રમણ કરે છે અને આખરે તેમનો પુનઃ સમાગમ થાય છે. આ ઉપરથી કવિએ સૂર્યને પુરૂરવ કલ્પ્યો છે અને ઉષાને ઉર્વશી કલ્પી છે, તથા તેમના વિયોગ સંયોગના ભિન્ન-પ્રસંગો લઇ આખા નાટકની રચના કરી છે.

ગમે તેમ હો, પરંતુ એટલું તો સ્પષ્ટજ છે કે આ'વા શુષ્ક મૂળ વસ્તુ ઉપરથી કવિએ આ'વું રસપ્રપૂર્ણ નાટક રચ્યું છે એ એમની અદ્દ્ભૂત કાવ્યપ્રતિભા અને નાટ્યરચનાશક્તિતુંજ પરિણામ છે. આજ સુધીમાં અનેક નાટકો રચાયલાં છે, પરંતુ વસ્તુસંકલના, સંવિધાનચાતુર્ય, અને રસોનું પરિપોષણ કરવામાં તો માત્ર કાલિદાસ અને ભવભૂતિજ વિજય પામ્યા છે. નાટક એ કવિની બુદ્ધિની કસોટી છે. સંપૂર્ણ પરિપકવતા વિના ઉત્કૃષ્ટ નાટક લખી શકાતુંજ નથી. કવિશ્રીભવભૂતિ પણ પોતાના ઉત્તર રામચરિતના સંબંધમાં એમજ લખે છે કે.

शब्दब्रह्मविदः कवेः परिणतप्रज्ञस्य वाणीमिमाम्.॥

## કથાસાર.

**૧ લો અંક.** એક દિવસ સૂર્યનું ઉપસ્થાન કરી પુરૂરવ રાજા પાછો આવતો હતો ત્યારે આકાશમાં આક્રંદ કરતી અપ્સરાઓનું રૂદન તેના સાંભળવામાં આવ્યું પાસે જઇ પુછતાં એવું માલમ પડયું કે કેશી નામનો હિરણ્યપુરનો વાસી રાક્ષસ ઇન્દ્રની માનીતી ઉર્વશી નામની અપ્સરાનું તથા તેની સખી ચિત્રલેખાનું હરણ કરી ઇશાનખૂણા ભણી નાઠો છે. ઇન્દ્રના ઉપર ઉપકાર કરવો એ પોતાની તેની સાથેની મૈત્રીનો ધર્મ છે એમ સમજી રાજા અપ્સરાઓને હેમકૂટ ઉપર વાટ જોવાનું કહી રાક્ષસની પાછળ પડે છે અને આગળ જતાં તેને પકડી પાડી પરાભવ કરે છે. દૈત્યના ભયથી ઉર્વશી સુકુમાર હૃદયની હોવાથી મૂર્ચ્છા વશ થઇ પડેલી છે અને ચિત્રલેખા તેની આસનાવાસના કરે છે. ઉર્વશીની મુગ્ધમનોહર આકૃતિ જોઇ પુરૂરવને તેનાપર પ્રીતિ થઇ આવે છે. ઉર્વશી સચેત થતાં તેનો પ્રેમ પણ રાજાનામાં આરોપાય છે. આ પ્રમાણે નાયક નાયિકાના પ્રેમનું બીજ રોપાયા પછી સખીઓના સંબંધે પ્રશ્ન થતાં રાજા ઉર્વશીને તેની સખીઓને બતાવતાં કહે છે કે–

### ગીતિ.

' તુજ મુખ સુતનુ! નિહાળે સખીઓ આ હેમકૂટ ઉપરથી;
નિર્મળશશીની પેઠે, મુકાયલા સદ્ય રાહુના મુખથી-

ત્યાર પછી પ્રથમાનુરાગને યોગ્ય કેટલીક પ્રેમચેષ્ટાઓ થયા પછી ઉર્વશીને લઇ રાજા હેમકૂટ પાછો આવે છે. ત્યાં ઈંદ્રે મોકલેલા ગંધર્વોના રાજા ચિત્રરથને મળે છે. પ્રાર્થના કરવા છતાં પણ રાજાએ આ પ્રસંગે ઇન્દ્ર પાસે જવાની નાપાડવાથી ચિત્રરથ સર્વે અપ્સરાઓને લઇ સ્વર્ગમાં જાય છે. જતી વખત પ્રેમવશ થઇ પડેલી શકુન્તલાની પેઠે ઉર્વશીના પગ પણ પાછા પડે છે, અને લતાની ડાળીમાં એકાવળી હાર ભરાઇ ગયાને મિષે રાજાને ફરી ફરી નિહાળી લે છે. રાજા અત્યંત નિરાશ થઇ પ્રતિષ્ઠાન નગરમાં પાછો આવે છે.

**૨ જો અંક.** પ્રતિષ્ઠાન નગરમાં આવ્યા પછી રાણી કાશીરાજપુત્રીને રાજા હૈયાસૂના જેવો લાગે છે, તેથી તે પોતાની દાસી નિપુણિકાને રાજાની ચિંતાનું કારણ શોધી કાઢવા માટે વિદૂષક પાસે મોકલે છે. દાસી યુક્તિ પ્રયુક્તિથી વિદૂષકને ભોળવી જાણી લે છે કે રાજાને ઉર્વશીનો મોહ લાગ્યો છે. આથી અપ્રસન્ન થઇ રાણી ઉપવનમાં રાજાની ચિકિત્સા જોવા આવે છે. ઉર્વશીવિના ચેન નહીં પડવાથી રાજા કચેરી બરખાસ્ત કરી આનંદને અર્થે વિદૂષકની સાથે પ્રમદવનમાં આવે છે. ત્યાં આગળ આકાશ માર્ગે અદૃશ્ય રહી ઉર્વશી તથા ચિત્રલેખા પ્રવેશ કરે છે. રાજા પોતાની વિરહાવસ્થાનું વર્ણન કરે છે અને કહે છે કે હુ 'ઉર્વશીને આટલી બધી ચાહુછું છતાં એ મા'રી પ્રીતિ જાણતી હશે કે નહીં તેનો મને સંશય રહે છે.' આથી પોતાની પ્રીતિની ખાત્રી કરી આપંવા માટે ઉર્વશી અદૃશ્ય રહી ભોજપત્રપર એક કવિતા લખી રાજાની પાસે નાખે છે. રાજા તે વાંચી પ્રસન્ન થાય છે. પછી ઉર્વશી તથા ચિત્રલેખા પ્રકટ થાય છે. એટલામાં દેવોનો સંદેશો આવે છે કે 'ભરતમુનિના નાટકનો સ્વર્ગમાં પ્રયોગ કરવાનો છે માટે ઉર્વશીએ સ્વર્ગમાં આવવું.' આથી ખેદ પામી ઉર્વશી ચિત્રલેખા સહિત સ્વર્ગે જાય છે. તેના ગયા પછી નિરાશ થયેલો રાજા તેનો લખેલો પત્ર વિદૂષક પાસે ફરીથી વાંચવા માગે છે. વિદૂષકની ગફલતથી આ પત્ર ઉડતો

ઉડતો રાણી પાસે આવે છે અને રાણી તે લઇ વાંચે છે. રાજા અને વિદૂષક પત્રની શોધખોળ કરે છે એટલામાં રાણી આવી રાજાને ઉપાલંભ પૂર્વક પત્ર આપે છે. રાજા જંખવાણો પડી જાય છે. રાણી રીસાઇને ત્યાંથી ચાલવા માંડે છે ત્યારે રાજા નમી પડી ક્ષમા માગે છે કે-

## ગીતિ.

અપરાધી છું તા'રો, કોપતજી થા પ્રસન્ન રંભોરૂ!
સ્વામી કોપે ત્યારે, સેવક નિર્દોષ શે રહે વારૂ?

આ પ્રમાણે રાજા અનુનય કરે છે, તે ન ગણતાં રાણી ચાલ્યાં જાય છે. એમનું સાન્ત્વન શી રીતે કરવું તે વિષે રાજા તથા વિદૂષક વિચાર કરે છે. એટલામાં મધ્યાન્હ સમય થવાથી બંને જણ સ્નાન ભોજન માટે જાય છે.

**૩ જો અંક.** આગળના અંકમાં કહ્યા પ્રમાણે ભરતમુનિની દેખરેખ નીચે સ્વર્ગમાં ઉર્વશી લક્ષ્મીસ્વયંવર નામનો નાટકનો પ્રયોગ કરે છે. તેમાં લક્ષ્મીનો વેશ લીધેલી ઉર્વશીને વારૂણીનો વેષ લીધેલી મેનકા પૂછે કે 'બેન, આ સ્વયંવરમાં તને કયો વર ગમે છે?' આના જવાબમાં 'પુરૂષોત્તમ' એમ કહેવાને બદલે ઉર્વશી 'પુરૂરવ' એમ કહે છે. આથી ભરતમુનિ અપ્રસન્ન થઇ ઉર્વશીને મર્ત્યલોકમાં જવાને માટે શાપ દેછે. ઇન્દ્ર ઉર્વશીના ઉપર કૃપા કરી શાપનો અનુગ્રહ કરે છે અને સંતાન થાય ત્યાં સુધી તેને પુરૂરવની સાથે રહેવાની આજ્ઞા આપે છે.

આ શાપ પ્રમાણે ઉર્વશી અને ચિત્રલેખા મર્ત્યલોકમાં આવી રાજાના મણિમય મેહેલમાં રાત્રીના આરંભે ઉતરે છે. રાજાનો તિરસ્કાર કર્યો હતો તેથી પસ્તાવો પામીને પ્રિયાનુપ્રસાદન નામના વ્રતને મિષે રાણી ચંદ્ર રોહિણીનું પૂજન કરવા તથા રાજાને પ્રસન્ન કરવા ત્યાં આવે છે. ચિત્રલેખા અને ઉર્વશી આ બધો વૃત્તાન્ત અદૃશ્ય રહી જોયા કરે છે. ચંદ્ર અને રોહિણીની પૂજા કર્યા પછી રાણી રાજાને પ્રસન્ન કરવા કહે છે કે, 'જે સ્ત્રીના ઉપર આપનો પ્રેમ છે તેની સાથે હું પ્રીતિપૂર્વક વર્ત્તીશ એવી આ ચંદ્ર અને રોહિણીના સમક્ષ હું પ્રતિજ્ઞા કરૂં છું.' રાજા પ્રસન્ન થાય છે અને રાણીને વધારે પ્રસન્ન કરવા માટે કહે છે કે—

**વસંતતિલકા.**

કલ્યાણિ! આ વ્રત કરી ક્યમ આમ તા'રૂં,
સોસે વૃથા મૃદુલગાત્ર મૃણાલ જેવું;
તા'રી કૃપા અધિક ઉત્સુક થૈ ચહે જે,
તે દાસની ઉલટી કેમ કૃપા તું માગે.

રાણી પ્રસન્ન થાય છે અને આખા દિવસનો ઉપવાસ હોવાથી ભોજનને અર્થે રાજમેહેલમાં જાય છે. પછી ઉર્વશી અને ચિત્રલેખા દૃશ્યમાન થાય છે. રાજાનો અને ઉર્વશીનો મેળાપ થાય છે. ચિત્રલેખા રજા લઇ સ્વર્ગે પાછી જાય છે અને ઉર્વશી રાજા પાસે રહે છે. થોડીવાર ચંદ્રિકામાં વિનોદ કર્યા પછી વિદૂષક માર્ગ બતાવે છે અને રાજા તથા ઉર્વશી અંતઃપુરમાં જાય છે.

**૪ થો અંક.** આ અંકમાં સ્થિરયૌવનવાળી ઉર્વશીને લઇ રાજા ગંધમાદનવનમાં વિહાર કરવા જાય છે. ઉર્વશીને રાજાનાથી ગર્ભ રહે છે. પુત્રજન્મ થતાં ઉર્વશી રાજાને ખબર ન પડે તેમ તેને ચ્યવન ઋષિના આશ્રમમાં વિદ્યાભ્યાસને માટે મુકી આવે છે. આમ કરવાનું કારણ એ છે કે રાજા જો પુત્રનું મુખ જુવે તો ઉર્વશીના શાપનો અંત આવે અને એને સ્વર્ગમાં પાછું જવું પડે. પછી એક દિવસ ગંધમાદનવનમાં વિહાર કરતાં કરતાં રાજા એક ઉદયવતી નામની વિદ્યાધરની કુમારીકાના સામું સ્નિગ્ધ દૃષ્ટિથી જોઇ રહ્યો હતો તે ઉર્વશીના જોવામાં આવ્યું. આથી તે રાજા પાસેથી રીસાઇ ચાલી અને ચાલતાં ચાલતાં ભૂલથી કુમારવનમાં પેશી ગઇ. કાર્તિકસ્વામીએ એવી મર્યાદા બાંધી હતી કે જે સ્ત્રી આ વનમાં પેસશે તે લતા થઈ જશે અને જ્યારે પાર્વતીના ચરણમણિનો સ્પર્શ થશે ત્યારે પાછી સ્ત્રી થશે. આ પ્રમાણે ઉર્વશી લતા થઇ જાય છે અને તેના વિયોગથી મત્ત થઇ રાજા તેને વનમાં શોધતો ફરે છે. નળથી વિખૂટી પડેલી દમયંતીની પેઠે જે જે પશુ પક્ષીઓ વગેરે સામાં મળે છે તેને ઉર્વશીના સામાચાર પુછે છે. સામો પર્વત દેખાય છે તો તેને પણ આ પ્રમાણે પુછેછે કે—

**દ્રુતવિલંબિત.**

અધિક સુંદર માંસલ ગાત્રની,
મદનને વશ, આ વનમાં કહીં;

નિરખી છે ગિરિરાજ ઘટસ્તની,
પૃથુનિતંબ! નિતંબિની માહરી.

આ પ્રમાણે શોધતાં શોધતાં આખરે રાજાને એક મણિ હાથ લાગે છે. મણિ લઇ આગળ જતાં ઉર્વશી લતા થઇ ગઇ હતી ત્યાં આવે છે. પુષ્પના ભારથી લચી ગયેલી આ લતાને જોઈ રાજા ઉન્માદ અવસ્થામાં તેને ઉર્વશી જાણી ભેટે છે, એટલે તત્કાળ કાર્તિકસ્વામીના સંકેત પ્રમાણે લતાનું રૂપાન્તર થઇ ઉર્વશી પ્રવેશ કરે છે. રાજા અને ઉર્વશી પ્રેમપૂર્વક ફરી મળે છે અને ત્યાંથી પોતાની રાજધાની પ્રતિષ્ઠાનનગરમાં આવે છે.

૫ મો. અંક. રાજધાનીમાં પાછા આવ્યા પછી એક દિવસે રાજા રાણીઓને લઈ પ્રયાગતીર્થમાં સ્નાન કરવા જાય છે. ત્યાં ઉર્વશીના અંબોડામાં ઘાલવાનો સંગમનીય નામનો મણિ એક બાજપક્ષી માંસનો લોચો ધારી ઉપાડી જાય છે. પક્ષી ચ્યવનમુનિના આશ્રમ ભણી જાય છે. ત્યાં આગળ વિદ્યાભ્યાસ કરવાને રહેલો આયુ નામનો ઉર્વશીનો પુત્ર પેલા બાજને બાણથી મારે છે. આ બાણ, પક્ષીની સાથે જ્યાં રાજા સ્નાન કરવા આવ્યો હતો ત્યાં પડે છે. રાજા બાણ અને પક્ષીને પોતાની પાસે મંગાવે છે અને બાણ લઇ જુવે છે તો નિચેનો શ્લોક તેના ઉપર કોતરેલો માલમ પડે છે.

અનુષ્ટુપ્.

ઉર્વશીમાંહિ જન્મેલા, ઈલાના ધન્વિપુત્રથી;
કુમાર આયુનો બાણ, લે શત્રુ પ્રાણ જે હરી.

આ ઉપરથી રાજા પોતાને ઉર્વશીનાથી પુત્ર થયો છે એવું જાણે છે. એટલામાં એક તાપસી કુમારને લઇ ત્યાં આવે છે. કુમારને જોઈ રાજાને વાત્સલ્યભાવને લીધે પ્રીતિ ઉત્પન્ન થાય છે અને કહે છે કેઃ—

વસંતતિલકા.

આંસુ ભરાય નયને નિરખ્યાથી એને,
વાત્સલ્ય ભાવ ઉપજે મનમોદ પામે;
ધારી ધરાય નહીં ધીરજ અંગ કંપે,
આવે મને ઉમળકો જઈ ભેટવાને.

તાપસી કુમારને રાજાની ઓળખાણ પાડે છે. ઉર્વશી પણ ત્યાં આવી પહોચે છે. બાપ, દિકરો અને માતા ત્રણે જણ સ્નેહથી મળે છે. હવે શાપનો અંત આવ્યો તેથી સ્વર્ગમાં જવું પડશે એમ ધારી ઉર્વશી રૂદન કરે છે અને રાજા તેનું સાન્ત્વન કરે છે. એટલામાં આકાશમાર્ગે નારદ આવે છે અને ઉર્વશીને કહે છે કે, ઈન્દ્રે તા'રા ઉપર કૃપા કરી પુરૂરવની સાથે નિરંતર રહેવાની તને રજા આપી છે. આથી સર્વત્ર આનંદ આનંદ વ્યાપી રહે છે. વાનપ્રસ્થ આશ્રમનો અંગીકાર કરવાની ઇચ્છા થવાથી રાજા પોતાના કુમાર આયુને રાજ્યાભિષેક કરવાની તૈયારી કરાવે છે. રાજ્યાભિષેકનો ઉત્સવ થાય છે અને નારદ આયુને ગાદીપર બેસાડી અભિષેક કરી આશીર્વાદ આપે છે. ભરતવાક્યના આશીર્વાદથી નાટકની સમાપ્તિ થાય છે.

**માલવિકાગ્નિમિત્ર અને વિક્રમોર્વશીય**

માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય અને શાકુન્તલ એ ત્રણે કાલિદાસનાં રચેલાં નાટકો છે. માલવિકાગ્નિમિત્ર એ તેમની નાટકોમાં પ્રથમ કૃતિ છે, વિક્રમોર્વશીય દ્વિતીય છે અને શાકુન્તલ તૃતીય છે. આમાં અનુક્રમ પ્રમાણે તેમની શ્રેષ્ઠતા છે. બંને નાટકોનાં વસ્તુ ઘણે ભાગે એક જેવાંજ છે અને પ્રસંગો પણ તેવાજ છે; પરંતુ પ્રથમકૃતિ હોવાને લીધે માલવિકાગ્નિમિત્રમાં જે કંઇ રસની, ભાવની, રચનાની, અને કવિતાની ન્યૂનતા લાગી તે આ નાટકમાં કવિએ પૂર્ણ કરી દીધી છે. ઉર્વશી અને પુરૂરવની પેઠે એ નાટકમાં માલવિકા અને અગ્નિમિત્ર નાયિકા અને નાયક છે. વિક્રમોર્વશીયમાં રાજાને પ્રત્યક્ષ દર્શનથી ઉર્વશીના ઉપર પ્રીતિ થાય છે, તેમ માલવિકાગ્નિમિત્રમાં ચિત્રદર્શનથી રાજાની માલવિકા ઉપર પ્રીતિ થાય છે. પ્રસ્તુત નાટકમાં બીજા અંકમાં રાજા પોતાની ઉર્વશી ઉપરની પ્રીતિ મિત્ર વિદૂષકને જણાવે છે, વિરહાવસ્થાનું વર્ણન કરે છે તથા ઉર્વશીની સાથે ઉપવનમાં તેનો મેળાપ થાય છે, તેજ પ્રમાણે માલવિકાગ્નિમિત્રમાં પણ અગ્નિવર્ણ વિદૂષકને પોતાનો સર્વ વૃત્તાન્ત જણાવે છે અને વસંતોત્સવ કરવા આવેલી માલવિકાને ઉપવનમાં મળે છે. ઉર્વશીના અને પુરૂરવના ઉપવનમાં થયેલા મેળાપના પ્રસંગે કાશીરાજપુત્રી જેમ ત્યાં આવી ચઢે છે, તથા રાજાનો ઉર્વશી પ્રત્યેનો પ્રેમ જાણી અપ્રસન્ન થઈ ત્યાંથી ચાલી જાય છે, તેજ પ્રમાણે માલવિકાગ્નિમિત્રમાં ધારિણી રાણી

પણ આવી ચઢે છે, તથા **માલવિકા** પ્રત્યેની રાજાની પ્રીતિ જાણી કોપાયમાન થઇ ત્યાંથી ચાલી જાય છે અને રાજા તેને મનાવે છે. આગળના અંકમાં કાશીરાજપુત્રી જેમ પ્રસન્ન થઇ ઉર્વશીને રાણી તરીકે સ્વીકારવાની રાજાને રજા આપે છે, તેજ પ્રમાણે ધારિણી પણ પોતાને હાથે **માલવિકાને** રાજાને અર્પણ કરે છે.

આ પ્રમાણે જોતાં સામાન્ય રીતે ઉભય નાટકોની રચના સમાન છે અને ઘણાખરા પ્રસંગો પણ એક બીજાને મળતા આવે છે. પરંતુ પદ્યની રચના, સૃષ્ટિસૌન્દર્યનું વર્ણન, માધુર્ય, સુકુમારતા, પ્રસાદ, રસનું પરિપોષણ, વગેરે વિષયોમાં **માલવિકાગ્નિમિત્ર** કરતાં **વિક્રમોર્વશીય** ઘણે અંશે ચઢતું જણાય છે.

**શાકુન્તલ અને વિક્રમોર્વશીય**

**માલવિકાગ્નિમિત્રની** પેઠે **શાકુન્તલની** અને **વિક્રમોર્વશીયની** રચના પણ ઘણે અંશે સમાન છે અને કેટલાક વિદ્વાનો તો એવું પણ મત આપે છે કે ઉભય નાટકમાં કયું શ્રેષ્ઠ છે, તે કહેવું કઠિન થઇ પડે છે. **વિક્રમોર્વશીય** અને **શાકુન્તલ**, એ બન્નેમાં શૃંગારરસનું પ્રાધાન્ય છે. બંને નાટકોના નાયક સમાન છે. આ નાટકમાં ઉર્વશી દિવ્ય નાયિકા છે, તેજ પ્રમાણે દિવ્ય સ્ત્રીનાથી ઉત્પન્ન થયેલી શકુન્તલા એ નાટકની નાયિકા છે. મૂર્ચ્છામાં પડેલી ઉર્વશીને જોઇ પુરૂરવના અંતરમાં પ્રેમનું બીજ રોપાય છે, તેમ આશ્રમમાં પાણી સિંચતી શકુન્તલાને જોઇ રાજાની તેના ઉપર પ્રીતિ થાય છે. પ્રેમની વૃદ્ધિ કરાવવામાં ચિત્રલેખા જેમ ઉર્વશીને સાહાય્ય કરે છે, તેમ પ્રિયંવદા અને અનુસૂય એમાં શકુન્તલાને સાહાય્ય આપે છે. પુરૂરવની પેઠે દુષ્યન્ત પણ પોતાની પ્રિયાના વિયોગથી વિધુર થઇ વિદૂષકના આગળ પોતાની સ્થિતિ વર્ણવે છે. આ નાટકમાં જેવું નાયક નાયિકાનું વિરહાવસ્થાનું વર્ણન છે, તેવું **શાકુન્તલમાં** પણ જોવામાં આવે છે. પ્રેમને વશ થયેલાં આ નાટકનાં નાયક નાયિકા જેમ પરસ્પરનાં મન વર્તી શકતાં નથી અને નિરંતર સંદિગ્ધ અંતઃકરણથી અકળાયા કરે છે, તેવીજ સ્થિતિ દુષ્યન્ત અને શકુન્તલાની પણ જોવામાં આવે છે. પુરૂરવ અને ઉર્વશી પ્રથમ સમાગમ થયા પછી ઉપવનમાં મળે છે તથા ત્યાં ઉર્વશી પોતાનો સમાન પ્રેમ સૂચવતી એક પત્રિકા રાજાને લખે છે, તેમ દુષ્યન્ત તપોવનમાં પુનઃ પોતાની પ્રિયાને પત્રમાં લખવાની પદ્ય રચનામાં ગુંથાયલી જુવે છે. બંને નાટકોમાં

નાયક નાયિકાની ઉચ્ચ પ્રેમભાવના, કુલીનતા, વિનય, સરળતા, પરસ્પરમાં તન્મયતા, વચનચાતુરી તથા સખીઓની સમયોચિત બુદ્ધિ અને વિદગ્ધતા સમાન જોવામાં આવે છે. રાજાના પ્રેમને લીધે મુગ્ધ થયેલી ઉર્વશી જેમ પોતાના કાર્યમાં સ્ખલન કરવાથી ગુરુનો શાપ પામે છે, તેજ પ્રમાણે **શકુન્તલા** પણ દુષ્યન્તસંબંધી વિચારોમાં લીન થઇ જવાથી અતિથિસત્કારમાં અપરાધ કરી શાપનો ભોગ થઇ પડે છે. બંને નાટકોમાં નાયક નાયિકાનો વિયોગ શાપના બળેજ થાય છે અને જુદાં જુદાં નિમિત્તથી તેમનો પુનઃસંયોગ થાય છે. રાજાનાથી ઉત્પન્ન થયેલા પોતાના પુત્રને ઉર્વશી **ચ્યવન** મુનિના આશ્રમમાં ઉછેરે છે, તેજ પ્રમાણે **શકુન્તલા** પણ કણ્વ મુનિના આશ્રમમાં પોતાના પુત્ર **ભરત**નુ સંવર્ધન કરે છે. બંને નાયકો પોતાનાં સંતાનને ઓળખતા નથી, તે પ્રસંગે વાત્સલ્યપ્રેમનું માતપિતાના ઉપર કેવું પ્રાબલ્ય છે તે કવિએ બંને નાટકોમાં યથાર્થ જણાવેલું છે. આ નાટકમાં છેલ્લા અંકમાં જેમ **રાજા**, **ઉર્વશી** અને કુમાર **આયુ**નો મેળાપ કરાવ્યા પછી નાટકની સમાપ્તિ થાય છે, તેજ પ્રમાણે દુષ્યન્ત, **શકુન્તલા** અને **ભરત**ના સમાગમની સાથે **શાકુન્તલ** નાટકનો અંત આવે છે.

ઉપર પ્રમાણે જોતાં બંને નાટકોમાં વસ્તુસંકલના ઘણે ભાગે સમાન છે. સૃષ્ટિસૌન્દર્યનાં વર્ણનો બંનેમાં સમાન મનોહરતાવાળાં છે. સુકુમાર મનોવૃત્તિઓ પણ બંનેમાં સમાન રીતે ચિતરાઇ છે. ભાષાની સર્વાંગ સુંદરતા અને વિચારોનું ગાંભીર્ય એક સરખાં છે. પદ્યની સુઘટિત રચના, શબ્દની કોમળતા, વાણીની મધુરતા, પદનું લાલિત્ય, અને અવિચ્છિન્ન રસપ્રવાહ, સહૃદય વાચકને સમાન આનંદ આપે છે. **વિલ્સન** સાહેબ કહે છે કે આ નાટકો જોકે ઘણે અંશે સરખાં છે તોપણ કવિનું નાટ્યરચનાનું ચાતુર્ય **શાકુન્તલ**ના કરતાં આ'માં વિશેષ જોવામાં આવે છે. **શાકુન્તલ**ના કરતાં **વિક્રમોર્વશીય**માંના ઉત્તરોત્તર પ્રસંગો એક બીજામાંથી ઘણીજ સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે. આનાં નાયક નાયિકા **શાકુન્તલ**ના કરતાં ઘણાં રસિક છે. આ ત્રણે નાટકોની સરખામણી કરવાથી વાંચનારને જણાઇ આવશે કે, **માલવિકાગ્નિમિત્ર** લખતાં જે રસની ઉર્મિઓ કવિના અંતરમાં રહી ગઇ, તેનો સમાવેશ **વિક્રમોર્વશીય**માં કર્યો અને **વિક્રમોર્વશીય**માં જે રસ ન માયો, તે **શાકુન્તલ**માં સંક્રાન્ત કર્યો. આટલા માટેજ **શાકુન્તલ** રસના એક સમગ્ર પાત્ર તરીકે સર્વ માન્ય ગણાય છે.

વિક્રમોર્વશીયનો ચોથો અંક એ માત્ર સર્વે નાટકોમાં વિલક્ષણ પ્રસંગ છે. અલેકઝાન્ડર વન હુમ્બોલ્ટ સાહેબ લખે છે કે, પ્રસ્તુત નાટકનો ચોથો અંક કાલિદાસના સમયમાં અને તેના પછી લખાયેલી અત્યંત મનોહર કવિતાનો એક નમુનો છે. અને વસ્તુતઃ છે પણ તેમ. શાકુન્તલની પેઠે આ નાટકે એતદ્દેશીય રસીકોને રસપ્રવાહમાં લીન કર્યા છે એટલુંજ નહીં, પણ વિદેશીય વિદ્વાનોનાં હૃદય પણ રસથી ભરી નાંખ્યાં છે. એટલા માટેજ તેનાં ભિન્ન ભિન્ન ભાષાઓમાં ભાષાન્તર થયેલાં છે. પ્રસિદ્ધ વિલ્સન સાહેબે એનું ગદ્ય અને પદ્યમાં ભાષાન્તર કર્યું છે. કોવેલ સાહેબે પણ એનું ઇંગ્રેજીમાં ભાષાન્તર કરેલું છે. લેન્ઝ સાહેબે એનું જર્મન ભાષામાં ભાષાન્તર કર્યું છે. વળી હિર્ઝલે સાહેબે તથા હુફર સાહેબે પણ એનાં સ્વભાષામાં ભાષાન્તર કર્યાં છે. બાલેન્ઝ સાહેબે રૂષિઆમાં પણ આની કીર્તિ પ્રસારી છે અને મોનિરવુલ્લીયમ વગેરે સંસ્કૃત ભાષાના સમર્થ વિદ્વાનોએ આની સંસ્કૃત આવૃત્તિઓ પણ ઘણી કાઢી છે.

**ભાષાન્તર** આ ઉપરથી પ્રસ્તુત નાટકની લોકપ્રિયતા સહજ લક્ષમાં આવશે. આપણા દેશના કવિરત્નના લખેલા આ'વા લોકપ્રિય નાટકને આપણી ગુર્જરપ્રજાનો મોટો ભાગ જાણતો પણ નથી એમ કહીએ તો ચાલે. કાલિદાસના, આ રસિક નાટકના રસનું ગુજરાતી પ્રજાને પ્રથમ આસ્વાદન કરાવવાનું માન રા. રા. રણછોડભાઇ ઉદયરામને ઘટે છે. લગભગ ત્રીસેક વર્ષ ઉપર એમણે તે વખતના વાચક વર્ગની અભિરૂચિને તૃપ્ત કરે એવું ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું હતું. તે કાળમાં નાટકની વિશ્વાસપાત્ર પ્રતો ઘણીજ થોડી હતી, તેમ છતાં પણ એમણે રસવિચ્છેદ ન થાય તેવી રીતે સંભાળથી તેનું ભાષાન્તર કરી આપણને કાલિદાસની પ્રસાદીનો લાભ આપ્યો છે, તેને માટે આપણે તેમના ઉપકારી છીએ. દિવસે દિવસે લોકોનો વાંચવાનો શોખ વિદ્યાની વૃદ્ધિની સાથે વધતો જાય છે અને તેની સાથે સામાન્ય તેમજ સૂક્ષ્મ દૃષ્ટિથી વાંચનારાઓની વૃત્તિ પણ કંઇક બદલાતી જાય છે. એ કાળપછી વિક્રમોર્વશીયની વિશ્વાસપાત્ર પ્રતો છપાઇ છે અને તેમાં રા. રા. પંડિતની યુનિવર્સિટીવાળી આવૃત્તિ કંઇક વિશેષતાવાળી છે. જુનાં પાઠાન્તરોનો પણ સારો નિર્ણય થયો છે. લોકો ઘણો કાળ થવાથી કાલિદાસની આ કૃતિનો રસ ચાખવા કંઇક પુનઃ ઉત્સુક જણાય છે. સામાન્ય વાચકવર્ગ સીવાય નવા અભ્યાસીઓ

પણ એને વારંવાર સૂક્ષ્મદષ્ટિથી વાંચે છે, અને પૂર્વે થયેલા ભાષાન્તરની પ્રતો હવે મળતી નથી, એ બધાં કારણો આ ભાષાન્તરના હેતુભૂત છે.

ઉપર કહ્યા તેવા ઉદ્દેશથી વિક્રમોર્વશીયનું જુદી જુદી આવૃત્તિઓ મેળવી મેં સમશ્લોકી ભાષાન્તર કરેલું છે. ઘણેખરે ઠેકાણે એનાંએજ વૃત્ત રાખેલાં છે તથા એક છંદનું એકજ છંદમાં ભાષાન્તર કરેલું છે; પરંતુ ભાષાન્તરમાં નડતી અગવડોને લીધે એ નીયમનો કોઈ સ્થળે ભંગ પણ થયો છે. 'કાવ્ય રચવાના આનંદમાં કંઇક અવર્ણનીય કષ્ટ છે, જે કવિઓજ જાણે છે' તે પ્રમાણે ભાષાન્તર કરવામાં પણ કંઇક કષ્ટ છે, તે ભાષાન્તર કરે તેનેજ ખબર પડે છે. ઘણા એમ માનતા હશે કે પદ્યની પદ્યરચના અને ગદ્યની ગદ્યરચના કરવી એજ ભાષાન્તર. પરંતુ ખરૂં જોતાં તેમ નથી. માત્ર ભાષાનો ફેર કરવો એ કંઇ ભાષાન્તર ન કહેવાય. પદ્યની પદ્યરચના અને ગદ્યની ગદ્યરચના કરવી એ તો માત્ર એક ખોળિયું કરવા જેવું છે. તેની પેલી તરફ કંઈક ચૈતન્ય જેવો અપૂર્વ પદાર્થ રહેલો છે. સર્વાંગ શુદ્ધ એક ખોળીયું બનાવો, પરંતુ તેમાં જેમ આત્મા વિના કંઇ ચૈતન્ય ભાસતુ નથી, તેમ પદ્યરચનામાં પણ તેના આત્મારૂપી રસચૈતન્ય ન આવે ત્યાં સુધી તે જડપદાર્થમયજ લાગે છે. કાલિદાસ જેવા રસની સિદ્ધિ કરનાર કવિની કવિતા એક સુંદર શતદલ પદ્મ જેવી, કિંવા પુષ્પની મનોહર માલા જેવી છે. તેને એકવાર વિખેરી પુનઃ યોજવા જાવ કે તત્ક્ષણે તેની મનોહરતાનો, તેના સુગંધનો, નાશ થાય છે. મિલ્ટનની કવિતાની પ્રશંસા કરતાં લોર્ડ મેકોલે લખે છે કે, એ કવિનો પ્રત્યેક શબ્દ કાવ્યથી ભરપૂર છે. તેમાંનો એક શબ્દ આમથી આમ ફેરવ્યો કે સઘળી રચના વણસી જાય છે. આવોજ પ્રકાર કાલિદાસનાં કાવ્યનો છે. ભાષાન્તર કરવાને માટે તેની પદ્યની રચના છોડી કે તરતજ તેમાંથી રસનો, વર્ણાનુક્રમનો, માધુર્યનો, પદલાલિત્યનો, વિપર્યય થાય છે. આ વિપર્યયને પાછો અન્ય ભાષામાં યથાસ્થિત રીતે યોજવો એ કામ સ્વતંત્ર કાવ્ય લખવા કરતાં કેટલું કઠિન છે, તે સહજ સમજવામાં આવશે. લાલિત્ય, માધુર્ય, પ્રસાદ અને રસવત્તા એ કાલિદાસનાં કાવ્યના મુખ્ય ગુણ છે, અને જ્યાં સુધી ભાષાન્તરમાં પણ આ ગુણો ઘણે અંશે ઉતારવામાં ન આવે ત્યાં સુધી મૂળના કાવ્યની કિંમત વાંચનારને થઇ શકેજ નહીં. આજ સુધી ઘણાયેં

કવિઓ થઇ ગયા છે, અને કાલિદાસે જે ભાષામાં, અને જે વૃત્તોમાં પદ્ય લખ્યાં છે તેમાં તેમણે પણ લખ્યાં છે. પરંતુ તેમાં કેટલું અંતર છે તે વિદ્વાનો જાણે છે. આ અંતર પડવાનું કારણ માત્ર કવિત્વશક્તિની સંપૂર્ણતા અથવા ન્યૂનતાજ છે. કાલિદાસ, ભવભૂતિ અને બાણનાં કાવ્યોનો ખરો રસ અને ખુબી તો જે સંસ્કૃત જાણે છે તેજ જાણી શકે છે; તેમ છતાં ભાષાન્તરદ્વારાએ એ રસનું આસ્વાદન તે ભાષા ન જાણનારને કરાવવું અને તેની ખૂબીઓ બતાવવી, એ કાર્યની સિદ્ધિ જ્યાં સુધી મૂળ પદ્યોની સુકુમારતા, પદલાલિત્ય, પ્રસાદ, મધુરતા અને રસ ઘણે અંશે ભાષાન્તરમાં ઉતારવામાં ન આવે, ત્યાં સુધી થવાનો સંભવ નથી. ઉક્ત કાર્ય સાધવાને માટે ભાષાન્તરની અમુક પદ્ધતિ ગ્રહણ કરવાની આવશ્યક્તા છે. ભાષાન્તરના સામાન્ય રીતે ત્રણ વિભાગ પાડી શકાય. એક શબ્દગ્રાહી, અર્થગ્રાહી, અને ઉભયગ્રાહી. શબ્દગ્રાહી ભાષાન્તરમાં પદ્યના શબ્દોની કોમળતાનો, તત્તદ્ અર્થ દ્યોતક શક્તિનો, શબ્દોની પરસ્પર સાથેની સંકલનાનો સમાવેશ કરી શકાય. અર્થગ્રાહીમાં અર્થ, ભાવ, રસ, વગેરેનો અંતર્ભાવ થઇ શકે, અને ઉભયગ્રાહીમાં પદલાલિત્ય, માર્દવ, પ્રસાદ, અર્થ, ભાવ, રસ, ઇત્યાદિ કાવ્યના સમગ્ર ગુણોનો સમાવેશ થઇ શકે. ગ્રંથપરત્વે ભાષાન્તરોની રૂઢીમાં પણ ભિન્નત્વ હોય છે. વ્યાકરણ, ન્યાય આદિ શાસ્ત્રીય ગ્રંથોનાં ભાષાન્તર શબ્દગ્રાહી થવાં જોઇએ. ધર્મશાસ્ત્રાદિનાં ભાષાન્તરોમાં અર્થનું પ્રાધાન્ય જોઇએ, અને સાહિત્યના ગ્રંથોમાં ઉભયનું ગ્રહણ કરવું એ વધારે ઇચ્છિવા યોગ્ય છે. કારણ કે એકલા શબ્દો ઉપર આધાર રાખી ભાષાન્તર કરવામાં આવે તો અર્થ, ભાવ, રસ, વગેરેને હાનિ થવાનો સંભવ રહે છે, અને અર્થગ્રાહી ભાષાન્તર કરવામાં આવે તો શબ્દગ્રાહી ભાષાન્તરમાં રહેલા માધુર્ય, સુકુમારતા વગેરે ગુણોની ક્ષતિ થવાનો સંભવ છે; પરંતુ ઉભયગ્રાહીમાં તો સર્વનો અંતર્ભાવ થવાથી ભાષાન્તર વિશેષ મનોહર થાય છે.

પ્રસ્તુત ભાષાંતર એ રૂઢીને અનુસરીને કરવામાં આવ્યું છે. મૂળનાં પદ્યનો પ્રસાદ, મધુરતા, પદલાલિત્ય, ભાવ, રસ વગેરેને હાનિ ન થાય એ માટે બનતો પ્રયાસ કર્યો છે. વૃત્તો પણ ઘણે સ્થળે તેનાં તેજ રાખવામાં આવ્યાં છે અને જ્યાં આગળ એક પદ્યમાં ભાવનો સમાવેશ થઇ શક્યો નથી ત્યાં એકાદ સ્થળે એકનાં બે પદ્ય પણ કર્યાં છે. એકાદ બે

રહીજતા શબ્દને ભાષાન્તરમાં આણવાનો પ્રયત્ન કરતાં જ્યાં રસ, ભાવ, પ્રસાદ અથવા સરળરચનાને હાનિ થવાનો સંભવ લાગ્યો હશે ત્યાં તેવા શબ્દોને મુકી પણ દેવા પડ્યા છે. 'ઘડે ઘડો ભરી શકાતો નથી' એ કહેવત પ્રમાણે આમાં પણ કોઇકોઇ સ્થળે, પદલાલિત્યની, માધુર્યની, પ્રસાદની, રસની કે ભાવની ન્યૂનતા પણ આવી હશે. યથાર્થગ્રહણમાં કોઇ સ્થળે સ્ખલન પણ થયું હશે અને કોઇ કોઇ સ્થળે પદ્યરચનામાં કિલષ્ટતા પણ આવી હશે. ભાષાન્તરને જેમ બને તેમ સરળ કરવામાં તથા પદ્યોને મધુર અને કિલષ્ટતારહિત કરવામાં મેં યથાશક્તિ પ્રયાસ કર્યો છે; પરંતુ તે કેટલે અંશે સફળ થયો છે તે વિચારવાનું કામ રસિક વાચકવર્ગનું અને વિદ્વાન્ ટીકાકારોનું છે. કારણ કે,

'हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा.'

**પ્રાકૃત ક્ષેપક.** પ્રસ્તુત નાટકના ચોથા અંકમાં ઘણા પ્રાકૃત શ્લોક પાછળથી ઉમેરેલા છે. આ ક્ષેપકોને માટે કેટલાએક એવું અનુમાન કરે છે કે તે કાલિદાસના પોતાના રચેલા શ્લોક છે, અને કેટલાએક એ પાછળના કોઇ કવિઓએ અંદર ઉમેરેલા હશે એમ ધારે છે. પરંતુ ખરૂં જોતાં તે કાલિદાસના નથી કારણ કેઃ—

૧ તે અમુક પાત્રના બોલેલા છે એમ કહી શકાતું નથી.

૨ આરંભના પેહેલા બે શ્લોક જો કાલિદાસે બનાવેલા હોય તો ચિત્રલેખા અને સહજન્યાનું તે ઉપર ધ્યાન ખેંચાયેલું હોવું જોઇએ; પરંતુ તેમ જણાતું નથી.

૩ કેટલાંએક પદ્યોને અંકના પ્રવાહની સાથે લેશ પણ સંબંધ હોય એમ જણાતું નથી અને માત્ર સંસ્કૃત પદ્યોની માગધીમાં પુનરૂક્તિ કરી હોય તેવાંજ લાગે છે.

૪ રાજા ઉન્મત્તાવસ્થામાં છે એટલે કોઇ કોઇ સ્થળે પ્રાકૃત બોલે છે એમ કેટલાએક અભિપ્રાય આપે છે, પરંતુ જો એમ હોય તો રાજા સઘળાં પદ્ય માગધીમાં બોલે અને ગદ્ય તો સંસ્કૃતમાંજ બોલે એમ કેમ હોય? વળી જ્યારે એને બરાબર શુદ્ધિ આવે છે ત્યારે પણ એ પ્રાકૃત પદ્ય બોલે છે તેનું શું કારણ?

વળી ઘણી ખરી હસ્તલિખિત પ્રતોમાં આ માગધીશ્લોક જોવામાં આવતા નથી અને જ્યાં જ્યાં તે મુકવામાં આવ્યા છે ત્યાં ત્યાં નાટકની કથાના અવિચ્છિન્ન પ્રવાહને બાધકર્તા હોય તેવા લાગે છે. એ બધાં

કારણોથી એ શ્લોકો કાલિદાસના રચેલા નથી. માત્ર એમાં એટલી ખુબી છે કે તે વાદ્યની સંગાથે અભિનય પૂર્વક જુદા જુદા રાગથી ગવાઇ શકે તેવા છે. ઉક્ત હેતુથી આ શ્લોકો પાછળથી નાટકમાં મુકી દેવામાં આવ્યા હશે એ નિર્વિવાદ છે. આ કારણથી ચોથા અંકમાંના શ્લોકને ક્ષેપક ગણી તેમનું ભાષાન્તર કર્યું નથી.

**આવૃત્તિઓ.** આ ભાષાન્તર કરવામાં રા. રા. શંકર પાંડુરંગ પંડિતની યુનીવરસીટી તરફથી પ્રસિદ્ધ થયેલી આવૃત્તિનો મુખ્ય આધાર લેવામાં આવ્યો છે. કારણ કે આજસુધી પ્રસિદ્ધ થયેલી આવૃત્તિઓમાં એ શ્રેષ્ઠ છે, અને વિશેષ વિશ્વાસને યોગ્ય છે. એ સિવાય મી૦ વૈદ્યની, નિર્ણયસાગરની, કલકત્તાની, એ વગેરે પ્રતોનું અનુકૂળતા પ્રમાણે સાહાય્ય લીધેલું છે. મી૦ પંડિતની પ્રતનાં પાઠાન્તરો જ્યાં જ્યાં અરૂચિકર લાગ્યાં ત્યાં ત્યાં અન્ય પ્રતોમાંથી પાઠ સ્વીકારવામાં આવ્યા છે. મી૦ પંડિતની પ્રત સિવાય બીજી પ્રતોમાંથી સ્વીકારેલા પાઠની આસપાસ " " આ પ્રમાણે બેવડાં અવતરણ ચિન્હ મુકવામાં આવ્યાં છે કારણ કે, તેથી વાંચનારને કયા પાઠનું ભાષાન્તર કરેલું છે તે સહજ સમજાઇ આવે. મૂળના પાઠ જ્યાં જ્યાં બદલવા યોગ્ય લાગ્યા છે ત્યાં ત્યાં નવા પાઠ સ્વીકારવાનાં કારણ દર્શાવેલાં છે. ભાષાન્તરના પદ્યનો અર્થ કાચા વાંચનારને બરાબર સમજાય તથા તે તે વિષય સંબંધી કંઇક સવિશેષ જ્ઞાન મળે એટલા માટે નીચે ટીકા આપેલી છે ભાષાન્તરમાં પ્રસંગોપાત્ત કેટલાએક કઠિન શબ્દો આવેલા હશે; તેના અર્થ નીચે ટીકામાં ન આપી શકાવાથી પાછળ નાનો કોશ આપેલો છે તે શબ્દોના અર્થને માટે ઉપયોગી થઇ પડશે.

પ્રસ્તુત ભાષાન્તર કરવામાં મારા મિત્ર રા. રા. મણિભાઇ છબારામ, રા. રા. યશવંતરાય કેશવલાલ બી. એ. તથા રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી. એ. એ જે અમૂલ્ય સાહાય્ય કરેલું છે તેને માટે હું તેમનો આભાર માનું છું તેમજ ગુજરાતીના અધિપતિ રા. રા. ઇચ્છારામ સૂર્યરામ જે ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિને માટે ઉત્સાહ પૂર્વક પ્રવૃત્ત રહે છે તેમણે આ નાટકની પ્રસિદ્ધિને અર્થે જે શ્રમ લીધો છે તેને માટે તેમનો પણ હું આભારી છું.



# મહાકવિ કાલિદાસ.

## हरिणीवृत्तम्.

'भुजवनतरुच्छायां येषां निषेव्य महौजसाम् ।
जलधिरशना मेदिन्यासीदसावकुतोभया ॥
स्मृतिमपि न ते यान्ति क्ष्मापा विना यदनुग्रहम् ।
प्रकृतिमहते कुर्मस्तस्मै नमः कविकर्मणे' ॥

ઉપરના શ્લોકમા કહ્યા પ્રમાણે કવિત્વમાં કંઇક અપૂર્વ માહાત્મ્ય સમાયેલું છે. એના સંસર્ગમાં આવનાર મનુષ્ય વા વસ્તુને કાલાન્તર સુધી લોકો અમર રૂપે જુવે છે. જગતના ઉપર નિઃસીમ ઉપકાર પરંપરા કરનારા રસસિદ્ધ કવિઓ સૃષ્ટિકારના સમાન વંદનીય છે, એ સર્વથા સત્ય છે. સૃષ્ટિકારની સૃષ્ટિ જેમ ચક્ષુદ્વારા મનને આનંદ આપે છે તેમ કવિસૃષ્ટિ મનશ્ચક્ષુદ્વારા અંતરાત્માને પ્રસન્ન કરે છે અને ચિરસ્થાયી છે. કોઇ અપૂર્વ ઇશ્વરાનુગ્રહથીજ મનુષ્યનામાં આ'વી સર્વગ્રાહી કવિત્વશક્તિનો આવિર્ભાવ થાય છે; મનુષ્ય પ્રયત્ન એમાં ઘણે અંશે નિષ્ફલ થાય છે. કવિ ભારવી પણ કહે છે કે—

विचित्रवर्णाभरणासुखश्रुतिः प्रसादयन्ती हृदयान्यपि द्विषां ।
प्रवर्तते नाकृतपुण्यकर्मणां प्रसन्नगंभीरपदा सरस्वती ॥

સેંકડો મનુષ્યો કવિત્વ પામવાને અર્થે પ્રયાસ કરે છે પરંતુ એ કંઇ પ્રયાસપ્રાપ્ય પદાર્થ નથી કે સહજ મળી શકે. સંસ્કૃત ભાષા ભણી દૃષ્ટિ કરિશું તો માલમ પડશે કે, ઘણા ઘણા કવિઓ થઇ ગયા છે અને ઘણાએ કવિત્વ મેળવવાને માટે પ્રયાસ પણ કર્યા છે; પરંતુ તેમાંથી વિરલા પુરૂષોજ પોતાનાં સત્કાવ્યને લીધે યશઃશરીરે આજ સૂધી અમર રહ્યા છે અને નિરંતર માન પામે છે.

સરસ્વતીના લાડિલા, આ'વા ગણ્યાગાંઠ્યા કવિઓમાં મહાકવિ કાલિદાસનું સ્થાન પ્રથમ છે એક સંસ્કૃતકવિ લખે છે કે:—

---

* જે મહા ઓજસ્વી રાજાઓના ભુજવનતરૂની છાયામાં વિશ્રામ લેવાથી સમુદ્રની મેખલાવાળી આ પૃથ્વી ચારે તરફથી નિર્ભય લાગતી હતી, તેવા રાજાઓ પણ જેની કૃપા વિના આજ સ્મરણમાં પણ આવતા નથી, એવા પ્રકૃતિથીજ મહત્તાવાળા કવિકર્મને પ્રણામ કરૂં છું.

'पुरा कवीनां गणनाप्रसंगे कनिष्ठिकाधिष्ठितकालिदासाः ।
अद्यापि तत्तुल्यकवेरभावात्अनामिका सार्थवती बभूव' ॥

પૂર્વે કવિઓની ગણના કરવા માંડી ત્યારે કાલિદાસનું નામ કનિષ્ઠિકા (ટચલી આંગળી) ઉપર મુકી આગળ ગણવા માંડ્યું; પરંતુ આજ સૂધી એમના જેવા ઉત્તમ કવિના અભાવને લીધે જોડેની આંગળીપર મુકવાને બીજા કોઇ કવિનું નામ ન જડ્યું ત્યારે, ટચલીની જોડેની આંગળીને અનામિકા (નામ વિનાની) એવું નામ આપવું પડ્યું.

કાદમ્બરીનો કર્તા મહાકવિ **બાણભટ્ટ** પોતાના **શ્રીહર્ષચરિતમાં** લખે છે કેઃ—

'निर्गतासु न वा कस्य कालिदासस्य सूक्तिषु ।
प्रीतिर्मधुरसार्द्रासु मंजरीष्विव जायते ॥

મધુરસથી નિગળતી મંજરીઓની પેઠે કાલિદાસના મુખમાંથી નિકળેલી સુઉક્તિઓમાં કયા માણસને પ્રીતિ ઉત્પન્ન નથી થતી? આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે કાલિદાસની શ્રેષ્ઠતા સામાન્ય વાચકવર્ગે નહીં પરંતુ તે કાલના અને ત્યાર પછી થયેલા શ્રેષ્ઠ કવિઓએ પણ માન્ય રાખી છે. એ કવિની પ્રસિધ્ધિ એકલા **ભરતખંડમાં** થઇ છે એટલુંજ નહીં પરંતુ યુરોપ, **એશીઆ** અને **અમેરીકામાં** પણ આજ સુધી તેમના યશનું ગાન થયાં કરે છે. એમનાં કાવ્યોની હજારો પ્રતો છપાઇ છે, તેના ઉપર બધી મળી સેંકડો ટીકાઓ થઇ છે અને વિધવિધ ભાષામાં તેમનાં ભાષાન્તરો પણ થયેલાં છે. **દ્વારકાંથી*** તે **આસામ** સુધીમાં અને કન્યા-કુમારીથી તે કાશ્મિર સુધીમાં એવો એક પણ કેળવાયેલો મનુષ્ય નહીં હોય કે જેણે કાલિદાસનાં કાવ્યો અથવા નાટકોનો એકાદ સર્ગ અથવા અંક નહીં વાંચ્યો હોય. જેવી રીતે ગંગા અને ગોદાવરીની આસપાસના પ્રદેશોમાં એમનાં કાવ્યો વંચાય છે તેવીજ રીતે અને તેટલાજ ઉત્સાહ તથા પ્રેમપૂર્વક હ્રાઇન અને ટેમ્સના પ્રદેશોમાં પણ વંચાય છે.

આપણા દેશના કવિઓના અલંકારરૂપ આ કાલિદાસ કવિની આવિ વિશ્વવિખ્યાત કીર્તિ સાંભળી પ્રત્યેક મનુષ્યને, તે કોણ હતા, ક્યાં અને ક્યારે જન્મ્યા હતા, તેમના મિત્રો કોણ હતા, તેમનાં માતપિતા કોણ હતાં, તેમની રીતભાત, વિચારો, વગેરે કેવાં હતાં, તેમનો આશ્રય-દાતા કોણ હતો, ઇત્યાદિ વિષયે કંઇ કંઇ જાણવાની જીજ્ઞાસા થાય એ

* મી. નંદારગીકરનું મેઘદૂત.

સ્વભાવિકજ છે. પરંતુ દુર્ભાગ્યે આ જીજ્ઞાસા તૃપ્ત થવાનો સંભવ નથી. એતો અતૃપ્તજ રહી જવાની. પાશ્ચિમાત્ય વિદ્વાનો કાલિદાસને હિંદુસ્તાનના શેકસપીયરની ઉપમા આપે છે. શેકસપીયર કવિનાં કાવ્યો જેવાં ઉત્તમ છે તેવાંજ કાલિદાસનાં પણ છે. અને એ કવિનું જીવનચરિત જેમ અંધકારથી આવૃત્ત છે, તેમ આપણા કવિનું પણ છે. એટલે ઉભયપક્ષે બંને કવિરત્નો સમાનજ છે. **ભવભૂતિ**, **બાણ** વગેરે કવિઓએ સ્વલિખિત પુસ્તકોમાં પોતાના સંબંધમાં કંઇ કંઇ પણ દર્શાવ્યું છે, તે ઉપરથી બીજું તો નહીં પણ તેમની જન્મભૂમિ અને કાળનો નિર્ણય થઇ શકે છે; પરંતુ કાલિદાસે તો પોતાનાં ઘણાં ખરાં કાવ્યોમાં પોતાનું નામ સરખું પણ આપ્યું નથી, એટલે એમના સંબંધમાં કંઇ પણ માહિતી મેળવવાને માટે આપણે અસમર્થ થઇ પડીએ છીએ. એમના સંબંધે દેશીય અને વિદેશીય વિદ્વાનોએ સ્તુતિપાત્ર શ્રમ કર્યો છે તેના ફળરૂપ કંઇક કંઈક વૃત્તાન્ત મળી આવે છે; પરંતુ તે હજી સંશયાત્મકજ છે. જન્મચરિતના સંબંધમાં કાલિદાસે વિદ્વાનોને જેટલો પરસેવો ઉતરાવ્યો છે તેટલો કોઇ પણ કવિએ ઉતરાવ્યો નથી. આટલું છતાં પણ દૃઢ સાધનો વિના એતદ્દેશીય અને વિદેશીય વિદ્વાનોએ સતત પરિશ્રમ કરી આપણને જે કંઇ માર્ગ દર્શાવ્યો છે તેને માટે આપણે તેમના અત્યંત આભારી છીએ.

પ્રત્યેક મહાપુરૂષનો વૃત્તાન્ત જાણવાનાં સામાન્ય રીતે જોતાં ત્રણ સાધનો છે. (૧) તેમના સંબંધમાં કાળક્રમ પ્રમાણે ચાલતી **દંતકથાઓ**, (૨) ઇતિહાસમાંથી ઉપલબ્ધ થતાં **બાહ્યપ્રમાણો** અને (૩) તેમના ગ્રંથોમાંથી ઉપલબ્ધ થતાં **આંતરપ્રમાણો.** આ ત્રણેનું નિરીક્ષણ કરતાં આપણા મહાકવિના જન્મ અને ચરિતને વિષે આપણને કંઇ પણ ખબર મળી શકે છે કે નહીં તેનો વિચાર કરીશું.

## (૧) દંત કથાઓ.

કાલક્રમ પ્રમાણે કાલિદાસને માટે અનેક પ્રકારની દંતકથાઓ ચાલતી આવેલી છે. કેટલીએક **વિક્રમના** સંબંધમાં છે, કેટલીએક **ભોજના** સંબંધમાં છે અને કેટલીએક **લંકાના** રાજા **કુમારદાસ**, **પ્રવરસેન** આદિના સંબંધમાં છે. આવી દંતકથાઓ આ સ્થળે આપતાં વિષય ઘણો વિસ્તૃત થઇ જવાનો સંભવ રહે છે, માટે એમાંની જે જે કથાઓ કંઇક પ્રમાણયુક્ત છે તેજ માત્ર સંક્ષેપમાં અત્રે આપીશું.

૧૦ ઈ. સ. ૧૦૪૪માં મુંજરાજનો ભત્રિજો ભોજ ધારાનગરમાં રાજ કરતો હતો. નાનપણથીજ તે વિદ્યાવિલાસી હતો. ગાદીએ આવતાં તેણે વિદ્વાનોનો અને કવિઓનો સારો સત્કાર કરવા માંડયો. આથી દાનના લોભી ભ્રમર જેવા અનેક વિદ્વાનો અને કવિઓ ધારાનગરમાં આવી નિવાસ કરવા લાગ્યા. પ્રસંગોપાત્ત કાવ્ય કરી કવિઓ ભોજની પાસેથી લાખ લાખ રૂપીઆ ઈનામ લઈ જતા હતા. ભોજ પોતે કવિતા કરી જાણતો હતો અને ઉત્તમ રસજ્ઞ હોવાથી અનેકવાર કવિઓને સમસ્યા-પૂર્તિઓ પુછવાનો તેને વિશેષ શોખ હતો. દિગન્તરોમાં તેની કીર્તિ પ્રસરવા લાગી તેથી ભવભૂતિ, બાણ, દણ્ડિ, વરરૂચિ, મયૂર, રેફણ, હરિશંકર, કલિંગ, વિનાયક, મદન કોકિલ, તારેન્દ્ર વગેરે કવિઓ તેના દરબારમાં આવી રહ્યા હતા. થોડાક કાળ પછી સર્વે કવિઓના શિરોમણિરૂપ કાલિદાસ નામે કવિ ત્યાં આવી ભોજને આશ્રયે રહ્યા. આ કવિનામાં અસાધારણ કવિત્વ હોવાથી ભોજની તેમની સાથે અત્યંત ગાઢ મૈત્રી બંધાઇ. પ્રત્યેક દિવસે ભોજ સભામાં સમસ્યાઓ પુછે અને જે કોઇનાથી પૂરી ન થાય તે કાલિદાસ પૂર્ણ કરે. એમ કરતાં કરતાં ઘણા દિવસ વીતિ ગયા. સર્વે કવિઓના કરતાં કાલિદાસને વિશેષ માન અને દ્રવ્ય મળવા માંડયું, તેથી બીજા વિદ્વાનો તેનો દ્વેષ કરવા લાગ્યા તથા તેને ગમે તે પ્રકારે દરબારમાંથી કઢાવવાનો પ્રયત્ન આરંભ્યો. રાજદરબારની એક દાસીને ફોડી, તેની પાસે સ્વપ્નમાં રાજાને એવું સૂચન કરાવ્યું કે કાલિદાસ અને રાણી લીલાવતીદેવીને અયોગ્ય સંબંધ છે તથા કાલિદાસ રાત્રીએ સ્ત્રીને વેશે તેમને મળવા જાય છે. દાસીને ઉંઘમાં આવું બડબડતી જોઇ રાજાને સંશય આવ્યો તેથી તેણે કાલિદાસની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. પછી એક દિવસે ભોજ જમવા બેઠો હતો અને રાણી લીલાદેવી થાળ લઇ મગની સછલ્લી દાળ અને ભાત પીરસતી હતી. એટલામાં કાલિદાસ ત્યાં આવ્યો તેને જોઇ ભોજે પુછ્યું કેઃ—

मुद्गदाली गदव्याली कवीन्द्र वितुषा कथम् ।

કવિરાજ રોગને હણનારી આ મગની દાળનાં છોડાં કેમ ઉખડી ગયાં હશે? આ પ્રશ્ન સાંભળી કાલિદાસે ઉત્તર આપ્યો કે—

अन्धोवल्लभसंयोगे जाता विगतकंचुकी ॥

આ ભાતરૂપી વલ્લભનો સંયોગ થતાં એણે પોતાની છોડાંરૂપી કંચુકી ઉતારી નાંખી છે. કાલિદાસના આ ઉત્તરનો મર્મ સમજી લીલાદેવીને

હસવું આવ્યું તેથી ભોજના મનમાં જે વેહેમ હતો તે દૃઢ થયો. તેજ દિવસથી રાજાની કવિના ઉપરથી પ્રીતિ ઘટવા લાગી. એક શંકા બીજી શંકાને જન્મ આપે છે, એ પ્રમાણે રાજાએ અનેક કુતર્ક કરી કાલિદાસને પોતાના રાજ્યની હદ છોડી જવાની આજ્ઞા કરી. આ આજ્ઞા માથે ચઢાવી કાલિદાસે ચાલવા માંડયું. માર્ગમાં પોતાની ઓળખીતી એક વિલાસવતી નામે વારાંગના મળી તેને વૃત્તાન્ત જણાવતાં તેણે કાલિદાસને ન જવા દેતાં પોતાના ઘરમાં ગુપ્ત રાખ્યો.

થોડા દિવસ વીતિ ગયા પછી રાણીને આ વાતની ખબર પડી તેથી તેણે રાજાને એમ કરવાનું કારણ પુછ્યું. રાણીની હઠને લીધે આખરે રાજાએ સર્વ વાત નિવેદન કરી. રાણીએ અગ્નિપ્રવેશ કરી પોતાની શુદ્ધિથી રાજાને સંતોષ પમાડયો. આથી ભોજને મરણસમ પશ્ચાત્તાપ થવા લાગ્યો અને કાલિદાસને દેશાન્તરમાંથી પાછો તેડી લાવવા માટે સ્વારો મોકલ્યા. એક દિવસે એવું બન્યું કે ભોજ પૂર્ણિમાની રાત્રીએ અગાશીમાં બેઠો હતો ત્યાં લિલાવતીના મુખ ચંદ્રને જોઇ નિચેનું ચરણ તેના મુખમાંથી નિકળી ગયું કેઃ—

तुलनामन्वनुसरति ग्लौः स मुखचन्द्रस्य खल्वेतस्याः ।

'આ ચંદ્ર આના મુખચંદ્રને અનુક્રમે પાછળ પાછળ અનુસરે છે.' આનું ઉત્તરાર્ધ રાજાથી ન બનાવાયું, તેથી બીજે દિવસે સભામાં સમસ્યા પૂર્તિ પુછી. કાલિદાસવિનાની શૂન્ય સભામાં કોઇથી આ પૂર્તિ પૂરી થઈ શકી નહીં, ત્યારે રાજાએ આજ્ઞા કરી કે જો આઠ દિવસની અંદર આનું ઉત્તરાર્ધ ન બનાવાય તો પંડિતોએ મારી સભા છોડી ચાલ્યા જવું. સર્વે વિદ્વાનોએ આઠ દિવસ સુધી વિચાર કર્યો, પરંતુ ઉત્તરાર્ધ ન બની શક્યું ત્યારે રાત્રીનો સમય જોઇ ઉચાળો ભરી ચાલવા માંડયું. કાલિદાસ જે ઘરમાં ગુપ્ત રહ્યો હતો ત્યાંથી આ પંડિતોનું ટોળું ચાલ્યું તે વાતની કવિને ખબર પડી તેથી પોતે તેમનું સંકટ સમજી ચારણનો વેષ લઇ નગર બહાર જઇ માર્ગમાં મળ્યો. પ્રશ્ન કરતાં પંડિતોએ પૂર્વાર્ધ ચારણને કહી સંભળાવ્યું તે ઉપરથી નિચેનું ઉત્તરાર્ધ તેણે બનાવી આપ્યું કે—

अन्विति वर्ण्यते कथमनुकृतिस्तस्य प्रतिपदि चंद्रस्य ।

અનુક્રમે ચંદ્ર આના મુખને અનુસરે છે એમ કેમ બને! પુનમ પછી પડવેનો ચંદ્ર એની તુલનાને કેમ અનુસરી શકે?

આ ચરણ સાંભળી સર્વે પંડિતો પ્રસન્ન થઇ પાછા આવી રહ્યા. બીજે દિવસે સભામાં જઈ સમસ્યા પૂર્ણ કરી. તે સાંભળતાંજ રાજાને ખાત્રી થઇ કે આ પૂર્તિ કાલિદાસ સિવાય બીજાથી થઇ શકેજ નહીં, માટે એ આટલામાંજ ક્યાંહી હોવો જોઇએ. શોધ કરાવતાં માલમ પડ્યું કે વિલાસવતીને ત્યાં કાલિદાસ છે. રાજા પોતે તેને ઘેર જઇ કવિને દરબારમાં તેડી લાવ્યો અને સારૂં આદરમાન આપી પોતાના દોષને માટે ક્ષમા માગી. આ સમય પછી ભોજ અને કાલિદાસ અત્યંત ગાઢ મૈત્રીના સંબંધથી બંધાઇ આનંદમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા.*

૨. બીજી કથા એવી છે કે ઇ. સ. ૫૧૫માં કુમારદાસ નામે રાજા લંકામાં રાજ કરતો હતો. તેને કાલિદાસ નામે કવિ મિત્ર હતો. કુમારદાસને એક નગરની રસિક સ્ત્રી સાથે પ્રીતિ હતી. એક દિવસે કુમારદાસે એ સ્ત્રીના ઘરમાં વિનોદમાંને વિનોદમાં બની ગયેલું નિચેનું ચરણ ભીંત ઉપર લખ્યું અને જે તેને પૂર્ણ કરે તેને ભારે ઇનામ આપવાનું વચન આપ્યું.

कमलात् कमलोत्पत्तिः श्रूयते न तु दृश्यते ॥

એવું બન્યું કે એક દિવસે રાજાને મળવા માટે કાલિદાસ ત્યાં આગળ આવ્યો. તે વખતે એની દૃષ્ટિ પેલા પદ્યના ચરણ ઉપર પડી. કવિઓ સ્વભાવથીજ વિલાસી હોય છે તેથી એણે તેની નીચે આ પ્રમાણે પાદપૂર્તિ કરી કે-

बाले तव मुखाम्भोजात्कथमिन्दीवरद्वयम् ॥

હે બાલા! આ તારા મુખરૂપી કમળમાંથી નેત્રરૂપી કમળ કેમ થયાં? પેલી સ્ત્રીના વાંચવામાં આ ચરણ આવ્યું તેથી ઇનામ લેવાના લોભે એ ચરણ પોતે પૂરૂં કર્યું છે એવું તરકટ કરવાનો વિચાર કરી, એ વાત ગુપ્ત રહે તેટલા માટે કાલિદાસને મારી નંખાવ્યો. બીજે દિવસે રાજા આવ્યો ત્યારે પેલું ચરણ બતાવી પારિતોષિક માગ્યું. રાજાએ ચરણ વાંચતાંજ અનુમાન કર્યું કે એ પદ્ય કાલિદાસ સિવાય કોઈ બીજાનું બનાવેલું ન હોય. સ્ત્રીને ધમકાવતાં તેણે સઘળી બીના જણાવી દીધી. કાલિદાસનું ખૂન કરાવ્યાની વાત પણ કબુલ કરી. આ'વા કવિરત્નરૂપી મિત્રના મરણથી રાજાને અત્યંત શોક થયો, તેથી તેણે રાજપાટ સોંપી દઇ કાલિદાસના

---

* બલ્લાલમિશ્રનો ભોજપ્રબંધ

શબની સાથે અગ્નિમાં પ્રવેશ કરી પ્રાણત્યાગ કર્યો. દેશના સંપ્રદાય પ્રમાણે તેની ચારે રાણીઓ પણ તેની સાથે સતી થઇ હતી. લંકાના મતુરા નગરમાં જ્યાં આગળ આ બનાવ બન્યો હતો, ત્યાં સ્મરણસ્તંભ તથા સાત વડનાં ઝાડ રોપેલાં છે, અને હાલ પણ એ જગા 'હતબોધીવટ' એ નામથી ઓળખાય છે.*

૩. ધારાનગરના એક વિદ્વાનને રૂપગુણવાન્ એક કન્યા હતી. તે જ્યારે વરયોગ્ય થઇ ત્યારે તેને માટે વર શોધવાને પોતાના ઉપાધ્યાયને મોકલ્યા. દેશ દેશાન્તરમાં શોધ કરતાં ગૌડસારસ્વત બ્રાહ્મણનો એક પુત્ર હાથ આવ્યો. તેનું નામ કાલિદાસ હતું. કન્યાની સાથે લગ્ન થયા પછી કાલિદાસને સસરાને ઘેર રાખ્યો. રાત્રીએ વરકન્યાનો અંતઃપુરમાં મેળાપ થયો ત્યાં આગળ અત્યંત વિચક્ષણ કન્યાની સાથે પુરૂં સંભાષણ કરવાની પણ કાલિદાસનામાં શક્તિ ન જણાઇ. આથી કન્યા અત્યંત ખેદ પામી પોતાના હતભાગ્યને નિંદવા લાગી. કાલિદાસને પણ ઘણો પ્રશ્ચાત્તાપ થવા લાગ્યો, કારણ કે પોતે વિદ્યા ભણેલો ન હતો તથા વાક્ચાતુર્ય પણ ન હતું. એક દિવસે તેના સાળાએ કંઇ વિનોદમાં કાલિદાસને પુછ્યું કે–अस्ति कश्चिद्वाक्विशेषः ? આનો પ્રત્યુત્તર સરખો પણ કાલિદાસથી આપી શકાયો નહીં. આખરે સરસ્વતીનો પ્રસાદ પામવાને માટે કાલિદાસે કાલિકાના મંદિરમાં જઇ તેની આરાધના કરી. દેવીએ પ્રસન્ન થઇ વરદાન આપ્યું કે 'તને સર્વ વિદ્યા ઉપસ્થિત થશે.' આ વરદાન પામી કાલિદાસ ઘણો પ્રસન્ન થઇ ઉદ્યાનમાં ફરતો હતો, તેવામાં એની પત્ની †કમલા પણ સખીઓ સાથે ત્યાં આવી ચઢી. સંધ્યાનો સમય થવા આવ્યો હતો, પવન શાન્ત હતો, અને પદ્મ બીડાતાં હતાં, તે વખતે સરોવરમાં એક પદ્મ ડોલતું જોઇ કમલાએ સખીને પુછ્યું કેઃ–

अनिलस्यागमो नास्ति द्विपदं नैव दृश्यते ।
सरोमध्यगतं पद्मं कंपते केन हेतुना ॥

આ પદ્ય સાંભળી સમીપમાં ફરતા કાલિદાસે પ્રત્યુત્તર આપ્યો કે–

---

* કુમારદાસકૃત જાનકીહરણ મહાકાવ્ય (જયપૂર આવૃત્તિ.)
સીલોનની વિદ્યાલંકાર કોલેજના પ્રિન્સિપાલ ધર્મારામની એ કાવ્યની સિંહલી આવૃત્તિ. (પ્રસ્તાવના).

† ડા. ભાઉ દાજીનો કાલિદાસનો નિબંધ.

पावकोच्छिष्टवर्णाभः शर्वरीकृतबंधनः ॥
षट्पदोऽत्र विलीनोस्ति कंपते तेन हेतुना ॥

કોલસાના વર્ણ જેવો શ્યામ, તથા રાત્રી પડવાથી બંધન પામેલો ભ્રમર આ કમળમાં ભરાયો છે તેથી તે હાલે છે.

આ પદ્ય સાંભળતાં કમલા આશ્ચર્ય પામી અને જોયું તો કાલિદાસને દીઠો. એનામાં આવી અપૂર્વ કાવ્યશક્તિ આવેલી જોઇ સાનંદાશ્ચર્ય પામી તેને પગેપડી પોતે કરેલા અનાદરનો પશ્ચાત્તાપ કરી ક્ષમા માગી. કાલિદાસે એનો અપરાધ ક્ષમા કર્યો અને બંને જણ સુખમાં દિન નિર્ગમન કરવા લાગ્યાં. પૂર્વે પોતાના સાળાએ अस्ति कश्चित् वाग् विशेषः એવો પ્રશ્ન પુછયો હતો અને કાલિદાસથી તેને પ્રત્યુત્તર પણ અપાયો ન હતો, તે માટે પોતાનાં સાસરીયાંનો ગર્વ ખંડિત કરવાને કાલિદાસે એ વાકયના ચારે પદો ઉપર ચાર કાવ્ય લખ્યાં. अस्ति પદ ઉપર अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयोनामनगाधिराजः એ શ્લોકથી આરંભ કરી કુમારસંભવ નામે કાવ્ય લખ્યું. कश्चित् એ પદ ઉપર कश्चित्कान्ताविरहगुरुणा स्वाधिकारप्रमत्तः એ શ્લોકથી આરંભાતુ મેઘદૂત નામે કાવ્ય લખ્યું. वाक् એ શબ્દ ઉપર वागर्थाविव संपृक्तौ वागर्थप्रतिपत्तये, એ આદિ શ્લોક લઈ રઘુવંશ નામે મહાકાવ્ય લખ્યું, અને विशेष એ શબ્દ ઉપર એક ચોથું ऋतुवर्णन નામે કાવ્ય લખ્યું. આ દંતકથા પણ ઘણી જુની છે. મેઘદૂત કાવ્ય ઉપર સુબોધિકા નામની ટીકાની આશરે ૨૦૦ વર્ષ ઉપર લખાયેલી એક હસ્તલિખિત પ્રત મળી આવી છે, તેમાં પણ આરંભે ટીકાકારે આ દંતકથા આપેલી છે.* આ ઉપરથી એમ જણાય છે, કે તેના સમયમાં પણ કાલિદાસને માટે આવી દંતકથા કર્ણ પરંપરા ચાલતી આવી હશે. ઉપરની દંતકથાઓ સિવાય કાલિદાસના સંબંધે અનેક કથાઓ ચાલે છે, પરંતુ એ સર્વમાં આ ત્રણ કથાઓ કંઈક પ્રમાણની છાયાવાળી છે માટે અત્રે આપી છે.

---

* अस्य ग्रंथस्य कर्त्ता कविकालिदासः शालकेन पृष्टः सन् अस्तिकश्चिद्वाग्विशेषः अस्योपरि ग्रंथचतुष्टयमकार्षीत्। अस्तीत्यनेन कुमारस्य संभवोजन्मतत्सूचकं कुमारसंभवाख्यं काव्यं कृतवान्। कश्चिदित्यनेनमेघदूताख्यं। वागिति रघुवंशाख्यं। विशेषेत्यनेन हाद्ऋतुवर्णनशास्त्रमिति। નંદશંકરનું મેઘદૂત. પ્રસ્તાવના.

## (૨) બાહ્યપ્રમાણો.

**કાલિદાસના કાલનો નિર્ણય.**

ઉપર બતાવ્યા પ્રમાણે કાલિદાસને માટે અનેક દંતકથાઓ પ્રચલિત છે, પરંતુ તે ઉપરથી આપણને કંઈ પણ વિશ્વાસ રાખવા જેવું પ્રમાણ મળતું નથી. જ્યાં એમના કાળનોજ નિર્ણય ઘણો સંશયાત્મક છે ત્યાં પછી તેમના બીજા ચરિતને વિષે કંઇ પણ સપ્રમાણ ખબર મળવી સંભવિત ક્યાંથી હોય ? કાલિદાસ કયા કાળમાં થઇ ગયા, તેને માટે યુરોપના અને આપણા દેશના વિદ્વાનોએ ઘણો શોધ કર્યો છે, અને હજી પણ કરે છે; પરંતુ તેમાંથી કોઇ પણ એક નિર્ણયપર આવી શકતા નથી. કોઈ એમ કહે છે કે, એ ધારાનગરીના ભોજરાજાના વખતમાં થઇ ગયા હતા; કોઇ કહે છે કે, એ ઉજ્જયિનીના વિક્રમના દરબારમાંનાં નવ કવિરત્નોમાંના એક હતા; કોઇ એમ કહે છે કે, એ અગીઆરમા સૈકામાં થયા હતા. કોઈ વિદ્વાનો એમને સાતમા સૈકામાં મુકે છે; કોઇ પાંચમામાં મુકે છે; કોઇ બીજાથી ચોથા સૈકામાં એ થયા હતા એવી કલ્પના કરે છે; કેટલાએક વિદ્વાનો એ છઠ્ઠાજ સૈકામાં થયા હતા એમ ખાત્રીપૂર્વક જણાવે છે; હાલના કેટલાએક નવા શોધ પ્રમાણે ઇસવીસન પૂર્વે સો વર્ષ ઉપર કાલિદાસ થયા હતા એમ પણ કેટલાએક માને છે; અને કોઇતો એમ કહે છે કે, રઘુવંશમાં અગ્નિવર્ણની પછી ઇ. સ. પૂર્વે ૮૦૦–૯૦૦ માં ગાદી ઉપર આવેલી રાણીના સમયમાં એ થયા હતા, કારણ કે રઘુવંશકાવ્યનો ત્યાં આગળ અંત આવે છે. આ બધાં મતમતાન્તરોએ અનેક પુસ્તકોને જન્મ આપ્યો છે. એ બધાનું અહીં વિસ્તારથી અવલોકન કરતાં મોટું પુસ્તક થાય, માટે તેમ નહીં કરતાં અમુક સૈકામાં આપણા કવિ થતા હતા એમ માનવાનાં કયાં કયાં સબળ કારણો છે, અને તેમ નહીં માનવાના સંબંધમાં કયાં કયાં વિરૂદ્ધ પક્ષનાં પ્રમાણો છે તેનોજ માત્ર વિચાર કરીશું.

**ઈ. સ. ૧૧૦૦**

વધારેમાં વધારે પ્રસાર પામેલી કથાઓમાં કાલિદાસ અને ભોજની કથા મુખ્ય છે. ધારાનગરીનો ભોજરાજા ઘણોજ વિદ્યાવિલાસી હતો અને કવિતાનો તેને વિશેષ શોખ હતો. એના દરબારના કવિઓમાં કાલિદાસનું નામ પ્રધાનપણે વર્તે છે. ભોજપ્રબંધની કથાઓ વાંચનારને સ્પષ્ટ જણાઇ આવે છે કે કાલિદાસ ભોજનો રાજ્યકવિ હતો. એનામાં અસાધારણ કવિત્વશક્તિ

હતી અને તેથીજ રઘુવંશ, કુમાર, શાકુન્તલ વગેરેના કર્તા મહાકવિ કાલિદાસ ભોજના સમયના કાલિદાસ હોવા જોઇએ. બલ્લાલમિશ્રના રચેલા ભોજપ્રબંધપરથી તથા આઇનીઅકબરીપરથી એન્ટલે સાહેબ એવા અભિપ્રાય ઉપર આવે છે કે, ભોજરાજાની પછી ગાદી ઉપર આવેલા વિક્રમરાજાના વખતમાં કાલિદાસ થયા હતા. ઇતિહાસપરથી જણાઈ આવે છે કે, અગીઆરમા સૈકામાં ભોજ અને વિક્રમ માળવામાં રાજ્ય કરતા હતા. આ સિવાય બીજી પણ એક બાબત લક્ષમાં રાખવા જેવી છે, તે એ કે કાલિદાસનાં પુસ્તકોમાં યવન, યવની, વગેરે શબ્દો ઘણી જગાએ જોવામાં આવે છે. યવન એટલે મુસલમાન એવો અર્થ કેટલાએક વિદ્વાનો લે છે. હવે ઇતિહાસ ઉપર દૃષ્ટિ કરતાં જણાય છે કે, મુસલમાનોએ ઇસિવી સન ૭૦૦ પછી આપણા દેશમાં પગપેસારો કર્યો હતો. ત્યારપછી કંઈક પ્રસિદ્ધિમાં અને લોકના સંસર્ગમાં આવવાને માટે તેમને એકાદ બે શતક લાગ્યાં હશે. આ ઉપરથી એવું અનુમાન થઈ શકે કે કાલિદાસ લગભગ ઈ. સ. ૧૦૦૦ અથવા ૧૧૦૦માં થયા હશે.

ઉપર દર્શાવેલાં કારણો કેટલાં સબળ છે તેને વિષે આપણે હવે વિચાર કરીએ. ઇતિહાસમાં શિલાદિત્યોના સંબંધે જેવો ઘોટાળો છે તેવોજ ભોજ તથા વિક્રમાદિત્યને માટે પણ છે. વિદ્વાનોને આશ્રય આપનારા ભોજ નામના રાજાઓ ઘણા થયા છે, અને તેજ પ્રમાણે વિક્રમ નામના રાજાઓનું' પણ છે. વિવાદને અર્થે આપણે એમ સ્વીકારીશું કે કાલિદાસ ભોજના અથવા વિક્રમના વખતમાં થયા હતા. પરંતુ આ ભોજ અથવા વિક્રમ કયો, તેનો નિર્ણય કરી શકાતો નથી. વિદ્યાની વૃદ્ધિ કરનાર ભોજ નામના ત્રણ રાજાઓ થયા છે. એક ઈ. સ. ૫૭૫માં, બીજો ઈ. સ. ૬૬૫માં, અને ત્રીજો ૧૦૪૪માં.* કેટલાએક વિદ્વાનો એમ ધારે છે કે, કાલિદાસ મુંજરાજાના ભત્રીજા ત્રીજા ભોજના વખતમાં એટલે ઇ. સ. ૧૦૪૪ માં થયા હતા. આને માટે માત્ર દંતકથા સિવાય કંઇ બીજું પ્રમાણ નથી. કાલિદાસ ધારાનગરના ભોજરાજાના સમયમાં થયા હોય તો તેમનાં પુસ્તકોમાં ભોજરાજાનું નામ પણ કોઇ ઠેકાણે દર્શાવેલું હોવું જોઇએ. રઘુવંશમાં જે ભોજનું નામ કાલિદાસે દર્શાવેલું છે,

' કર્નલ ટોડ રાજસ્થાન. વો. ૧ પા. ૯૨.

* લીટરરી રીમેઈન્સ ઑફડા. ભાઉ દાજી. પા. ૭-૮.

તે ભોજ, વિદર્ભદેશમાં કુંડિનપુરમાં રાજ કરતો હતો. જે ભોજના વખતમાં કાલિદાસ થઇ ગયા એવું કહેવાય છે, તે ધારાનગરનો ભોજ છે. આ ભોજરાજા જો કાલિદાસનો આશ્રયદાતા હોય, તો કોઇપણ ઠેકાણે કાલિદાસ એનું નામ લખ્યા વિના રહેજ નહી. રઘુવંશના છઠ્ઠા સર્ગમાં ભોજનું વર્ણન કરવાનો જોઇએ તેવો અવકાશ હતો. એ સર્ગમાં અનેક રાજાઓના વૈભવ અને પરાક્રમનું કાલિદાસે વર્ણન કરેલું છે; માટે જો ભોજના દરબારમાં એ થયા હોત, તો એનું નામ ત્યાં આગળ લખ્યા વિના રહેતજ નહીં. આપરથી સ્પષ્ટ જણાય છે કે, કાલિદાસને અને ભોજને સંબંધ હોય એમ માનવામાં આવતું નથી.

વળી ભોજ પોતે ઘણો વિદ્વાન્ હતો. તેના લખેલા ગ્રંથોમાં બીજા ગ્રંથકારોનાં પ્રમાણો આપેલાં છે; પરંતુ કાલિદાસના પુસ્તકનું પ્રમાણ તેમાં કોઇ સ્થળે આપેલું નથી. ભામહ આદિ જે જે ગ્રંથકારોનાં પ્રમાણો ભોજે પોતાના ગ્રંથમાં આપેલાં છે તે ભોજની પેહેલાં સેંકડો વર્ષપર થઇ ગયેલા છે. આ ગ્રંથકારોના ગ્રંથમાં કાલિદાસનાં પ્રમાણ આપેલાં છે, તે ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, આપણા કવિ ભોજના વખત પેહેલાંજ થયેલા હોવા જોઇએ. કાલિદાસના વિક્રમોર્વશીય નાટકનું કેનેરીસ ભાષામાં ભાષાન્તર થયેલું છે, તેની ઇ. સ. ૯૦૦ માં લખાયેલી એક પ્રત હાલમાં ઉપલબ્ધ થઇ છે, તે ઉપરથી આપણી સંપૂર્ણ ખાત્રી થાય છે કે, કાલિદાસ ત્રીજા ભોજના અથવા તેની પછી ગાદીએ આવેલા વિક્રમરાજાના સમયમાં થયા નથી. ત્યારે ઈ. સ. ૫૭૫માં થયેલા પેહેલા ભોજના, અથવા ઇ. સ. ૬૬૫માં થયેલા બીજા ભોજના વખતમાં થયા હશે, એવો પ્રશ્ન હવે ઉભો થાય છે. આમ માનવાને માટે પણ આપણી પાસે કંઇ આધાર નથી. ઘણા વિદ્વાનોનું એવું મત છે કે, ઉજ્જયિનીના ભોજ નામના રાજાઓએ 'વિક્રમાદિત્ય એવું ઉપપદ ધારણ કરેલું છે. વિક્રમાદિત્ય એ અમુક કોઈ રાજાનું નામ નથી. જે જે રાજા ગાદી ઉપર આવી પોતાનું પરાક્રમ દેખાડતો તે વિક્રમાદિત્ય (પરાક્રમનો સૂર્ય) એવું ઉપનામ ધારણ કરતો.* આવા અભિપ્રાય પ્રસ્તુત પ્રશ્નને ઘણોજ ગુંચવી નાંખે છે; પરંતુ સદ્‌ભાગ્યે સઘળા વિદ્વાનો એટલું તો સ્વી-

---

* પ્રો. વેબર્સ હીસ્ટરી ઓફ સંસ્કૃત લીટરેચર. પા. ૨૦૧.
મી૦ પંડીતનો રઘુવંશ.

કારે છે કે, કાલિદાસ વિક્રમાદિત્યના સમયમાં થયા હતા, એ વાત નિર્વિવાદ છે. ભોજ ઇત્યાદિ બીજા નામના રાજાઓએ વિક્રમાદિત્ય એવું નામ ધારણ કરેલું છે, તેમ વિક્રમાદિત્ય નામના કેટલાએક રાજાઓ પણ થયેલા છે. એકલા વિક્રમાદિત્યના નામને માટે આવો વિવાદ છે એટલુંજ નહીં, પરંતુ કાલિદાસને માટે પણ એમજ છે. એ મહાકવિની કીર્તિ જોઇ, પોતાના હલકા ગ્રંથો માન પામે એવા હેતુથી બીજા ઘણા કવિઓએ 'કાલિદાસ' એવું નામ ધારણ કરેલું છે. તેમાંના કેટલાએક તો એટલે સુધી ધૃષ્ટ થયા છે કે 'રઘુવંશ કુમાર, શાકુન્તલ, વિક્રમોર્વશીય વગેરે ગ્રંથોનો કર્તા હું છું અને એ ગ્રંથો લખી અમુક ગ્રંથનો પ્રારંભ કરું છું,' એમ પણ કહી ચુકયા છે. પરંતુ પાશ્ચિમાત્ય અને એતદ્દેશીય વિદ્વાનોની સૂક્ષ્મદૃષ્ટિ આગળ એમની ઠગાઇ નભી શકી નથી. આવા સંદિગ્ધ યોગાનુયોગમાં રઘુ, કુમાર, શાકુન્તલ વગેરેના કર્તા આપણા મહાકવિ કાલિદાસ કયા વિક્રમના સમયમાં થઈ ગયા હતા તેનો નિર્ણય કરવો એ કેટલું દુર્ઘટ છે, તે વાંચનારને સહજ સમજાશે. કાલિદાસના આશ્રયદાતા વિક્રમાદિત્યના કાળનિર્ણયનો વિષય મહાવિવાદગ્રસ્ત છે. કોઇ એને ઇ. સ. છઠ્ઠા સૈકામાં મુકે છે, અને કોઇ ઇ. સ. પૂર્વે પેહેલા સૈકામાં મુકે છે. એટલા માટે તેતે સૈકાના સંબંધમાં વિચાર કરતાં આપણે એ વિષયનું સવિસ્તાર વિવેચન કરીશું. હમણાં તો માત્ર આપણે એટલુંજ લક્ષમાં રાખવાનું છે કે કાલિદાસ અગિઆરમા સૈકામાં નહીં પણ તેની પૂર્વે કેટલાંએક વર્ષ ઉપર થઈ ગયા હતા.

**ઈ. સ. ૮૦૦ થી ૬૦૦**

ઇસ૦ સાતમા શતકના આરંભથી જ આપણને કાલિદાસના સંબંધમાં ઐતિહાસિક પ્રમાણ ઉપલબ્ધ થાય છે. કુમારિલ પોતાના *तंत्रवार्तिक માં લખે છે કે—एवं च विद्वज्जनाद्विनिर्गतम्,

"सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः"

આ શ્લોકનું ઉત્તરાર્ધ કાલિદાસના શાકુન્તલ નાટકનું છે. તે ઉપરથી એમ અનુમાન થઇ શકે કે કાલિદાસ કાંતો કુમારીલના પેહેલાં થઇ ગયા હોવા જોઇએ અથવા તો તેના સમકાલીન હોવા જોઇએ. કુમારીલ જૈન અને બૌદ્ધ ધર્મનો પ્રખર વૈરી હતો, અને ઇસ૦ ૭૦૦ થી ૭૫૦

* તંત્રવાર્તિક. પા. ૧૩૩. (બનારસ આવૃત્તિ.)

સુધીમાં વિદ્યમાન હતો.* આનાથી પ્રાચીન બીજું પ્રમાણ ઐહોલતા પુલકેશીના લેખમાં જોવામાં આવે છે. એમાં કાલિદાસ અને ભારવિને સમકાલિન ગણવામાં આવ્યા છે. તેમાં લખેલું છે કે†

"येनायोजि न वेश्म स्थिरमर्थविधौ विवेकिनाजिनवेश्म।
स विजयतां रविकीर्तिः कविताश्रितकालिदासभारविकीर्तिः"

આ લેખ ઇસ. ૬૩૪ ની સાલનો લખેલો છે, એટલે કાલિદાસનો સમય તેની પેહેલાં હોવો જોઇએ એ સ્પષ્ટજ છે. આ શ્લોકમાં કાલિદાસને અને ભારવિને સમકાલીન ગણવામાં આવ્યા છે. પરંતુ કાલિદાસની અને ભારવિની પદ્યરચનાની સરખામણી કરતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે બંનેનામાં ઘણું અંતર છે. ભારવિની વાણી કંઇક વધારે કૃત્રિમ, અલંકારભરી તથા વિશમતા વાળી છે; પરંતુ કાલિદાસની વાણી તેવી નથી. આ સીવાય બીજાં પણ બાહ્ય પ્રમાણોને લીધે આપણે ભારવિના કરતાં કાલિદાસ પ્રથમ હતા એમ માનવું પડે છે. ઇ. સ. ૬૩૪ માં લખાયેલા લેખમાં કાલિદાસનું નામ છે એટલે કંઇ નહીં તોપણ થોડાએક વર્ષોપર એટલે આશરે ઇ. સ. ૫૦૦ થીતે ૬૦૦ સુધીમાં એ થયા હોવા જોઇએ. કાલિદાસ ઇસવિસનના છઠ્ઠા સૈકામાં થઇ ગયા હતા, એવું ઘણા વિદ્વાનોનું મત છે અને તેને માટે ઐતિહાસિક પ્રમાણો પણ ઘણાં મળી આવે છે. કર્નલ વિલફોર્ડ, મી૦ જેમ્સપ્રિન્સેપ, વગેરે વિદ્વાનો કાલિદાસને ઇ. સ. ૫ માં સૈકામાં મુકે છે. મોનસ્ટુઅર્ટ એલફીન્સ્ટન સાહેબ પોતાના ઇતિહાસમાં આ મતને અનુમોદન આપે છે. આ શતકના સંબંધમાં ઘણો વાદવિવાદ છે, માટે એમાં સત્યાસત્ય કેટલું છે, તેને માટે હવે આપણે વિચાર કરીએ.

**ઈ. સ. ૬૦૦ થી ૫૦૦**

આગળ ઉપર આપણે કહી ગયા છીએ કે કાલિદાસ વિક્રમ રાજાના વખતમાં થઇ ગયા હતા. ઈ. સ. પૂર્વે લખાયેલા (?) ज्योतिर्विदाभरण નામના ગ્રંથમાં આ પ્રમાણે લખેલું છે કે‡—

* એશીયાટીક જરનલ૦ વો. ૧૮. પા. ૨૨૪–૨૩૧. જૈનસેનનું પાર્શ્વાભ્યુદય. ડા. ભાંડારકરનું માલતીમાધવ.

† ઈન્ડીયન એન્ટીકવેરી પુ. ૮. પા. ૨૩૭.

‡ મી૦ પંડિતની રઘુવંશની આવૃત્તિ. મેક્ષમ્યુલર્સ ઇન્ડીયા. પા. ૩૨૮. ડા. ભાઉ દાજીનો કાલિદાસનો નિબંધ. રોયલ એશીયાટીક સોસાઈટીસ જરનલ (૧૮૬૦). પ્રો. વેબરનો સંસ્કૃત ભાષાનો ઈતિહાસ. ડા. કર્નની બૃહત્સંહિતા. ડા. વિલસનનું વિષ્ણુપુરાણ. ડા. ભાંડારકરનો દક્ષિણનો ઇતિહાસ.

'धन्वंतरी क्षपणकोमरसिंहशंकुः ।
वेतालभट्टघटखर्परकालिदासाः ॥
ख्यातो वराहमिहिरो नृपतेः सभायाम् ।
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥'

ધન્વંતરી, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાલભટ્ટ, ઘટખર્પર, કાલિદાસ, વરાહમિહિર, અને વરરૂચિ, એ નવ કવિ રત્નો વિક્રમ રાજાના દરબારમાં હતાં. જ્યોતિર્વિદાભરણમાં લખેલી આ વાતને ઐતાહાસિક પ્રમાણોથી આધાર મળે છે, તે ઉપરથી વિક્રમના દરબારમાં નવ રત્ન હતાં એમ વિવાદને અર્થે માનવામાં કંઈ પણ બાધ નથી. જૈનવિદ્વાન મેરૂતુંગાચાર્યની પટાવલીમાં લખેલું છે કે, નભોવર્ષની પછી ગર્ધભીલ રાજાએ ઉજ્જયિનીમાં ૧૩ વર્ષ સુધી રાજ્ય કર્યું. એટલામાં, શ્રી કાલિકાચાર્યે,* પોતાની બ્હેન સરસ્વતીના ઉપર થયેલા બલાત્કારના દ્વેષથી, ગર્ધભીલ્લને ગાદી પરથી ઉઠાડી મુકી શક રાજાઓને ઉજ્જયિનીની ગાદીએ આણ્યા. એમનું રાજ્ય ચાર વર્ષ સુધી ચાલ્યું. પછી ગર્ધભીલ્લના પુત્ર વિક્રમાદિત્યે શક લોકોની પાસેથી ગાદી પાછી લઇ, લોકોને સુવર્ણાદિનું દાન કરી વિક્રમસંવતનો પ્રારંભ કર્યો. જે વેળાએ ગર્ધભીલ્લ ગાદીએ બેઠો, તે વેળાએ વીરસંવતનું ૪૫૩ મું વર્ષ ચાલતું હતું. ૧૩ ગર્ધભીલ્લનાં, અને ૪ શક રાજાઓનાં વર્ષ ગયા પછી એટલે વીર સંવત ૪૭૦ માં વિક્રમાદિત્યે પોતાનો સવત ચલાવ્યો. વિક્રમાદિત્યનું રાજ્ય ૬૦ વર્ષ સુધી ચાલ્યું. ત્યાર પછી વિક્રમાદિત્ય ઉર્ફે ધર્માદિત્યે ૪૦ વર્ષ રાજ્ય કર્યું. તેની પછી ભીલ, નીલ અને નાહડે ૧૧, ૧૪ અને ૧૦ વર્ષ એ પ્રમાણે અનુક્રમે રાજ્ય ચલાવ્યું. આ વખત પછી એટલે વીર સંવતના ૬૦૫ વર્ષ પછી શક સંવત ચાલ્યો. પટાવલીના આ લેખપરથી સ્પષ્ટ જણાય છે કે, શાલિવાહન શકના આરંભ પેહેલાં ૧૩૫ વર્ષ ઉપર વિક્રમાદિત્ય નામે રાજા થયો હતો.

વિક્રમના દરબારમાં નવરત્ન હતાં તેના સંબંધમાં ડા૦ કર્ન લખે છે કે, અમરદેવ જે નવરત્નમાંનું એક રત્નહતો તેના કાલનો નિર્ણય બુદ્ધગયામાંના દેવળના એક લેખપરથી નિર્માણ કરી શકાય છે.† હ્યુએનત્સંગ નામના ચાઇનીસ મુસાફરે આ દેવળ જોયું હતું; પરંતુ ફાહીયાન નામે મુસા-

* લીટરરી રીમેઇન્સ ઓફ ડા. ભાઉદાજી પા૦ ૧૨૦-૧૩૧-૧૩૨-૧૩૩.
† બૃહત્સંહિતા.

ફરના જોવામાં આવ્યું નહતું. એટલે તે ઇ. સ. ૪૧૪ થી ૬૪૨ સુધીમાં બાંધવામાં આવ્યું હશે. વિક્રમના દરબારનાં નવરત્નમાંના એકરત્નરૂપ **અમરદેવે** આ દેવાલય બંધાવ્યું હતું, એવું જનરલ કનિંગહામ સાહેબ એક લેખપરથી સિદ્ધ કરે છે.* બ્રહ્મગુપ્તના ઇ. સ. ૬૨૮ માં લખાયેલા ખંડખાદ્ય ઉપર **અમરરાજે** ટીકા લખી છે, તેમાં લખ્યું છે કે—

नवाधिकपंचाशतसंख्यशाके वराहमिहिराचार्योदिवं गतः ।

એ ઉપરથી વરાહમિહિર ૫૦૯ માં (ઇ. સ. ૫૮૭) દેવલોક પામ્યા હતા એમ જણાય છે.† બ્રહ્મગુપ્તનો પિતા જીષ્ણુ, કાલિદાસનો સમકાલીન હતો એવું માલમ પડે છે અને ઈ. સ. ૬૨૮ માં બ્રહ્મગુપ્તની ઉમ્મર ૩૦ વર્ષની હતી. આ ઉપરથી સિદ્ધ થઇ શકે છે કે **અમરસિંહ**, બ્રહ્મગુપ્ત, ઘટખર્પર વગેરે કાલિદાસના સમકાલીન હતા. આટલા માટે કાલિદાસ જે નવરત્નમાંનું એક રત્ન ગણાય છે, તે એજ કાળમાં થયા હોવા જોઇએ.‡ ડા૦ **ભાણ્ડારકર** પણ આ મતને અનુમોદન આપે છે.

ઉપરનાં બંને પ્રમાણોથી સિદ્ધ થાય છે કે ઇ. સ. પૂર્વે ૫૬ વર્ષે વિક્રમાદિત્યે પોતાના સંવતનો આરંભ કર્યો હતો અને ઉપર કહ્યાં તે નવ કવિરત્નો એક વિક્રમાદિત્ય નામના રાજાના દરબારમાં હતાં. પરંતુ આ કવિઓ શકકર્તા વિક્રમાદિત્યના દરબારમાં હતા, કે કોઇ બીજા વિક્રમાદિત્ય નામે રાજાના દરબારમાં હતા, એ પ્રશ્ન હજી ઉભો રહે છે. આગળ આપણે કહી ગયા છીએ કે વિક્રમાદિત્ય નામના રાજાઓ પણ ઘણા થઇ ગયા છે, તેમ કાલિદાસ એ નામના કવિઓ પણ ઘણા થયા છે. એટલે કયો કાલિદાસ કયા વિક્રમના વખતમાં થયો એનો નિર્ણય કરવો કઠિન થઇ પડે છે. ડા૦ **ભાઉ દાજી** આ નવરત્નની વાતને નિસ્સાર ગણી કાઢે છે, ત્યારે ડા૦ કર્ન તેને આધારભૂત ગણે છે. આપણા દેશના અને યુરોપના કેટલાએક વિદ્વાનો ડા૦ **ભાઉ** દાજીને અનુમોદન આપે છે અને કેટલાએક ડા૦ કર્નના મતને અનુસરે છે અને કહે છે કે શકકર્તા મહાન્ વિક્રમાદિત્ય ઇ. સ. ના ૬ ઠ્ઠા શતકમાં થયો હતો.

---

* **મેક્ષમ્યુલર્સ** ઈન્ડીયા. ૩૨૭.

† ડા૦ **ભાઉ**દાજીનો કાલિદાસનો નિબંધ. પા. ૪૫.
  કોલ્બ્રુક્સ એસે વો. ૭. પ્રો. **વેબર્સ** હીસ્ટરી. પા. ૨૫૪.
  રોયલ એસીએટીક સોસાઈટીઝ જરનલ વો. ૧ પા. ૪૦૭.

‡ ડેકન પા. ૧૧. પ્રોફેસર આર. એન. **આપ્ટે**નો કાલિદાસવિષે નિબંધ.

ડા૦ ફરગ્યુસન આદિ પ્રાચીન વિષયોમાં શોધ કરનારા કેટલાએક યુરોપીયન વિદ્વાનો એમ માને છે કે 'ઈ. સ. પૂર્વે ૫૬ વર્ષપર શકની સ્થાપના કરનાર વિક્રમાદિત્ય નામે કોઇ રાજા થયોજ નથી.' એ પોતે એવો અભિપ્રાય આપે છે કે મહાન્ વિક્રમાદિત્યના સંવતનો આરંભ ઇ. સ. ૫૪૪માં કરવામાં આવ્યો હતો. આ વર્ષમાં ઉજ્જયિનીના હર્ષ-વિક્રમાદિત્યે કોરૂરની લડાઇમાં મ્લેચ્છ લોકોનો પરાભવ કર્યો હતો તેના સ્મરણાર્થે લોકોએ વિક્રમ સંવતનો આરંભ કર્યો. પરંતુ ઇ. સ. ૫૪૪માંથી તેનું પ્રથમ વર્ષ ન ગણતાં ઇ. સ. પૂર્વે ૫૬ થી તેના પ્રથમ વર્ષનો આરંભ કર્યો. અર્થાત્ (ઇ. સ. ૫૪૪+૫૬) ૬૦૧ એ વિક્રમ સંવતનું પહેલું વર્ષ એમ ગણવા માંડયું. આવોજ પ્રયત્ન હર્ષસંવતના સંબંધમાં બ્રાહ્મણોએ કરેલો હતો અને ઇ. સ. પૂર્વે ૪૫૬ એ તેનું પ્રથમ વર્ષ ગણ્યું હતું. ઇ. સ. પૂર્વે ૫૬ થી તે ઇ. સ. ૫૪૪ સુધીના વિક્રમ સંવતના લેખ મળતા નથી માટે એમ માનવું પડે છે કે વિક્રમાદિત્ય ઇ. સ. ૫૦૦ પહેલાં જન્મ્યોજ નહતો.'. આલબીરૂનીના લેખપરથી જણાય છે કે કોરૂરની લડાઇ ઈ. સ. ૫૪૪માં થઇ હતી માટે વિક્રમનો સમય પણ ઇ. સ. ૫૦૦ થી ૬૦૦ હોવો જોઇએ. આ અભિપ્રાયના આધારે ઇ. સ. ૫૪૪માં થયેલા શકકર્તા વિક્રમાદિત્યના દરબારમાં કાલિદાસ આદિ નવ કવિરત્નો હતાં એવું ઘણા વિદ્વાનો અનુમાન કરે છે. એક રીતે જોતાં કવિરત્નનો અને મહાન્ વિક્રમાદિત્યના કાળનો પૂર્વાપર સંબંધ તો બરાબર મેળવવામાં આવ્યો છે. પરંતુ જો ઈ. સ. ૫૦૦ની પહેલાંનો વિક્રમસંવતનો કોઈ લેખ હાથ આવે તો ડા૦ ફરગ્યુસનના મતનું સંપૂર્ણ ખંડન થઇ જવાનો સંભવ છે. આવા લેખ મળી આવેલા છે, પરંતુ તેની સત્યતા સંબંધે મોટો વિવાદ છે માટે (૧) વિક્રમ સંવત ક્યારે આરંભાયો? અને (૨) કાલિદાસ, શકકર્તા વિક્રમના સમયમાં થયા હતા કે છઠ્ઠા શતકના હર્ષવિક્રમના રાજ્યમાં થયા હતા? એ બે પ્રશ્નોનો નિર્ણય કરતાં આ વિષયનું અવલોકન કરીશું. ઉક્ત વિષય ઉપર આવતા પહેલાં આપણે કાલિદાસ કેટલા થયાં છે અને વિક્રમ કેટલા થયા છે તે વિષે વિચાર કરીએ.

ભોજ રાજાઓના વખતમાં થયેલા કાલિદાસો સિવાય ત્રણ કાલિદાસનાં નામ આપણને ઉપલબ્ધ થાય છે.

૧. ઇ. સ. પૂર્વે ૫૬ માં થયેલા વિક્રમના દરબારમાં કાલિદાસ નામે કવિ થયા હતા એ આખ્યાયિકા સર્વવિદિત છે.

૨. શત્રુપરાભવ નામે ગ્રંથનો કર્તા પોતે કાલિદાસ એવું નામ ધારણ કરી પેહેલા અને છેલ્લા શ્લોકમાં લખે છે કે—

नत्वा सुरासुरशिरोमणिरत्नरश्मि—
चित्रीकृतांघ्रियुगलं हरिमादिदेवम् ॥
श्रीकालिदासगणकः स्वरशास्त्रसारं ।
वक्ष्याम्यहं प्रबलशत्रुपराभवाख्यम् ॥
आसीत्कश्यपवंशजोर्कतनयातीराधिवासो द्विजः
श्रौतस्मार्तविचारसारचतुरः श्रीभानुभट्टःसुधीः ।
तत्पुत्रोहरिभक्तिनिर्मलतनुर्ज्योतिर्विदामग्रणीः
शास्त्रं शत्रुपराभवाख्यमकरोत् श्रीकालिदासः कविः ॥

૩. જ્યોતિર્વિદાભરણ નામના ગ્રંથનો કર્તા પોતે કાલિદાસ નામ ધારણ કરી આ પ્રમાણે લખે છે કેઃ—

शंक्वादिपंडितवराः कवयस्त्वनेके
ज्योतिर्विदः समभवंश्च वराहपूर्वाः ।
श्रीविक्रमस्य बुधसंसदि प्राज्यबद्धैः
तैरप्यहं नयसखः किल कालिदासः ॥
काव्यत्रयं सुमतिकृद्रघुवंशपूर्वम्
जातं यतो मनु × विश्रुतिकार्यवादः ।
ज्योतिर्विदाभरणकालविधानशास्त्रम्.
श्रीकालिदासकवितो हि ततो बभूव- ॥

* * * * *

वर्षे सिंधुरदर्शनांबरगुणैर्याते कलौ संमिते
मासे माधवसंक्षितेऽत्र विहितोग्रंथक्रियोपक्रमः ।

'શંકુ, વરાહમિહિરાદિ નવ રત્નો વિક્રમના દરબારમાં થયાં હતાં તેમાંનું હું એક રત્ન છું. રઘુવંશ આદિ ત્રણ કાવ્ય કરીને હું આ જ્યોતિર્વિદાભરણ નામનો ગ્રંથ લખું છું. કળિયુગનાં ૩૦૬૮ વર્ષ વીત્યા પછી આ ગ્રંથનો પ્રારંભ કર્યો છે.' કલિના આરંભથી યુધિષ્ઠિરનો શક ૩૦૪૪ વર્ષ સુધી ચાલ્યો અને ત્યાર પછી વિક્રમનો સંવત આરંભાયો. વિક્રમના સંવતનાં ૨૪ વર્ષ વીત્યા પછી આ કાલિદાસે જ્યોતિર્વિદાભરણ નામે ગ્રંથ રચવા માંડયો. કળિનાં આજે ૪૯૯૬ વર્ષ વીત્યાં ગણાય છે–આમાંથી યુધિષ્ઠિર સંવતનાં ૩૦૪૪ વર્ષ બાદ કરીએ તો વિક્રમ સંવત ૧૯૫૨ આવે છે.

આ ઉપરથી એ કવિ એમ જણાવે છે કે ઇ. સ. પૂર્વે ૫૬ માં પોતાના સંવતનો આરંભ કરનાર **વિક્રમાદિત્યના** વખતમાં હું હતો. મારૂં નામ કાલિદાસ છે અને રઘુવંશ આદિ કાવ્યો મેં રચ્યાં છે. આમાં કેટલું સત્ય છે તેવિષે આપણે આગળ વિચાર કરીશું.

હવે **વિક્રમાદિત્ય** કેટલા થયા છે તે વિષે આપણે વિચાર કરીએ.

૧. ઇ. સ. પૂર્વે ૫૭ વર્ષપર સંવતનો આરંભ કરનાર **વિક્રમાદિત્ય** રાજા **ઉજ્જયિનીમાં** થયો હતો, એવું આપણે આખ્યાયિકાપરથી જાણીએ છીએ.

૨. **રાજતરંગિણીમાં** લખેલું છે કે.

'अथ प्रतापादित्याख्यस्तैरानीय दिगन्तरात
विक्रमादित्यभूभर्त्तुर्ज्ञातिस्तत्राभ्यषिच्यत,

**ઉજ્જયિનીમાં વિક્રમાદિત્ય** નામે રાજા હતો તેણે પોતાના સંબંધી **પ્રતાપાદિત્યને** કાશ્મિરની ગાદીએ બેસાડયો હતો.*

૩. આ **વિક્રમાદિત્યની** પછી ૨૭૬ વર્ષે એક બીજો **વિક્રમાદિત્ય** રાજા થયો હતો તેણે નિચેના શ્લોકોમાં કહ્યા પ્રમાણે **માતૃગુપ્ત** નામના કવિને **કાશ્મીરનું** રાજ્ય સોંપ્યું હતું.

'इतिनिश्चित्य चतुरं क्षपायामेव पार्थिवः
गूढं व्यसर्जयद्दूतान्काश्मीरीः प्रकृतीः प्रति ॥
आदिदेश च तान् यो वा दर्शयेच्छाशनं मम ।
मातृगुप्ताभिधोराज्ये निःशंकं सोभिषिच्यताम् ॥
अथप्राङ्मुखसौवर्णभद्रपीठप्रतिष्ठितः ।
सन्निपत्य प्रकृतिभिर्मातृगुप्तोऽभ्यषिच्यत' ॥

૪. આ સીવાય **રાજતરંગિણીમાં** એક બીજા **વિક્રમાદિત્યનું** પણ નામ આપેલું છે. આ **વિક્રમાદિત્ય** ઇ. સ. ૫૯૨ માં **કાશ્મીરમાં** રાજ્ય કરતો હતો. †

'विक्रमाक्रान्तविश्वस्य विक्रमेश्वरकृत्सुतः ।
तस्यासीद्विक्रमादित्यस्त्रिविक्रमपराक्रमः' ॥

૫. એ વિના **શત્રુંજયમાહાત્મ્યમાં** લખેલું છે કેઃ—

---

* રાજતરંગિણી–૨. ડા. કર્નની બૃહત્સંહિતા. પા. ૭–૮–૧૪

† રાજતરંગિણી ૩. પા. ૩૮. (કલકત્તાની આવૃત્તિ.)

सप्तसप्ततिमब्दांतामतिक्रम्य चतुःशतीम् ।
विक्रमार्कात् शिलादित्यो भविता धर्मवृद्धिकृत् ॥

વળી ચાલુક્ય વંશના કેટલાએક રાજાઓએ પણ **વિક્રમાદિત્ય** એવું પદ ધારણ કરેલું જણાય છે* અને આંધ્ર દેશના **વિજયબાહુ** રાજાએ પણ આ ઉપનામ ધારણ કરેલું જણાય છે.†

હવે ડા૦ ફરગ્યુસન વગેરે વિદ્વાનો કહે છે તેમ સંવત પ્રવર્તાવનાર **વિક્રમાદિત્ય** ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં થયો હતો, એ વાત વિવાદને અર્થે આપણે સ્વીકારીએ અને કાલિદાસ પણ એજ સમયમાં થયા હતા એવું વિદ્વાનો ધારે છે, એ મતને પણ કબુલ રાખીએ તો તેને માટે શો આધાર છે તેનો વિચાર કરવો અત્રે આવશ્યક છે.

૧ "**વિક્રમ** સંવત ઇ. સ. ૬ શતકમાં આરંભાયો હતો એટલે **કાલિદાસ** પણ તે સમયમાં થવા જોઇએ.

૨ **નવ** કવિરત્નો **વિક્રમ**ના દરબારમાં હતાં; **કાલિદાસ**નું નામ તેમાં જોવામાં આવે છે માટે તે પણ તેજ કાળે થયા હશે.

૩ ડા૦ **મેક્ષમ્યુલર** કહે છે કે સાહિત્યનો જીર્ણોદ્ધાર ઇ. સ. ૫ થી ૬ શતક સુધીમાં થયો છે; માટે **કાલિદાસ** આ કાળમાં થયા હોવા જોઇએ.

૪ **દિંગ્નાગ** અને **નિચુલ** **કાલિદાસ**ના સમકાલીન હતા, એવું **મલ્લિનાથ** કહે છે. આ **દિંગ્નાગ** છઠ્ઠા સૈકામાં હતા માટે **કાલિદાસ**નો કાળ પણ એજ હશે.

૫ **માતૃગુપ્ત** નામે કવિને **વિક્રમે** **કાશ્મીર**નું રાજ્ય આપ્યું હતું. આ **માતૃગુપ્ત** એજ **કાલિદાસ** છે.

**સેતુકાવ્ય**નો કર્તા **કાલિદાસ** **માતૃગુપ્ત**ની પછી ગાદીએ આવેલા **પ્રવરસેન**ના વખતમાં થયો હતો; એજ **કાલિદાસ** આપણા મહા કવિ છે.

૬ **આર્યભટ્ટ**ની ખગોળનું જ્ઞાન **કાલિદાસ**ને હતું એવું એમનાં પુસ્તકોપરથી જણાય છે. **આર્યભટ્ટ** ઈ. સ. ૫ મા સૈકામાં થયા હતા માટે **કાલિદાસ** પણ છઠ્ઠા સૈકામાં થયા હોવા જોઇએ."

ઉપર દર્શાવેલાં છ કારણોથી **કાલિદાસ** છઠ્ઠા સૈકામાં થયા હતા એમ સિદ્ધ થાય છે કે નહીં, તે વિષે આપણે હવે વિચાર કરીશું.

---

* ડા. **ભાંડારકર**નો ડેકનનો નિબંધ-પા. ૫૯-૬૭-૭૪ † ઈન્ડીઅન એન્ટીકવેરી. પુ. ૧૩. પા. ૬. ઈન્ડીઅન-એન્ટીકવેરી (૧૮૭૨) પુ. ૧. પા. ૨૪૫.

**(૧.) વિક્રમાર્કસંવત ક્યારે આરંભાયો?** ડા૦ ફરગ્યુસન આદિ વિદ્વાનો એમ અનુમાન કરે છે કે, શક લોકને કોરૂરની લડાઇમાં હરાવી વિક્રમે છઠ્ઠા સૈકામાં પોતાનો શક આરંભ્યો. આમ કરવાનું શું કારણ હતું તે આપણે આગળ જણાવી ગયા છીએ. ઈ. સ. છઠ્ઠા શતકની પેહેલાંનો જોકોઇ લેખ મળી આવે તો આ મતનું ખંડન થઇ શકે તેમ છે. ડા૦ બ્યુલરે વિક્રમ સંવત ૪૩૦નો લેખ શોધી કાઢયો છે; પરંતુ એ લેખને મેક્ષમ્યુલર આદિ વિદ્વાનો અંગીકાર કરતા નથી, કારણ કે એમાં લખેલી સાલ બરાબર બેસતી નથી. એમણે પોતાના 'ઇન્ડીયા' નામના પુસ્તકમાં આ લેખના સંબંધમાં ઘણી ટીકા કરી છે. એ લેખ જાતે સંદેહ ભરેલો છે એટલે એ વિષે વિશેષ વિવેચન કરવાની અત્રે આવશ્યકતા નથી.* ડા૦ પિટરસને હમણાં મંદેસરનો એક લેખ શોધી કાઢયો છે તેમાં એવું લખેલું છે કે, 'માલવ સંવતનાં ૪૯૩ વર્ષ ગયા પછી આ મંદિર બાંધવામાં આવ્યું હતું.'† આ વખત પછી ઉપલબ્ધ થયેલ લેખોમાં વિક્રમ સંવતને બદલે માલવ સંવત એવું લખેલું જોવામાં આવે છે. કણસ્વના લેખમાં પણ માલવ સંવત ૭૯૫ એમ લખેલું છે.‡

"संवत्सरशतैर्यातैः सपंचनवत्यर्गलैः
सप्तभिर्मालवेशानां मंदिरं धूर्जटेः कृतम्"

---

* મેક્ષમ્યુલર્સ ઈન્ડીયા–પા. ૨૮૪. ઈન્ડીયન એન્ટીક્વેરી (૧૮૭૬) પા. ૧૫૨.

† ડા૦ પીટર્સન્સ પાનિની. (નિબંધ)
મંદેસર લેખ.

* * * * * *

मालवानां गणस्थित्या याते शतचतुष्टये ।
त्रिनवत्यधिकेद्वानामृतौ सेव्यघनस्वने ॥ ११ ॥
सहस्यमासशुक्लस्य प्रशस्तेह्नि त्रयोदशे ।
मंगलाचारविधिना प्रासादोयं निवेषितः ॥ १२ ॥
बहुना समतीतेन कालेनान्यैश्च पार्थिवैः ।
व्यशीर्यतैकदेशोऽस्य भवनस्य ततोधुना ॥ १३ ॥
स्वयशोवृद्धये सर्वमत्युदारमुदारया ।
संस्कारितमिदं भूयः श्रेण्या भानुमतोगृहम् ॥ १४ ॥

ઇત્યાદિ.

‡ ઈન્ડીયન એન્ટીક્વેરી–વો. ૧૩. પા. ૧૬૨.

વળી મધ્યહિન્દુસ્તાનમાં આવેલા ગ્યાળીપુરના લેખમાં પણ માલવ સંવતનો લખેલો જોવામાં આવે છે. એમાં આ પ્રમાણે શ્લોક આપેલો છે કે,

'मालवकालाच्छरदां षट्त्रिंशत्संयुतेष्वतीतेषु । नवसु शतेषु'**

'માલવકાળનાં શરદઋતુથી આરંભાતાં ૯૩૬ વર્ષ વીતી ગયાં હતાં.' આ સર્વે લેખોપરથી જણાય છે કે તે કાળમાં માલવ સંવત એ પ્રમાણે લખવાનો સંપ્રદાય હશે. પરન્તુ આ માલવ સંવત એજ વિક્રમનો સંવત કે કોઇ બીજો, એ વિષે શંકા ઉત્પન્ન થાય છે. કેટલાએક યુરોપીયન વિદ્વાનો માલવ સંવત અને વિક્રમ સંવતને જુદા જુદા ગણે છે, અને એટલા માટેજ માલવ સંવત ૪૯૩ ના લેખથી વિક્રમાદિત્યે છઠ્ઠા સૈકામાં શક પ્રવર્તાવ્યો ન હતો એવું સિદ્ધ થઇ શકતુ નથી, એવો અભિપ્રાય બાંધે છે. જનરલ કનિંગહામ સાહેબનું મત આથી વિરૂધ્ધ છે.* એ, વિક્રમ અને માલવ સંવતને એકજ ગણવો એ વધારે યોગ્ય ધારે છે. વિક્રમ સંવત એજ માલવસંવત છે. માલવા એ વિક્રમનો દેશ છે, અને તેટલા માટે માલવ રાજાનો સંવત એમ તે કાળમાં લખવાનો સંપ્રદાય પડયો હશે એમ હું ધારૂં છું. આ અનુમાનને કોઇ ઐતિહાસિક પ્રમાણથી આધાર મળે છે કે નહીં તેનો વિચાર કરીએ.

યશોવર્મા અને વિષ્ણુવર્ધનના માલવસંવતના ૫૮૯ મા વર્ષના લેખમાં ઉપરના લેખોની પેઠે વર્ષનો આરંભ શરદઋતુથીજ ગણવામાં આવે છે. વિક્રમના સંવતનો આરંભ પણ શરદઋતુમાંથી એટલે કાર્તિકથી થાય છે. જો માલવસંવતથી વિક્રમસંવત જુદો હોય તો એનો આરંભ આ પ્રમાણે મળતો આવે નહીં. આ કંઇ અત્યંત સબળ કારણ નથી, પરન્તુ બંને સંવતને એક માનવાનાં કારણોમાંનું એક છે એમ કહીએ તો ચાલે. ડા૦ પિટરસનના માલવસંવત ૪૯૩ ના લેખપરથી વિક્રમસંવત એજ માલવસંવત એમ સિધ્ધ કરવાને માટે આપણને પ્રમાણ મળી આવતું નથી. પરન્તુ મી૦ નંદારગીકરના મંદેસરના નવા લેખમાં કુમારગુપ્તનું નામ આવે છે એ ઉપરથી આપણને કંઇક આધાર મળે છે.† જે વખતે માલવસંવત ચાલતો હતો તે વખતે મગધમાં ગુપ્ત રાજાઓનો સંવત પણ ચાલતો હતો, અને આ ગુપ્ત રાજાઓનું રાજ્ય પડી ભાગ્યું ત્યારે વલ્લભી

* કનિંગહામ્સ આર્કયોલોજીકલ સરવે. વો. ૧૦ પા૦ ૩૪.

† મી૦ નંદારગીકરનું મેઘદૂત પ્રસ્તાવના પા૦ ૪૮.

રાજાઓનો નવો સંવત ચાલવા માંડયો, એ વાત વિદ્વાનો સ્વીકારે છે. ઇ૦ સ૦ ૩૧૮-૧૯ માં ગુપ્તરાજ્ય પડી ભાગ્યું ત્યારે વલ્લભીનગર વસાવી વલ્લભી સંવતનો આરંભ કરવામાં આવ્યો હતો. ભટ્ટારક આ વલ્લભી કુળનો સ્થાપનાર હતો અને ગુપ્તસંવત ૨૦૭ પેહેલાં ૩૦ વર્ષપર થયો હતો, એવું એમના લેખપરથી જણાઈ આવે છે.

ગુપ્ત સંવત આગળથી ચાલતો આવ્યો હતો; માટે પોતાના લેખોમાં નવો વલ્લભી સંવત ન લખતાં એ જુનો (ગુપ્ત) સંવત ચાલુ રાખવામાં આવ્યો હતો. આ ઉપરથી ભટ્ટારક કયારે થયો તે આપણે નક્કી કરી શકીએ છીએ. ગુપ્ત સંવત (૨૦૭-૩૦=)૧૭૭ માં વલ્લભી સંવતનો ભટ્ટારકે આરંભ કર્યો. મંદેસર લેખમાં કુમારગુપ્તને માટે માલવસંવત ૪૯૩ ની સાલ આપેલી છે. પરંતુ જો આપણને એના કાળનું ગુપ્તસંવતનું વર્ષ મળી આવે તો આપણાથી વિક્રમસંવતનો નિર્ણય કરી શકાય તેમ છે. ગુપ્તવંશના રાજાઓના લેખ અને શીક્કા તપાસતાં માલમ પડે છે કે કુમાર ગુપ્ત, ગુપ્તસંવત ૯૬ થી ૧૩૦ સુધીમાં થયો હતો. બીલસાડના સ્તંભ-લેખપરથી કુમારગુપ્તનો કાળ ગુપ્તસંવત ૯૬ છે એમ જણાય છે, અને જનરલ કનિંગહામના શોધી કાઢેલા તે કાળના સિક્કા ઉપરથી ગુપ્ત સંવત ૧૩૦ માં પણ એ રાજ્ય કરતો હતો એમ માલમ પડે છે.* શિક્કા ઉપરથી મળી આવતું વર્ષ સંદેહ ભરેલું ગણાય એમ કોઇ કહે તો તેને માટે મંકુવારનો ૧૧ નંબરનો લેખ સારૂં પ્રમાણ આપે છે. એમાં ગુપ્ત સંવત ૧૨૯ એ કુમારગુપ્તનો કાળ છે એમ જણાવેલું છે. ગુપ્તસંવત ૯૬ અને ૧૩૦ એ બેનો સરવાળો કરી તેને બેએ ભાગતાં જે મધ્યકાળ આવે તે આપણે કુમારગુપ્તનો કાળ હતો એમ સ્વીકારીશું. ($\frac{૯૬+૧૩૦}{૨}$=૧૧૩ ગુપ્ત સંવત.) હવે કુમારગુપ્તના કાળ ઉપરથી ગુપ્ત સંવત, માલવસંવતના કયા વર્ષમાં આરંભાયો તે કાઢીએ.

કુમારગુપ્ત { ૪૯૩ માલવ સંવતમાં. / ૧૧૩ ગુપ્ત સંવતમાં. } થયો હતો.

| | |
|---|---|
| માલવ સં. ૪૯૩<br>ગુપ્ત સંવત ૧૧૩<br>———<br>૩૮૦ | આ ઉપરથી જણાય છે કે માલવસંવત ૩૮૦ માં ગુપ્તસંવતનો આરંભ થયો હતો. |

* આર્કયોલોજીકલસર્વે વો. ૯, પા. ૨૪. તામ્રપત્ર ૫-૭.

*ગુપ્તસંવત ઇ. સ. ૩૨૦ માં આરંભાયો હતો એ બહુમાન્ય મતને સ્વીકારી આપણે ત્રણે સંવતને સરખાવીએ.

| | | | |
|---|---|---|---|
| | ગુપ્ત સંવત ૧ | = માલવસંવત ૩૮૦ | = ઇ. સ. ૩૨૦ |
| | ૧૧૩ | ૧૧૩ | ૧૧૩ |
| ગુપ્તસંવત ૧૧૩-૧૪ કુમારગુપ્તનો કાળ. | ૧૧૪ | = માલવસંવત ૪૯૩ | = ઇ. સ. ૪૩૩ |
| | | —ઇ. સ. ૪૩૩ | |
| | | ઇ. સ. પૂર્વે ૬૦ | |

આ ઉપરથી જણાય છે કે ઇ. સ. પૂર્વે ૬૦ વર્ષ ઉપર માલવ સંવત આરંભાયો હતો. આપણો વિક્રમસંવત પણ ઇ. સ. પૂર્વે ૫૬ માં આરંભાયો છે, એટલે માલવ અને વિક્રમસંવતની વચ્ચે ચાર વર્ષનું અંતર છે. આ અંતર છેક નજીવું છે; માટે માલવ સંવત એજ વિક્રમ સંવત છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે. વિક્રમના માલવદેશમાં ચાર પાંચ વર્ષને અંતરે બે જુદા જુદા સંવત પ્રવર્તે એ કેવળ અસંભાવિત છે.

આલ્બરૂનીના તથા વલ્લભીના લેખો ઉપરથી મી૦ થોમસ, જનરલ કનિંગહામ, સર. ઇ. કલાઇવ અને મિ. નંદારગીકર એવા નિશ્ચયપર આવે છે કે કુમારગુપ્તના ૧૧૩ ગુપ્ત સંવત વેળાએ અનુક્રમે ઇ. સ. ૧૯૦, ૨૮૦. ૩૦૩ અથવા ૪૩૨ની સાલ ચાલતી હતી; એટલે કે માલવ સંવત ૪૯૩માં જ્યારે કુમારગુપ્ત થયો ત્યારે કાંતો ઇ. સ. ૧૯૦, ૨૮૦, ૩૦૩ અથવા ૪૩૨ ની સાલ ચાલતી હતી. હવે આ ચારે સાલો ઉપરથી માલવ સંવતનો આરંભ ક્યારે થયો હશે તે કાઢીએ.

| | | | | |
|---|---|---|---|---|
| | ૪૯૩ | ૪૯૩ | ૪૯૩ | ૪૯૩ |
| | —૧૯૦ | —૨૮૦ | —૩૦૩ | —૪૩૨ |
| ઇ. સ. પૂર્વે | ૩૦૩ | ૨૧૩ | ૧૯૦ | ૦૬૧ |

ડા૦ થોમસના મત પ્રમાણે માલવસંવત ઇ. સ. પૂર્વે ૩૦૩માં થયો.
જનરલ કનિંગહામના મત પ્રમાણે... ... ... ... ૨૧૩માં થયો.
સર. ઇ. કલાઇવ બેલીના મત પ્રમાણે ... ... ... ૧૯૦માં થયો.
મી૦ નંદારગીકરના કહેવા પ્રમાણે... ... ... ... ૬૧માં થયો

ઇ. સ. પૂર્વે વિક્રમનો સંવત ૫૭માં થયો હતો એ વાત સર્વ વિદિત છે. તેની સાથે મી૦ નંદારગીકરનું મત બરાબર મળતું આવે છે; માત્ર

* ઇન્ડઇન્ડીયા. મા. ૫૦૦.

ચાર વર્ષનો ફેર પડે છે, પરંતુ તે લક્ષમાં લેવા જેવું નથી. ઇ. સ. પૂર્વે, ૩૦૩માં અથવા ૨૧૩માં કે ૧૯૦ માં આરંભાયેલો કોઇ સંવત આપણા જાણ્યામાં નથી માટે ઇ. સ. પૂર્વે. ૬૦-૬૧માં શરૂ થયેલો માલવસંવત એજ વિક્રમસંવત છે એમ આ ઉપરથી સિદ્ધ થઇ શકે છે; અને આ સંવતનો સ્થાપનાર વિક્રમાદિત્ય ઈ. સ. પૂ. ૫૬-૫૭માં થયો હતો તે પણ સત્યજ છે. વિક્રમસંવતમાં ૬૦૦ વર્ષ ઉમેરી બ્રાહ્મણોએ ૬૦૧ થી તેનું પ્રથમ વર્ષ ગણ્યું હોય તો તે વખતે કંઇ પણ વાંધો ઉઠયા વિના રહે નહીં. તે વખતમાં પરસ્પરનો દ્વેષ કરનારા ટીકાકાર બ્રાહ્મણોની ખોટ નહતી. કાલિદાસ અને ભવભૂતિ જેવાને પણ પોતાના ટીકાકારોની ભીતિ લાગી હતી. પ્રત્યેક કાળમાં દ્વેષીઓની કંઇ ખોટ હોતી નથી; માટે જો કોઇ બ્રાહ્મણોએ આ સંવતમાં આવો ઘોટાળો કર્યો હોય તો દ્વેષ બુદ્ધિથી, કિંવા સત્ય બુદ્ધિથી કોઇ પણ ગ્રંથમાં તેવા લેખકે આ ભેદ ઉઘાડો પાડયો હોત. પરંતુ આજ સુધી થયેલા શોધ પ્રમાણે હજી સુધી એવું કંઇ પણ ઉપલબ્ધ થયું નથી, એટલે માત્ર તર્ક કિંવા અનુમાન ઉપર આધાર રાખી વિક્રમ-સંવતનો આરંભ, આવી ઠગાઇથી કરવામાં આવ્યો હશે એમ માનવું યોગ્ય નથી. જનરલ કનિંગહામ પણ પાછળથી એવુંજ મત આપે છે કે આ માલવસંવત એ ઇ. સ. પૂર્વે ૫૭માં થયેલો વિક્રમસંવતજ હોવો જોઇએ.* આપણે આગળ જણાવી ગયા છીએ તેમ આ વાત મેરૂતુંગાચાર્યની પટ્ટાવલીમાં પણ લખેલી છે. એ સર્વ પ્રમાણોથી ફેરગ્યુસન સાહેબના મતનું ખંડન થાય છે કે, કોરૂરની લડાઇમાં શક લોકોને જીતનાર ઇ. સ. ૫૪૪નો વિક્રમાદિત્ય, સંવતનો આરંભ કરનાર વિક્રમાદિત્ય નથી, પણ જુદો છે. ફ્લીટ સાહેબ પણ આવોજ અભિપ્રાય આપે છે.

**(૨) નવ કવિરત્નો.** વિક્રમાર્ક સંવત ઇ.સ. પૂર્વે ૫૭માં આરંભાયો હતો એવું સિદ્ધ કરી આપણે નવકવિરત્નોની વાતપર આવીએ. કાલિદાસ કેટલા થયા છે તેના સંબંધમાં આપણે આગળ જણાવી ગયા છીએ. જ્યોતિર્વિદાભરણનો કર્તા કાલિદાસ એમ લખે છે કે 'સંવત કર્તા વિક્રમના દરબારમાંના નવ રત્નમાંનું હું પણ એક રત્ન છું.' ઈ. સ. પૂર્વે ૫૭ માં થયેલા વિક્રમના દરબારમાં નવ રત્ન થયાં હતાં એવું પ્રમાણ આ ગ્રંથ સિવાય અન્ય સ્થળે મળી આવતું નથી. ડા. ભાઉ દાજી કહે છે

* આર્કયોલોજીકલ સર્વે-પુ. ૧૦, પા. ૩૪.

કે આ ગ્રંથ **રઘુવંશ** આદિના કર્તાનો લખેલો નથી, કારણ કે એની અને **રઘુવંશ** વગેરેની ભાષા, વિચાર વગેરેમાં ઘણો ફેર છે. મી૰ **શંકર પાંડુરંગ પંડિત** તો એને જૈન વિદ્વાનોની ઠગાઇ તરીકેજ ગણી કાઢે છે, અને ડા. **હૉલ** એને ઘણોજ આધુનિક ગ્રંથ ગણે છે.* **બુદ્ધગયા**ના લેખમાં આ વાત લખેલી છે ખરી, પરંતુ **અમરદેવ** જેણે આ **બુદ્ધગયા**નું દેવળ બંધાવ્યું હતું તે **નવરત્ન**માંનું એક રત્ન હતો. ઈ. સ. છઠું સતક એ તેનો કાળ નિર્માણ થયો છે, માટે એની સાથેનાં કવિરત્નો છઠ્ઠા સૈકામાં થયેલા **હર્ષ વિક્રમ**ના વખતમાં થયાં હોવાં જોઇએ.

**મેક્ષમ્યુલર** સાહેબ આનો નિર્ણય કરવાને માટે **બુદ્ધ ધર્મ**નો ઇતિહાસ તપાસી એવા મત ઉપર આવે છે કે **હ્યુયનત્સંગ**ના લેખ પ્રમાણે ઇ. સ. ૬૪૦માં **માલવા**માં **શિલાદિત્ય** રાજ્ય કરતો હતો. એની પેહેલાં ૪૦ વર્ષપર **શિલાદિત્ય પ્રતાપશીલ** ગાદી ઉપર હતો; અને તેની પેહેલાં **વિક્રમ** ગાદી ઉપર આવ્યો હતો; એટલે કે ઇ. સ. ૫૫૦માં **વિક્રમ**નો કાળ થયો હશે અને ૫૪૪માં **કોરૂર**ની લડાઇ થઇ હશે. આ **વિક્રમાદિત્ય**ના વખતમાંજ નવ કવિરત્નો થયાં હતાં.† આ નવ કવિરત્નોમાંનો **કાલિદાસ** આપણો મહા કવિ નથી, કારણ કે **જ્યોતિર્વિદાભરણ**ના કર્તા **કાલિદાસ** જોશીને **કાલિદાસ** કવિની કીર્તિ સંપાદન કરવાનો અભિલાષ થયો છે અને એજ હેતુથી તેણે 'હું **રઘુવંશ** વગેરેનો કર્તા છું,' એમ લખેલું છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે તે વખતે **કાલિદાસ**ની કીર્તિની સ્પર્ધા થતી હતી. ગ્રંથકારો પોતાના ગ્રંથોને મહત્વ આપવા માટે આ પ્રમાણે **કાલિદાસ**ને નામે તેમને પ્રસિદ્ધ કરતા હશે. આ **કાલિદાસ** જોશીએ પોતાનો તથા **વિક્રમ**નો કાળ ઈ. સ. પૂર્વે ૫૭ છે એમ લખેલું છે; પરંતુ એની સાથે દર્શાવેલાં નવ રત્નો ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં થયાં હતાં એવું ઐતિહાસીક પ્રમાણોથી સિદ્ધ થાય છે, એટલે **જ્યોતિર્વિદાભરણ**માં આવું જાણી જોઇનેજ લખેલું હોવું જોઇએ અને **કાલિદાસ** કવિ, સંવતનું સ્થાપન કરનાર **વિક્રમાદિત્ય**ના વખતમાં થયા હતા એ વાત આ **કાલિદાસ**ના લક્ષમાં હોવીજ જોઇએ.

---

* **પંડિત**નો **રઘુવંશ** પ્રસ્તાવના. ડા. **હૉલ**નું પ્રસિદ્ધ કરેલું **વિષ્ણુપુરાણ**નું ભાષાન્તર પા. ૮.

† પ્રોફેસર **આપ્ટે**નો **કાલિદાસ**નો નિબંધ.

એ સિવાય જ્યોતિર્વિંદાભરણ પુસ્તકના વિષયનું, ભાષાનું અને પદ્ય રચનાનું સૂક્ષ્માવલોકન કરતાં જણાઇ આવે છે કે નવ રત્નના વિષય સંબંધે એ ગ્રંથ પ્રમાણભૂત ગણાય તેમ નથી. એ પુસ્તકનો કર્તા કવિ નહતો પરંતુ જોશી હતો, તથા જોશીના જેટલુંજ તેનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન હતું. પ્રૌઢ અને ગંભીર વાણીવાળા કાલિદાસ કવિની એ કૃતિ હોય એમ સંભવેજ નહીં; કારણ કે ગ્રંથના શ્લોકોમાં કોઇ કોઇ સ્થળે વ્યાકરણના અને ભાષા શૈથિલ્યના દોષ પણ જોવામાં આવે છે.

त्रैभ्यात्रिहारितवसिष्टपराशराद्यैः
नत्वोदितं जनघनव्यवहारसिद्धचै
ग्रन्थाम्यहं नतु तदेव गिरं यदार्क्यं
ज्योतिर्विदाभरण नाम्नि महश्वशैवम्.

આ પેહેલવહેલા શ્લોકમાંજ नाम्नि ની સાથે સંબંધ રાખનારૂં નામ ક્યાં છે? વળી

अन्यासदुक्ति विहितोद्गमपक्षराशीन्,
व्यर्थानहं विरचयामि वरोक्तियुक्तैः
मत्वा वराहमिहिरादिमतैरनेकैः
ज्योतिर्विदाभरणमप्यनसन्मतार्हम्.

આમાં પણ व्यर्थान् નો સંબંધ मत्वा ની સાથે છે અને विरचयामि પદ વચ્ચે ઘુસાડી દીધું છે, જેથી પદ્યની રચના ઘણી શિથિલ લાગે છે અને જેમ નકામા શબ્દો નાંખી પરાણે પદ્ય બનાવેલું હોય તેવું લાગે છે. આ સિવાય પણ ઘણા દોષો છે, જેમાંનો એક પણ કાલિદાસના એકે પુસ્તકમાં દૃષ્ટિગોચર થતો નથી. સ્વભાવસુંદર કાલિદાસની પ્રસાદયુક્ત પદરચના ક્યાં અને બલાત્કારે બેસાડેલી અપ્રસન્ન આ ગ્રંથની કવિતા ક્યાં? વળી ગ્રંથની અંદર કોઇ કોઇ સ્થળે ગ્રંથકર્તા આત્મશ્લાઘાનો દોષ પણ કરે છે. 'હું આ નવ રત્નમાં શ્રેષ્ટ છું, બીજા વિદ્વાનો મને માન આપે છે' વગેરે આત્મશ્લાઘાનાં વચનો મહાન્ કાલિદાસના મુખમાંથી કદાપિ પણ નિકળે નહીં. એ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે જ્યોતિર્વિંદાભરણનો કર્તા મહાકવિ કાલિદાસ નથી પણ બીજો છે.*

* મી૦ પંડિતનો રઘુવંશ. પ્રસ્તાવના.

**૩ સાહિત્યનો જીર્ણોદ્ધાર.** ડા. **મેક્ષમ્યુલર** સંસ્કૃત સાહિત્યના બે વિભાગ કરે છે. પ્રથમ વિભાગમાં વેદ અને તેની પછીના ગ્રંથોનો સમાવેશ કરે છે. આ પ્રથમ વિભાગનો અંત ઇસવીસનના આરંભમાં આવે છે. ત્યાર પછી ઇસવીસન ૩૦૦ સુધીમાં **શક, સીથીયન, યુચી,** વગેરે લોકોની ચઢાઇઓ થવા માંડી એટલે તે કાળમાં સંસ્કૃતમાં લખાયેલા ગ્રંથો ઉપલબ્ધ થતા નથી. એ ઉપરથી એમ જણાય છે કે એ અંધાધુંધીના વખતમાં ભાષા ગ્રંથોની કંઇ વૃદ્ધિ થઈ નહીં હોય. ત્યાર પછી અલંકારયુક્ત કૃત્રિમતાવાળા સાહિત્યનો આરંભ થાય છે, અને ત્યાર પછી ઇ. સ. ૫૦૦થી ૬૦૦ સુધીમાં સાહિત્યનો જીર્ણોદ્ધાર થયેલો જણાય છે. 'વિક્રમાદિત્ય આ સતકમાં થયો હતો એવું પ્રમાણ ઇતિહાસમાંથી મળે છે, એટલે કાલિદાસ પણ આ કાળમાં આવી શકે. ત્રીજા અથવા તે પેહેલાંના સ્વાભાવિક સુંદર પદ્યના કાળમાં એમને મુકી શકાય નહી.' ડા. **મેક્ષમ્યુલરનો** આ વિચાર ઘણો નિર્બળ છે. પરદેશી લોકોની ચઢાઇના કાળમાં એટલે ઇ. સનના ત્રીજા શતકમાં સરળ અને સુંદર કવિતા લખાયેલી છે એવું ડા. બ્યુલર સિદ્ધ કરી આપે છે. ઇસવીસન ચોથા સતકમાંજ કૃત્રિમતાવાળી કવિતા લખાવા લાગી એમ નથી; પરંતુ અનુક્રમે જોતાં છેક બીજા સૈકામાં પણ એવી કવિતા લખાયેલી જોવામાં આવે છે. ડા. **પિટરસન, પાનિની** અને **પતંજલીની** મનોહર કવિતાઓ ઇ. સ. પૂર્વે લખાયેલી છે એમ જણાવે છે. **અશ્વઘોષનું** બુદ્ધિચરિત કાવ્ય પણ ઇ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ ઉપર લખાયેલી સુંદર કવિતાનો એક નમુનો છે.*

ઉપરનાં કારણોથી સ્પષ્ટ જણાશે કે **કાલિદાસ** માત્ર છઠ્ઠા સૈકામાંજ થયા હોવા જોઇએ એવો નિયમ કરી શકાતો નથી. ઇસવીસનની પૂર્વે પણ એવી સુંદર કવિતા લખાતી હતી અને તે સમયમાં એ કવિ થયા હતા એમ કહીએ તો લગાર પણ અસંભવિત નથી.

**૪ દિંગ્નાગ અને નિચુલ.**

अद्रेः शृंगं हरति पवनः किंस्विदित्युन्मुखीभिः ।
दृष्टोत्साहश्चकितचकितं मुग्धसिद्धांगनाभिः ॥
स्थानादस्मात्सरसनिचुलादुत्पतोदन्मुखः खं ।
दिङ्नागानां पथि परिहरन् स्थूलहस्तावलेपान् ॥१४॥

---

* ડા. **પીટરસનનો** પાનિનીનો નિબંધ. પ્રો. **આપટેનો** **કાલિદાસનો** નિબંધ.

કાલિદાસકૃત **મેઘદૂત**ના ઉપર લખેલા ૧૪ માં શ્લોકમાં **નિચુલ** અને **દિંગ્નાગ** એવાં બે નામ જણાવેલાં છે. આ શ્લોકની ટીકામાં **મલ્લિનાથ** જણાવે છે કે **નિચુલ** નામે મહાકવિ **કાલિદાસ**નો સહાધ્યાય હતો અને **દિંગ્નાગાચાર્ય** એમનો પ્રતિપક્ષ હતો. આટલા માટે કાલિદાસે **નિચુલ**ની પ્રશંસા કરી છે, અને **દિંગ્નાગ**ના ઉપર આક્ષેપ કરેલો છે. **શબ્દાર્ણવ**માં **નિચુલ** એ એક મહા કવિ હતો એમ લખેલું છે; તે ઉપરથી એમ જણાય છે કે એ નામનો કવિ હતો ખરો. એ સિવાય **નનાર્થશબ્દરત્ન**ની ટીકા **નચુલે** લખેલી કહેવાય છે અને એ પુસ્તક **કાલિદાસે** લખેલું છે એમ મનાય છે. **દિંગ્નાગાચાર્ય પ્રમાણ** શાસ્ત્રનો કર્તા ગણાય છે, તથા તત્વવેત્તા તરીકે પ્રસિદ્ધ છે. વળી **વાચસ્પતિમિશ્ર**ની **ન્યાયવાર્તિકતાત્પર્યટીકા**પરથી જણાય છે કે **ઉદ્યોતકારાચાર્યે**, **દિંગ્નાગાચાર્ય** આદિના કરેલા ખોટા અર્થનો નિર્ણય કરવાને માટે **પક્ષિલાસ્વામિ**ના **ન્યાયભાષ્ય**પર **ન્યાયવાર્તિક** નામની ટીકા લખેલી છે.* આ ઉપરથી જણાય છે કે **ઉદ્યોતકાર** કાંતો **દિંગ્નાગ**નો સમકાલીન હશે કિંવા એની પછી થયો હશે. **દિંગ્નાગ** બુદ્ધ તત્વવેત્તા **આસંગ**નો શિષ્ય હતો.

કવિ **સુબંધુ** પોતાની **વાસવદત્તા**માં **ઉદ્યોતકાર** અને **ધર્મકીર્તિ**ને માટે સૂચન કરે છે.

न्यायस्थितिमिव उद्योतकारस्वरूपां। बौधसंगतिमिवालंकारभूषितां।
(बौद्धसंगतिमिवालंकारो धर्मकीर्तिकृतो ग्रंथ विशेषः तेन भूषिताम्॥ टीकाकार.॥)

**ઉદ્યોતકાર**નું નામ આમાં સ્પષ્ટ રીતે આપેલું છે અને **ધર્મકીર્તિ**નું તેના ગ્રંથથી સૂચન કરેલું છે. **બાણભટ્ટે** પોતાના **હર્ષચરિત**માં **સુબંધુ**નું નામ પણ દર્શાવ્યું છે.

कवीनामागलद्दर्पो नूनं वासवदत्तया।
शक्त्येव पाण्डुपुत्राणां गतया कर्णगोचरम्॥

---

* **કોવેલસાહેબ**ની **કુસુમાંજલી**ની આવૃત્તિ.

'××× यद्यपि भाष्यकृता कृतव्युत्पादनं एतत्तथापि दिङ्नागाचार्यप्रभृतिभिरर्वाचीनैः कुहेतुसंतमससमुत्थापनेनाच्छादितं शास्त्रं न तत्वनिर्णयाय पर्याप्तमित्युद्योतकारेण स्वनिबन्धोद्योतेन तदपनीयते इति प्रयोजनवानयमारंभः'

આ બાબતના વિશેષ વિસ્તારને માટે જુવો મી૦ **નંદારગીર** કરનું મેઘદૂત. પા. ૬૭ (પ્રસ્તાવના). **રોયલ એશીઆટીક સોસાઇટી** જનરલ વો. ૧૮-૨૨૯-૩૦. ડા. **ભાઉ દાજી**નો **કાલિદાસ**નો નિબંધ. **મેક્ષમ્યુલર્સ** ઈન્ડીયા. પા. ૩૦૭. મી. **પંડિત**નો **રઘુવંશ**. ડા. **હોલ**ની **વાસવદત્તા**, પ્રસ્તાવના.

આ ઉપરથી જણાઇ આવે છે કે **બાણના** પેહેલાં **સુબંધુ** અને **સુબંધુના** પેહેલાં **ઉદ્યોતકાર** અને **ધર્મકીર્તિ** થઈ ગયા હશે. **તારાનાથના બૌદ્ધધર્મના** ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે, **આર્યઆસંગ** વસુબન્ધુનો ભાઇ તથા ગુરૂ હતો.* ચિનાઇ મુસાફર **હુએનત્સંગ** લખે છે કે, 'વસુબન્ધુને એક **મનોહારિત** નામે બીજો ગુરૂ હતો. એમના વખતમાં **શ્રાવસ્તીમાં વિક્રમાદિત્ય** રાજ્ય કરતો હતો. આ **વિક્રમાદિત્યે** એક દિવસે **શ્રમણાઓની** સભા બોલાવી હતી, તેમાં બ્રાહ્મણોએ **મનોહારિતને** હરાવી કાઢ્યો. આથી અત્યંત લજ્જા પામી **મનોહારિતે** પોતાના શિષ્ય **વસુબંધુને** આ સંબંધી વૈર લેવાનું કહી, જીભ કરડી પ્રાણ ત્યાગ કર્યો. થોડા વખત પછી **વિક્રમાદિત્યનું** રાજ્ય ગયું અને **શિલાદિત્ય પ્રતાપશીલ** ગાદીપર આવ્યો. આ રાજાના વખતમાં **શ્રમણાઓની** પુનઃ સભા બોલાવરાવી **વસુબંધુએ** પોતાના ગુરૂના મતનું પ્રતિપાદન કરી આપી બ્રાહ્મણોને હરાવ્યા.'† આ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવશે કે જો આપણે **વિક્રમાદિત્ય**, **આસંગ**, અથવા વસુબન્ધુનો કાળ નિર્ણિત કરી શકીએ તો **દિંગ્નાગ**, **નિચુલ**, અને **કાલિદાસના** સમયનો પણ નિર્ણય થઇ શકે; કારણ કે **મલ્લિનાથ** એ ત્રણેને સમકાલીન ગણે છે. ઇ. સ. ૬૨૯ થી તે ૬૪૫ સુધીમાં થઇ ગયેલો ચીનાઈ મુસાફર **હુએનત્સંગ** લખે છે કે, 'મારા પેહેલાં ૬૦ વર્ષપર **શીલાદિત્ય પ્રતાપશીલ ઉજ્જનમાં** રાજ્ય કરતો હતો' એટલે એના રાજ્યનો ઇ. સ. ૫૮૦માં અંત આવવો જોઇએ. **ફ્રીસ્તાહ** પ્રમાણે આ રાજાએ બરાબર ૫૦ વર્ષ રાજ્ય કર્યું હતું, એ લક્ષમાં લેતાં **વિક્રમાદિત્ય** ઇ. સ. ૫૩૦માં થયો હોવો જોઇએ. વળી **ટીબેટનો** ઇતિહાસકાર **ધર્મરત્નરાજ** લખે છે કે **બુદ્ધના** મરણ પછી ૯૦૦ વર્ષે આર્ય **આસંગ** અને **વસુબંધુ** થયા હતા.‡ **હુએનત્સંગ** લખે છે કે 'નિર્વાણની પછી ૧૦૦ વર્ષે **અશોક** થયો.' **અશોકનો** કાળ ઇ. સ. પૂર્વે **૨૫૯થી ૨૨૨** સુધીમાં હતો એવો નિશ્ચય થઇ ચુકયો છે, એટલે આ ઉપરથી સમજાશે કે **આસંગ** ઇ. સ. ૫૪૧માં થયા

---

* **તારાનાથનો બૌદ્ધધર્મનો** ઈતિહાસ પા. ૧૧૮. **મેક્ષમ્યુલર્સ** ઈન્ડીયા.

† **બુધીસ્ટ** રેકર્ડ ઓફ વેસ્ટર્ન વર્લ્ડ. વો. ૧–૧૦૬–૧૦૯. આ **વિક્રમ** કયો હતો તે સંબંધે મતભેદ છે. રેવરંડ એસ **બીલ** આને **હર્ષવિક્રમાદિત્ય** કહે છે. પ્રો. **મેક્ષમ્યુલર** તથા ડા૦ **ફરગ્યુસન** આને સંવતનો સ્થાપનાર **વિક્રમાદિત્ય** ગણે છે.

‡ મેક્ષમ્યુલર્સ ઇન્ડીયા. ૩૦૫.

હોવા જોઇએ અને તેમના સમકાલીન દિંગ્નાગ, નિચુલ તથા કાલિદાસ પણ તેવામાંજ થયા હશે.

આ પ્રમાણે નિચુલ, દિંગ્નાગ તથા કાલિદાસનો કાળ આપણે ઐતિહાસિક પ્રમાણોથી તપાસ્યો, પરંતુ મહાન્ કાલિદાસજ દિંગ્નાગનો સમકાલીન હતો એને માટે પ્રમાણ શું? માત્ર મલ્લિનાથના વખતમાં (ઇ. સ. ૧૪ સૈકામાં) ચાલતી દંતકથા એ કંઇ ઐતિહાસિક પ્રમાણ ગણાય નહીં. વળી કાલિદાસના નામ ઉપર ચાલતા આવેલા નનાર્થ શબ્દરત્ન નામના કોશ ઉપર નિચુલે એક ટીકા લખેલી છે, એવું આપણે સૂચવી ગયા છીએ. કાલિદાસના ગ્રંથોની ટીકાઓમાં, કિંવા અમરકોષ પરની અનેક ટીકાઓમાં એ ગ્રંથનું નામ નથી. મેદિનીકાર પ્રત્યેક કોષનું નામ આપીને દૃષ્ટાન્ત આપે છે, તેણે પણ આ ગ્રંથને માટે કે તેના કર્તાને માટે કંઇ પણ લખેલું નથી. કાલિદાસ જેવા મહા કવિનો રચેલો આ કોશ હોય તો એનું નામ અથવા ગ્રંથ આમ અપ્રસિદ્ધ રહેજ નહીં. આ પ્રમાણે જોતાં દિંગ્નાગ અથવા નિચુલનો સમકાલીન જો કોઇ કાલિદાસ નામે કવિ હોય તો તે આપણા મહાકવિ કાલિદાસ નહીં, પરંતુ બીજો કોઇ હોવો જોઇએ."

## (૫) માતૃગુપ્ત અથવા કાલિદાસ અને સેતુકાવ્ય.

કલ્હણકૃત રાજતરંગિણીમાં લખેલું છે કેઃ—

रक्षित्वा दशमासोनाः क्ष्मामेकांत्रिशतं समाः ।
तस्मिन्क्षणे हिरण्योपि शांतिं निःसंततिर्ययौ ॥१२५॥
तत्रानेहस्युज्जयिन्यां श्रीमान्हर्षपराभिधः ।
एकश्छत्रश्चक्रवर्ती विक्रमादित्य इत्यभूत् ॥१२६॥
भूपमद्भुतसौभाग्यं श्रीर्बद्धरभसाभजत् ।
विहायहरिबाहूंश्च चतुरस्सागरांश्च यम् ॥१२७॥
म्लेच्छोच्छेदाय वसुधां हरेरवतरिष्यतः ।
शकान्विनाश्य येनादौ कार्यभारो लघुः कृतः ॥१२९॥
नानादिगन्तराख्यातं गुणवत्सुलभं नृपम् ।
तं कविर्मातृगुप्ताख्यः सभास्थानस्थमासदत् ॥१३०॥

* * * * * *

† પ્રો. આપટેનો કાલિદાસનો નિબંધ.

इति निश्चित्य चतुरं क्षपायामेव पार्थिवः ।
गूढं व्यसर्जयद्दूतान् काश्मीरीः प्रकृतीः प्रति ॥१८९॥
आदिदेश च तान् यो वा दर्शयेत्शासनं मम ।
मातृगुप्ताभिधोराज्ये निःशंकं सोऽभिषिच्यताम् ॥१९०॥
* * * * * *
अथ प्राङ्मुखसौवर्णभद्रपीठप्रतिष्ठितः ।
सन्निपत्य प्रकृतिभिर्मातृगुप्तोभ्यषिच्यत ॥२४२॥

કાશ્મીરની ગાદીએ **હિરણ્ય** નામે રાજા રાજ્ય કરતો હતો. **તેને** **તોરમાન** નામે પ્રધાન હતો. આ પ્રધાને પોતાના રાજાની આજ્ઞા સિવાય પોતાના નામના સિક્કા પડાવી રાજ્યમાં ચલાવવા માંડયા, તેથી **હિરણ્ય** રાજાએ કોપાયમાન થઇ તેને બંધીખાને નાંખ્યો. બંધીખાનામાં **તોરમા**-નનો કાળ થયો અને તેનો પુત્ર **પ્રવરસેન** એકલો પડવાથી અન્ય રાજ્યોમાં ફરવા લાગ્યો. થોડા વખતમાં **હિરણ્ય** રાજા કંઇપણ સંતતિ વિના મરણ પામ્યો. આ વખતે **વિક્રમ** એ ઉપનામ ધારી **હર્ષ**રાજા **ઉજ્જયિની**માં રાજ્ય કરતો હતો. તેની વિશ્વવિખ્યાત કીર્તિ સાંભળી **માતૃગુપ્ત** નામે કવિ તેના દરબારમાં આવી આશ્રયાર્થે રહેવા લાગ્યો. આ કવિના કેટલાએક ગુણને લીધે **વિક્રમ** તેના ઉપર અત્યંત પ્રસન્ન રહેતો હતો. **હિરણ્ય**ના મરણ પછી **કાશ્મીર**ની ગાદી ખાલી પડેલી જોઇ **વિક્રમાદિત્યે** છુપા દૂત મોકલાવી **કાશ્મીર**ની પ્રજાને આદેશ કર્યો કે મારો પત્ર લઇ **માતૃગુપ્ત** ત્યાં આવે એટલે એને અભિષેક કરી ગાદીપર બેસાડજો. બીજે દિવસે **માતૃગુપ્તને** બીડેલો પત્ર આપી કંઇ પણ કારણ બતાવ્યા સિવાય **વિક્રમે** **કાશ્મીર** મોકલ્યો. **માતૃગુપ્ત** **કાશ્મીર** આવી પહોંચ્યો ત્યાં સુધી એને કંઇ પણ ખબર નહતી; પરંતુ જ્યારે પ્રજાએ તેને ગાદીએ બેસાડયો ત્યારે તેને ખબર પડી કે **વિક્રમ**ની ગુણજ્ઞતાનુંજ આ ફળ છે. આથી તેણે **વિક્રમ**ના ઉપર એક ઉપકારપત્ર લખી મોકલાવ્યો અને **કાશ્મીર**ની ગાદીએ રાજ્ય કરવા માંડયું. **માતૃગુપ્તે** ચારેક વર્ષ રાજ્ય કર્યું એટલામાં **કાશીયાત્રાએ** ગયેલો **હિરણ્ય**નો ભત્રિજો **પ્રવરસેન** પાછો આવી **કાશ્મીર**ની ગાદીએ બેસવા આવ્યો. **માતૃગુપ્ત** રાજ્યનો ત્યાગ કરી **વારાણસી**(કાશી)-માં યતિ થઇ રહેવા લાગ્યો.*

---

* **રાજતરંગિણી.** પુ. ૩. શ્લોક. ૧૦૬ થી ૨૫૨.
ડા૦ **ભાઉદાજીનો** કાલિદાસનો નિબંધ. **મેક્ષમ્યુલર્સ** ઇન્ડીયા.

ઉપર દર્શાવેલા રાજતરંગિણીના લેખ ઉપરથી ડા૦ ભાઉ દાજી એવો અભિપ્રાય બાંધે છે કે વિક્રમના વખતમાં થઇ ગયેલો કાલિદાસ કવિ આ માતૃગુપ્તજ હોવો જોઇએ. આમ માનવાનાં કારણો નિચે પ્રમાણે છે:—

૧ વિક્રમાદિત્યે પોતાનું અર્ધું રાજ્ય કાલિદાસને આપી દીધું હતું, એવી જે દંતકથા પ્રચલિત છે તેને, માતૃગુપ્તને વિક્રમે કાશ્મીરની ગાદી આપી, એ વાતથી આધાર મળે છે.*

૨ માતૃગુપ્ત અને કાલિદાસ એ બંને નામનો અર્થ એક સરખોજ છે. એટલે કે કાલિદાસ, માતૃ(કાલિ)ગુપ્ત, અથવા કાલિગુપ્ત એ ત્રણે નામ, કાલિનો દાસ એ અર્થ વાચક છે. કાલિદાસના ઉપર માતા પ્રસન્ન થયાં હતાં, એ દંતકથાને આનાથી આધાર મળે છે. ત્રિકાણ્ડશેષ નામે સંસ્કૃત કોશનો કર્તા પુરૂષોત્તમ, રઘુકાર, મેધારૂદ્ર અને કોટિજીત્ એવાં ત્રણ કાલિદાસનાં ઉપનામ આપે છે. આ પ્રમાણે માતૃગુપ્ત એ પણ એવું ઉપનામ હશે.

૩ 'कविर्वाक्पतिराजश्रीर्भवभूत्यादिसेवित:
जीतो ययौ यशोवर्मा तद्गुणस्तुतिवंदिताम्'

રાજતરંગણીનો કર્તા આ પ્રમાણે ભવભૂતિ આદિ કવિઓનાં નામ પોતાના ગ્રંથમાં લખે છે, પરંતુ કાલિદાસનું નામ સરખું પણ લખતો નથી.

૪ કાલિદાસનાં સૃષ્ટિસૌંદર્યનાં વર્ણનો કાશ્મીરના પ્રદેશોની સૃષ્ટિ શોભાને મળતાં આવે છે, માટે એ ઘણુંકરી કાશ્મીરનો રહેવાશી હોવો જોઇએ.

૫ મેઘદૂતકાવ્યમાં કાલિદાસે જો કે યક્ષને નાયક કલ્પ્યો છે તો પણ એમાં પોતાની અને પોતાની પ્રિયાની વિરહાવસ્થાનું અને મનોવૃત્તિઓનું તાદૃશ ચિત્ર આપ્યું છે. માતૃગુપ્તને માટે જે દંતકથા ચાલે છે તે આવીજ છે, માટે એ બંને એકજ હશે.

૬ જે વખતે માતૃગુપ્ત કાશ્મીરની ગાદીએ બેઠો તે વખતે ઉપકાર બુદ્ધિથી વિક્રમના ઉપર તેણે નિચેનો શ્લોક લખી મોકલ્યો હતો.

नाकारमुद्वहसि नैव विकत्थसे त्वं ।
दित्सां न सूचयसि मुंचसि सत्फलानि ॥
नि:शब्दवर्षणमिवाम्बुधरस्य राजन् ॥
संलक्ष्यते फलत एव तव प्रसाद: ॥२५२॥

---

* લીટરરી રીમેઈન્સ ઓફ ડા૦ ભાઉ દાજી. પા. ૩૦–૪૮. પ્રો૦ આપટેનો કાલિદાસનો નિબંધ.

આ શ્લોકની સાથે મેઘદૂતનો નિચે લખેલો શ્લોક સર્વાંશે મળતો આવે છે; અર્થાત્ ઉપકારબુદ્ધિના જે ઉદ્ગારો ઉપરના શ્લોકમાં માતૃગુપ્તે દર્શાવ્યા છે, તેજ કાલિદાસે આમાં મેઘપ્રત્યે દર્શાવ્યા છે, માટે એ બંને અભિન્ન હોવા જોઇયે.

कच्चित्सौम्य व्यवसितमिदं बन्धुकृत्यं त्वया मे ।
प्रत्यादेशान्न खलु भवतो धीरतां कल्पयामि ।
निःशब्दोपि प्रददासि जलं याचितश्चातकेभ्यः
प्रत्युक्तं हि प्रणयिषु सतामीप्सितार्थक्रियैव. ॥ मेघदूत.

૭ માતૃગુપ્તની પછી ગાદીએ આવેલા પ્રવરસેનને માટે રાજતરંગિણીમાં લખેલું છે કે,

वितस्तायां स भूपालोबृहत्सेतुमकारयत्.
ख्याता ततः प्रभृत्येव तादृग्नौसेतुकल्पना ॥ ३५६

એ રાજાએ વિતસ્તા નદી ઉપર એક નૌકાઓનો સેતુ બંધાવ્યો હતો. તેની યાદગિરી રાખવાને માટે પ્રવરસેને માતૃગુપ્ત પાસે સેતુકાવ્ય નામનો ગ્રંથ લખાવ્યો હતો. વારાણસીદર્પણ ઉપર લખેલી ટીકામાં રામાશ્રમે લખેલું છે કે સેતુકાવ્ય કાલિદાસે રચ્યું હતું. વિદ્યાનાથ પોતાના પ્રતાપરુદ્રમાં સેતુકાવ્યની મહાપ્રબંધ તરીકે પ્રશંસા કરે છે. સાહિત્યદર્પણ તથા દંડી કવિ પણ એને કાલિદાસનો ગ્રંથ ગણી વખાણે છે.

બાણભટ્ટ પોતાના હર્ષચરિતમાં કાલિદાસ અને પ્રવરસેનને સમકાલીન ગણી લખે છે કે:—

कीर्तिः प्रवरसेनस्य प्रयाता कुमुदोज्वला
सागरस्य परं पारं कपिसेनेव सेतुना ॥
निर्गतासु न वा कस्य कालिदासस्य सूक्तिषु ।
प्रीतिः मधुरसार्द्रासु मंजरीष्विव जायते ॥

આ બધા ઉપરથી પ્રવરસેનનો સમકાલીન માતૃગુપ્ત એજ કાલિદાસ હોવો જોઇએ.

૮ માતૃગુપ્ત અને કાલિદાસ એક છે. માતૃગુપ્તનો સમકાલીન પ્રવરસેન છઠ્ઠા શતકમાં થયો હતો, માટે કાલિદાસનો કાળ પણ એજ છે. હુએનત્સંગ પ્રવરસેનના દરબારમાં પરોણા તરીકે રહ્યો હતો માટે એ સર્વે છઠ્ઠા સતકમાં થયેલા છે. (ડા. મેક્ષમ્યુલરનો મત આથી વિરુદ્ધ છે.)

ઉપર દર્શાવેલાં પેહેલાં પાંચ કારણો સપ્રમાણ ગણી શકાય તેમ નથી; એ માત્ર સંભવિત અનુમાન રૂપ છે. ચોથા કારણને માટે વાદની અપેક્ષા નથી. અમુક સ્થાનની સૃષ્ટિશોભાનું કોઇ કવિ વર્ણન કરે તે ઉપરથી એ ત્યાંનો નિવાસી હોવો જોઇએ એમ કંઇ મનાય નહીં. એકાદ વખત તેવા પ્રદેશ દૃષ્ટિગોચર થયા હોય તો સામાન્ય પ્રતિભાવાળો કવિ પણ તેનું વર્ણન કરી શકે, તો પછી કાલિદાસના જેવા સર્વગ્રાહી કવિની શી વાત ? એ કવિના ગ્રંથોમાં शालिगोप्यो जगुर्यशः। प्रचुरगुडविकाराः स्वादुशालीक्षुरम्यः। इक्षुच्छायनिषादिन्यः। ઇત્યાદિ સ્થળે ડાંગર, શેલડી, જવ વગેરેનાં સુશોભિત ક્ષેત્રોનાં વર્ણન કરેલાં છે, તેથી એ કૌશામ્બીનો રહેવાસી હતો એમ અનુમાન કેમ ન થઇ શકે ? ૬ ઠું તેમજ ૭ મું કારણ પણ એટલું બધું સબળ નથી. સેતુકાવ્યમાં નિચેના શ્લોકમાં તેના કર્તાએ એવોજ વિચાર દર્શાવ્યો છે.

ते विरलाः पुरुषा ये भण्यामाना घटयन्ति कार्यालापान्।
स्तोका एव तेऽपि द्रुमा येऽज्ञातकुसुमानिर्गमा ददति फलम्॥

રાજતરંગિણીના કર્તાએ જે વખતે માતૃગુપ્તે લખેલા પત્રનો વૃત્તાંત લખ્યો હશે તે વખતે આ સેતુકાવ્યના શ્લોકની રચનાનું સ્મરણ આવતાં તેનાથી પણ એવી રચના થઇ ગઇ હશે. સેતુકાવ્ય મહાન્ કાલિદાસે લખ્યું છે એવું સિદ્ધ થાય ત્યાં સુધી આને આપણાથી સબળ પ્રમાણ માની શકાયજ નહી. પ્રો. આપટે, સેતુકાવ્યનાં પ્રાકૃત પદ્યોને કાલિદાસનાં પદ્યો સાથે સરખાવી એવા મત ઉપર આવે છે કે રઘુ, કુમાર વગેરે ગ્રંથના કર્તાએ સેતુકાવ્ય લખ્યું હોય એમ સંભવતુંજ નથી. લાંબા લાંબા સમાસ, અને વિવિધ અનુપ્રાસવાળી પદ્યરચના કાલિદાસની હોય એમ કહી શકાયજ નહી.

ડા. ભાઉ દાજી પોતે પણ આ મતના સંબંધમાં એવી શંકા કરે છે કે કાલિદાસ શિવ અને પાર્વતીનો ભક્ત છે, એવું એના ગ્રંથમાં કરેલી સ્તુતિઓ ઉપરથી માલમ પડે છે. પરંતુ માતૃગુપ્ત તો બૌદ્ધ તથા જૈન મતને અનુમોદન આપનાર હતો, એવું રાજતરંગિણી ઉપરથી જણાય છે. વળી

समातृगुप्तस्वाम्याख्यं निर्ममे मधुसूदनम्॥
कालेनादत्त यद्ग्रामान्मम्मःश्वशुरसद्मने॥ २६६॥

એ શ્લોક ઉપરથી સમજાય છે કે એણે વિષ્ણુનું એક મંદિર બંધાવી વૈષ્ણવોના મતને પણ માન આપ્યું હતું. આથી સેતુકાવ્યમાં એણે પ્રથમ

વિષ્ણુની અને પાછળથી શંકરની સ્તુતિ કરી છે. પ્રોફેસર મેક્ષમ્યુલર એના ધર્મવિચારને માટે એવો અભિપ્રાય આપે છે કે પ્રથમ એ શૈવ હશે અને લલિતાદિત્યની પેઠે પાછળથી બૌદ્ધ અને વૈષ્ણવ મતને અનુસર્યો હશે. કાલિદાસ આવા અનિશ્ચિત ધર્મનો નથી. માતૃગુપ્ત એજ આપણો કવિ કાલિદાસ હોય તો રાજતરંગિણીનો કર્તા એના ચરિતનો આટલો બધો વિસ્તાર કરતાં કોઇ પણ સ્થળે એ બંનેની અભેદતા દર્શાવ્યાવિના રહેજ નહિ. એ બંને જુદા જુદા કવિઓ હશે એમ માનવાને માટે એક બીજું પણ કારણ છે. શાકુન્તલ ઉપરની ટીકામાં રાઘવભટ્ટે માતૃગુપ્તનું નામ લખેલું છે; અને તેના રચેલા અભિનવભારતી ટીકાના દૃષ્ટાન્તો અનેકવાર આપેલાં છે; પરંતુ તેમાં પણ કોઇ સ્થળે કાલિદાસ એ નામે તેને ઓળખાવ્યો નથી. વળી ઔચિત્યવિચારચર્ચા નામના ગ્રંથમાં ક્ષેમેન્દ્ર, માતૃગુપ્ત અને કાલિદાસ ભિન્ન છે એવું સૂચન કરે છે, તે ઉપરથી તથા આગળ દર્શાવેલાં કારણોથી માનવું પડે છે કે *માતૃગુપ્ત અને કાલિદાસ એ બંને કોઇ સમકાલીન કવિઓ હશે. રઘુવંશાદિના કર્તા કાલિદાસ કવિને આમની સાથે કંઇ સંબંધ નથી.

**(૬) આર્યભટ્ટની ખગોળ વિદ્યા અને કલિદાસનું તત્સંબંધી જ્ઞાન.**

ડા. મેક્ષમ્યુલર, ડા. ભાઉદાજી આદિ વિદ્વાનો કહે છે કે, ખગોળ વિદ્યા ગ્રીસ દેશમાં ઘણી સારી રીતે કેળવાઇ હતી અને ઇ. સ.ના પાંચમા સૈકામાં હિન્દુસ્તાનમાં એનો પ્રસાર થવા લાગ્યો હતો. આર્યભટ્ટ, વરાહમિહિર, બ્રહ્મગુપ્ત, ભટ્ટોત્પલ અને ભાસ્કર એ પાંચે ખગોળ અને જ્યોતિષ શાસ્ત્રીઓના ગ્રંથો ઉપરથી માલમ પડે છે કે, ગ્રીસ દેશમાં વૃદ્ધિ પામેલી ખગોળવિદ્યાનું એમને સારૂં જ્ઞાન હતું. પેહેલવેહેલો ખગોળ શાસ્ત્રી આર્યભટ્ટ ઇ. સ. ૪૭૬ માં થયો. ગ્રીસ દેશના ખગોળના ઘણાખરા સિદ્ધાન્તો એણે સ્વીકારેલા જણાય છે. 'કાલિદાસનાં પુસ્તકોમાં આર્યભટ્ટના સિદ્ધાન્તોની છાયા ઘણે ઠેકાણે દીઠામાં આવે છે માટે તે એની પછીના કાળમાં એટલે છઠ્ઠા સૈકામાં થયા હોવા જોઇએ.'

એવું સિદ્ધ કરવામાં આવ્યું છે કે ઘણા જુના કાળથી ગ્રીક લોકને ખગોળશાસ્ત્રનું જ્ઞાન હતું અને એ વિદ્યા ઘણા સૈકાપર એમનામાં સારી

---

* ડા૦ પીટર્સનની સુભાષિતાવળીની પ્રસ્તાવના.
રોયલ એશીઆટીક સોસાઇટીઝ જરનલ. પા. ૮૯.

રીતે કેળવાઇ હતી. ઇસવીસનના બીજા શતકમાં ટોલેમીના ટેટ્રૂબીબ્લસે પોતાના વખતમાં પ્રચલિત કેટલાએક ખગોળ વિદ્યાના સિદ્ધાન્તો ગ્રહણ કરીને એ વિષયને થાળે પાડયો હતો. જ્યોતિષ્ વિદ્યા આ વખતે તેમના જાણવામાં નહતી. ત્યાર પછી ઇસવીસનનાં ત્રીજા શતકમાં ગ્રીસ અને રોમ દેશમાં જ્યોતિષ્નો પણ પ્રારંભ થવા લાગ્યો, અને જેમ જેમ એ શાસ્ત્રના સિદ્ધાન્તો બંધાતા ગયા તેમ તેમ તેની વૃદ્ધિ થવા લાગી. ઇસવીસન ત્રણથી ચોથા શતક સુધીમાં પ્રોકલસ, પોરફીરીયસ, જ્યુબીયસ અને પોલસ અલેકઝાન્ડીનસ વગેરે વિદ્વાનોએ એ વિદ્યાનો યુરોપ ખંડમાં પ્રસાર કર્યો.

ગ્રીસની ખગોળ તથા જ્યોતિષ્વિદ્યાના કેટલાએક સિદ્ધાન્તો અને પરિભાષાઓ સંસ્કૃત સિદ્ધાન્તો અને પરિભાષાઓની સાથે એટલી બધી સમાનતાવાળાં છે કે આપણથી પરસ્પરને કંઇપણ સંબંધ હશે એમ કહ્યા વિના ચાલે તેમજ નથી. ઇ. સ. પૂર્વે થઈ ગયેલા ગાર્ગ્યના સિદ્ધાન્તમાં આ નિચેનો શ્લોક જોવામાં આવે છે અને વરાહમિહિરે પણ એ શ્લોક પોતાના ગ્રંથમાં લીધો છે.

म्लेच्छाहि यवनास्तेषु सम्यक्शास्त्रमिदं स्थितम् ।
ऋषिवत्तेपि पूज्यन्ते किं पुनर्दैवविद् द्विजः * ॥

આ ઉપરથી જણાય છે કે આપણા જ્યોતિષ્વેત્તાઓને યવનોના જ્યોતિષ્ની ખબર હતી અને તેમના કેટલાએક વિચારો તથા પારિભાષિક શબ્દો એક સરખા હતા. પરંતુ સમગ્ર રીતે જોતાં આપણા અને ગ્રીક લોકોના એ શાસ્ત્રના સિદ્ધાન્તોમાં ઘણો ફેર છે. ગ્રીક લોકો પ્રથમ આ શાસ્ત્ર જાણતા હતા એ વાત ખરી છે; પરંતુ એમણે કેલડીયન તથા ઇજીપ્શન લોક પાસેથી એ શાસ્ત્રનું ગ્રહણ કર્યું હતું એ વાત સર્વકોઇ સ્વીકારે છે. આ બધી પાશ્ચિમાત્ય પ્રજાઓને આપણી પ્રજા સાથે સંબંધ હતો અને તેથી પ્રત્યેક દેશમાં જેજે નવા સિદ્ધાન્તો બંધાતા હશે તે બીજા દેશના વિદ્વાનોના સિદ્ધાન્તો સાથે સરખાવવામાં આવતા હશે. પ્રો. વેબર સાહેબ લખે છે કે 'આર્ય પ્રજાના આ શાસ્ત્રના અવલોકન ઉપરથી જણાઇ આવે છે કે બીજી પ્રજા પાસેથી જે કંઇ ગ્રહણ કરેલું

---

* મિ૦ પંડિતનો રઘુવંશ. ડા. કર્નની બૃહત્સંહિતા–૨–૧૫.

હશે તેના ઉપર આધાર રાખી બેસી ન રહેતાં આર્યોએ પોતાના શાસ્ત્રમાં અનેક પ્રકારના સુધારા કરેલા છે. વળી સત્તાવીસ નક્ષત્રોનો શોધ આર્ય લોકોમાં 'ઘણા કાળથી થયેલો માલમ પડે છે અને એ સીવાય યોગાદિના કેટલાએક વિભાગો ગ્રીક પ્રજાની જાણમાંજ નથી.' આરબ લોકોએ આ વિદ્યાનું આપણા લોક પાસેથી ગ્રહણ કરેલું છે. વેદકાળમાં પણ સંપૂર્ણ શાસ્ત્રના રૂપમાં નહીં તો સામાન્ય રૂપમાં પણ જ્યોતિષ્ સિદ્ધાન્તો હતા. વેદાંગજ્યોતિષ્માં લખેલું છે કે 'कालानुपूर्व्या विहिताश्च यज्ञाः' 'यो ज्योतिषं वेद स वेद यज्ञम्' કાળના અનુક્રમ પ્રમાણે યજ્ઞો કરવા જોઇએ. ને જ્યોતિષ જાણે છે તેજ યજ્ઞ જાણે છે. એ વગેરે વચનોથી જણાય છે કે યજ્ઞો થતા તે કાળમાં આપણા લોકને જ્યોતિષનું જ્ઞાન હતુ. જ્યોતિષ ચક્રના બાર રાશિઓમાં વિભાગ આપણા આર્યોએ પોતેજ પાડયા હશે. ગ્રીક લોકોના પણ આવા વિભાગો છે તથા ઘણાંખરાં રાશિઓનાં નામ પણ મળતાં આવે છે; પરંતુ એ ઉપરથી એમ અનુમાન ન થઇ શકે કે આપણા તત્તદ્શાસ્ત્રવેત્તાઓએ ગ્રીક લોકોએ કરેલા રાશિવિભાગ સ્વીકાર્યા હશે. કદાપિ એમ સંભવે કે તે પેહેલાં ચાલતા કેટલાએક તર્ક ગ્રીક તથા આર્ય પ્રજાએ સ્વીકારી પરસ્પરથી સ્વતંત્ર રહી પોતાના શોધ આગળ વધાર્યા હશે. રાશિઓના વિભાગો કયારે અને કોણે પાડયા તેનો નિર્ણય હજી થયો નથી, એટલે એ વિષે અમુક પ્રજાએ અમુકનો આધાર લીધો હશે એમ તર્ક કરવો વૃથા છે. આ વિષયનું આટલું સામાન્ય અવલોકન કરી, કાલિદાસના એ વિષય સંબંધી જ્ઞાનને વિષે વિચાર કરીએ. ખગોળ અથવા જ્યોતિષ્નું જ્ઞાન દર્શાવતાં દૃષ્ટાન્તો કાલિદાસનાં પુસ્તકોમાં કયાં કયાં જોવામાં આવે છે તે આપણે તપાસીએ.

## રઘુવંશ.

૧ काप्यभिख्या तयोरासीद्व्रजतोः शुद्धवेषयोः ।
हिमनिर्मुक्तयोर्योगे चित्राचंद्रमसोरिव ॥ સ૦ ૧-૪૬

સંયોગમાં આવેલાં ચિત્રા નક્ષત્ર તથા ચંદ્રના જેવાં એ રાજા રાણી શોભતાં હતાં.

૨ ततःप्रतस्थे कौबेरीं भास्वानिव रघुर्दिशम् સ૦ ૪-૬૬

સૂર્યની પેઠે રઘુએ કૌબેરી (ઉત્તર) દિશામાં જવા માંડ્યું.

૩ तौ विदेहनगरीनिवासिनां गां गताविव दिवःपुनर्वसू ૧૧-૩૬

રીતે કેળવાઇ હતી. ઇસવીસનના બીજા શતકમાં ટોલેમીના ટેટ્રેબીબ્લસે પોતાના વખતમાં પ્રચલિત કેટલાએક ખગોળ વિદ્યાના સિદ્ધાન્તો ગ્રહણ કરીને એ વિષયને થાળે પાડયો હતો. જ્યોતિષ્ વિદ્યા આ વખતે તેમના જાણવામાં નહતી. ત્યાર પછી ઇસવીસનનાં ત્રીજા શતકમાં ગ્રીસ અને રોમ દેશમાં જ્યોતિષ્નો પણ પ્રારંભ થવા લાગ્યો, અને જેમ જેમ એ શાસ્ત્રના સિદ્ધાન્તો બંધાતા ગયા તેમ તેમ તેની વૃદ્ધિ થવા લાગી. ઇસવીસન ત્રણથી ચોથા શતક સુધીમાં પ્રોકલસ, પોરફીરીયસ, જ્યુબીયસ અને પોલસ અલેકઝાન્ડીનસ વગેરે વિદ્વાનોએ એ વિદ્યાનો યુરોપ ખંડમાં પ્રસાર કર્યો.

ગ્રીસની ખગોળ તથા જ્યોતિષ્વિદ્યાના કેટલાએક સિદ્ધાન્તો અને પરિભાષાઓ સંસ્કૃત સિદ્ધાન્તો અને પરિભાષાઓની સાથે એટલી બધી સમાનતાવાળાં છે કે આપણથી પરસ્પરને કંઇપણ સંબંધ હશે એમ કહ્યા વિના ચાલે તેમજ નથી. ઇ. સ. પૂર્વે થઈ ગયેલા ગાર્ગ્યના સિદ્ધાન્તમાં આ નિચેનો શ્લોક જોવામાં આવે છે અને વરાહમિહિરે પણ એ શ્લોક પોતાના ગ્રંથમાં લીધો છે.

म्लेच्छाहि यवनास्तेषु सम्यक्शास्त्रमिदं स्थितम् ।
ऋषिवत्तेपि पूज्यन्ते किं पुनर्दैवविद् द्विजः * ॥

આ ઉપરથી જણાય છે કે આપણા જ્યોતિષ્વેત્તાઓને યવનોના જ્યોતિષ્ની ખબર હતી અને તેમના કેટલાએક વિચારો તથા પારિભાષિક શબ્દો એક સરખા હતા. પરંતુ સમગ્ર રીતે જોતાં આપણા અને ગ્રીક લોકોના એ શાસ્ત્રના સિદ્ધાન્તોમાં ઘણો ફેર છે. ગ્રીક લોકો પ્રથમ આ શાસ્ત્ર જાણતા હતા એ વાત ખરી છે; પરંતુ એમણે કેલડીયન તથા ઇજીપ્શન લોક પાસેથી એ શાસ્ત્રનું ગ્રહણ કર્યું હતુ એ વાત સર્વકોઇ સ્વીકારે છે. આ બધી પાશ્ચિમાત્ય પ્રજાઓને આપણી પ્રજા સાથે સંબંધ હતો અને તેથી પ્રત્યેક દેશમાં જેજે નવા સિદ્ધાન્તો બંધાતા હશે તે બીજા દેશના વિદ્વાનોના સિદ્ધાન્તો સાથે સરખાવવામાં આવતા હશે. પ્રો. વેબર સાહેબ લખે છે કે 'આર્ય પ્રજાના આ શાસ્ત્રના અવલોકન ઉપરથી જણાઇ આવે છે કે બીજી પ્રજા પાસેથી જે કંઇ ગ્રહણ કરેલું

---

* મિ૰ પંડિતનો રઘુવંશ. ડા. કર્નની બૃહત્સંહિતા—૨—૧૫.

૧૦ संध्याभ्रकपिशः तस्य विराधोनाम राक्षसः ।
अतिष्ठन्मार्गमावृत्य रामस्येन्दोरिव ग्रहः॥ १२–२८

ચંદ્રના માર્ગમાં જેમ ગ્રહ (રાહુ) આડો આવી જાય છે તેમ વિરાધ રાક્ષસ રામના માર્ગમાં આડો આવી ઉભો રહ્યો.

૧૧ पितुः प्रयत्नात्ससमग्रसंपदः शुभैः शरीरावयवैर्दिने दिने ।
पुपोष वृद्धिं हरिदश्वदीधिते रनुप्रवेशादिव बालचंद्रमाः ॥ ३–२२

સમગ્ર સંપત્તિવાળા પોતાના પિતાના પ્રયત્નથી, એ બાલકનાં અંગ દિવસે દિવસે, સૂર્યના તેજથી બાળ ચંદ્રની કળાઓ જેમ વૃદ્ધિ પામે તેમ વધવા લાગ્યાં.

૧૨ तिस्रस्त्रिलोकप्रथितेन सार्धं अनेन मार्गे वसतीरुषीत्वा ।
तस्मादपावर्तत कुण्डिनेश पर्वात्यये सोम इवोष्णरश्मेः ॥ ७–३३

અજની સાથે માર્ગમાં ત્રણ રાત્રી વિશ્રામ લઈ, પર્વકાળ પૂરો થતાં સૂર્યની પાસે રહી ચંદ્ર જેમ પાછો ફરે તેમ, કુંડિનપુરનો રાજા પાછો વળ્યો.

૧૩ अवैमि चैनामनघेति किंतु लोकप्रवादो बलवान्मतो मे ।
छाया हि भूमेः शशिनोमलत्वेनारोपिता शुद्धिमतः प्रजाभिः॥ १४–४०

સીતા નિર્દોષ છે એવું હું જાણું છું તેમ છતાં હું લોકાપવાદને વધારે બળવાન્ ગણું છું. કારણ કે, ચંદ્ર જો કે નિર્મળ છે તોપણ જે પૃથ્વીની છાયા છે તે છાયાને લોકો ચંદ્રમાં કલંક છે એમજ કહે છે.

૧૪ ग्रहैस्ततः पंचभिरुच्चसंश्रयै ।
रसूर्यगैः सूचितभाग्यसंपदम् ॥
असूत पुत्रं समये शचीसमा । ३–१३

દશ માસ પૂરા થતાં, પાંચે ગ્રહો જ્યારે પોતાના કક્ષામાર્ગમાં ઉચ્ચ સ્થાને આવેલા હતા, તથા અસ્ત પામેલા નહતા, તેવા ભાગ્ય સંપદ્ સૂચવતા મુહૂર્તમાં ઇન્દ્રાણી જેવી એ રાણીએ પુત્રને જન્મ આપ્યો.

૧૫ पौष्यां तिथौ पुष्यमसूत पत्नी ।
तस्मिन्नपुष्यन्नुदिते समग्रां ॥
पुष्टिं जनाः पुष्य इव द्वितीये ॥ १८–३२

પુષ્ય નક્ષત્રયુક્ત પૂર્ણીમાને (પોષીપુનમને) દિવસે એણે પુત્રને જન્મ આપ્યો. બીજા પુષ્યનક્ષત્રનો જાણે ઉદય ન થયો હોય તેમ આના જન્મથી પ્રજા સુખસંપદ્ પામી.

પૃથ્વીપર આવેલા બે પુનર્વસુના ગ્રહ હોય તેવા તે બન્ને, વિદેહ વાસીઓને ભાસવા લાગ્યા.

૪ भूयस्ततोरघुपतिर्विलसत्पताकं अध्यास्तकामगति सावरजोविमानं ।
दोषातनं बुधबृहस्पतियोगदृश्यस्तारापतिस्तरलविद्युदिवाभ्रवृंदम् ॥ स. १३–७

ફરફરતી પતાકાઓવાળા વિમાનમાં રામ પોતાના ભાઇઓને લ બેઠા હતા, તે જાણે એક સાયંકાળે બુધ અને બૃહસ્પતિની સમી આવેલો ચંદ્ર અભ્રવૃંદ ઉપર બેઠો હોય તેવા દેખાતા હતા.

૫ अगस्त्यचिन्हादयनात्समीपं दिगुत्तराभास्वति संप्रवृत्ते ।
आनंदशीतामिवबाष्पवृष्टिम् हिमस्रुतिं हैमवती ससर्ज ॥ १६–४४

અગસ્ત્યના ચિન્હવાળા અયનમાંથી (દક્ષિણાયઅયનમાંથી પોતાનો સ્વામી) સૂર્ય જ્યારે સમીપ આવવા લાગ્યો ત્યારે ઉત્તર દિશા હિમનો ગળવારૂપી હર્ષનાં શીતલ અશ્રુની વૃષ્ટિ કરવા લાગી.

૬ तं प्रीतिविशदैर्नेत्रैरन्वयुः पौरयोषितः ।
शरत्प्रसन्नैर्ज्योतिर्भिः विभावर्य इव ध्रुवम् ॥ १७–३५

શરદઋતુમાં, સ્વચ્છ થયેલા તારાઓ રૂપી નેત્રોવાળી રાત્રીઓ જેમ ધ્રુવના ગ્રહને નિરખે તેમ પૌરાંગનાઓ એને પ્રેમ ભર્યાં નેત્રોથી જોવા લાગી.

૭ उपस्थिताशोणितपारणा मे सुरद्विषश्चान्द्रमसी सुधेव । २–३९

દેવના શત્રુઓને જેમ ચંદ્રમામાંનું અમૃત મળે તેમ મને આ રૂધિરનું ભર્યું ભક્ષ મળ્યું.

૮ ब्राह्मे मुहूर्ते किलतस्य देवी कुमारकल्पं सुषुवे कुमारम् ।
अतःपिता ब्रह्मण एव नाम्ना तमात्मजन्मानमजं चकार ॥ ५–३६

તેની રાણીએ બ્રાહ્મમુહૂર્તમાં કાર્તિકસ્વામીના જેવા કુમારને જન્મ આપ્યો. આ ઉપરથી રાજાએ બ્રહ્માના નામ ઉપરથી તે કુમારનું અજ એવું નામ પાડ્યું.

૯ प्रययावातिथेयेषु वसन्नृषिकुलेषु सः ।
दक्षिणां दिशमृक्षेषु वार्षिकेष्विव भास्करः ॥ १२–२५

વર્ષાઋતુમાં નક્ષત્રો અથવા રાશિઓની પાસે વિરામ કરતો કરતો સૂર્ય જેમ દક્ષિણમાં જાય છે તેમ રામ ૠષિઓના આશ્રમોમાં વિરામ કરતા દક્ષિણમાં જવા લાગ્યા.

૧૫ મા દૃષ્ટાન્તમાં કંઇક ખગોળ શાસ્ત્રની અને કંઇક ઘણા કાળથી મનાતા આવેલા આર્યલોકના કેટલાએક વહેમની છાયા છે. પેહેલાથી ૧૩ સુધીના દૃષ્ટાન્તોમાં ચંદ્ર અને સત્તાવીસ નક્ષત્રોના સંબંધે જે કથા ચાલે છે તેનુંજ એમાં અનુકરણ હોય એમ લાગે છે. પરંતુ ૧૪ મા દૃષ્ટાન્ત ઉપરથી જણાઇ આવે છે કે કાલિદાસ ગ્રહગણોના રાશિમાં જે બાર વિભાગ ખગોળ શાસ્ત્રમાં પાડેલા છે તે, તથા સૂર્યાદિ ગ્રહોની મનુષ્યોના ઉપર કેવી અસર થાય છે તે જાણતા હતા.

## કુમારસંભવ.

કુમારસંભવ પ્રત્યે દૃષ્ટિ કરતાં આ અનુમાનને વિશેષ આધાર મળે છે. એમાં ત્રીજા સર્ગના ૪૩ શ્લોકમાં આ પ્રમાણે લખેલું છે કે

૧ दृष्टिप्रपातं परिहृत्य तस्य कामःपुरःशुक्रमिव प्रयाणे ॥ ३–४३

સામા સ્થાનમાં આવેલા શુક્રની દૃષ્ટિનો પ્રવાસે જતાં માણસ જેમ ત્યાગ કરે તેમ શંકરની દૃષ્ટિમાં ન અવાય તેવી રીતે કામ વનમાં પેઠો. આ શ્લોકની ટીકામાં મલ્લીનાથે લખ્યું છે કે

प्रतिशुक्रं प्रतिबुधं प्रत्यंगारकमेव च । अपिशक्रसमोराजा हतसैन्यो निवर्तते ॥

२ अथौषधीनामधिपस्य वृद्धौ ।
तिथौ च जामित्रगुणान्वितायाम् ॥
समेतबन्धुर्हिमवान् सुतायाः ।
विवाहदिक्षाविधिमन्वतिष्ठत् ॥ ७–१०

શુક્લપક્ષમાં ચંદ્ર જ્યારે સાતમા (જામિત્ર) નક્ષત્રમાં હતો ત્યારે હિમવાને પોતાના કુટુંબીઓને તેડાવી પાર્વતીનું કન્યાદાન દીધું.

३ मैत्रे मुहूर्ते शशलांछनेन योगंगतासूत्तरफाल्गुनीषु ।
तस्याः शरीरे प्रतिकर्म चक्रुः * * * * ॥ ७–६

મૈત્ર મુહૂર્તમાં તથા જ્યારે ચંદ્રનો ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સાથે યોગ થતો હતો ત્યારે પાર્વતીને મંગળ ભૂષણ પહેરાવ્યાં.

४ अरिष्टमाशंक्य विपाकदारुणं ।
निवार्यमाणो विविधैर्महासुरः ॥
पुरः प्रतस्थे महतां वृथाभवेत् ।
असद्ग्रहान्धस्य हितोपदेशनम् ॥ १५–२६

આમાંના પેહેલા ૬ દૃષ્ટાન્તો એવાં છે કે તેમાં ખગોળ વિદ્યાનું અથવા જ્યોતિષ્નું જ્ઞાન અગત્યનું નથી; આકાશના ગ્રહગણોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરનાર મનુષ્યના લક્ષમાં એ સહજજ આવે તેવા છે. ૭ થી ૧૦ સુધીનાં ઉદાહરણો પણ પુરાણ કથાઓની સાથે સંસર્ગ રાખનાર છે અને સામાન્ય પ્રતિના મનુષ્યના લક્ષમાં આવી શકે તેવાં છે. ૧૧ થી ૧૩ સુધીના શ્લોક વિશેષ લક્ષ ખેંચે તેવા તથા ખગોળ શાસ્ત્રની કંઇક છાયાવાળા છે. આમાંના ૧૩ મા દૃષ્ટાન્તથી આર્યભટ્ટના ખગોળ શાસ્ત્રના સિદ્ધાન્તનું કવિનું જ્ઞાન સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે એવું મેક્ષમ્યુલર સાહેબનું મત છે. એ એમ ધારે છે કે સઘળા દૃષ્ટાન્તો કરતાં આ દૃષ્ટાન્ત ઘણો પ્રબળ પુરાવો છે. પૃથ્વી પોતાની ધરી ઉપર ભ્રમણ કરે છે અને સૂર્ય, ચંદ્ર અને પૃથ્વીના ભ્રમણથી પરસ્પરની એકમેક ઉપર છાયા પડતાં ગ્રહણ થાય છે, એ સિદ્ધાન્તો આર્યભટ્ટ સિવાય બીજા કોઇ ખગોળ શાસ્ત્રીએ દર્શાવ્યા નથી. ઉપરના દૃષ્ટાન્તમાં 'પૃથ્વીની ચંદ્રપર પડેલી છાયાને લોકો તેનું કલંક માને છે, એ શ્લોક કાલિદાસનું આર્યભટ્ટના સિદ્ધાન્તનું જ્ઞાન દર્શાવિ આપે છે.'* એ શ્લોકનો મિ૦ પંડિતે કરેલો અર્થ મેક્ષમ્યુલર સાહેબે સ્વીકાર્યો છે. પરંતુ પ્રો. આપટેનો નિર્ણય પ્રમાણે અર્થ વધારે યોગ્ય છે. 'ચંદ્ર જાતે નિર્મળ દર્પણ જેવો છે તેમાં પૃથ્વીની જે છાયા (પ્રતિબિંબ) પડેલી છે તેને લોકો એનું કલંક ગણે છે.' આ શ્લોકની ટીકામાં મલ્લીનાથ પણ લખે છે કે च्छाया प्रतिबिम्बं मलत्वेन कलंकत्वेन आरोपिता । अंकंकेऽपि शशांकिर जलनिधेः पंकं परे मेनिरे सारंगं कतिचिच्च संजगदिरे भूच्छायमैच्छन् परे ॥ ઉપરના અર્થથી અને તેની સાથે આપેલા શ્લોકથી જણાય છે કે પૂર્વે ચંદ્રના કલંકને વિષે લોકોમાં અનેક તર્ક ચાલતા હતા. કાલિદાસના વખતમાં એવો એકાદ તર્ક પ્રચલિત હશે અને તે ઉપરથી તેણે પદ્યમાં એમ લખ્યું હશે. એ કવિએ એવાજ ભાવનો શ્લોક શાકુન્તલમાં પણ લખેલો છે કે:—

'छायानमूर्च्छति मलोपहतप्रसादे शुद्धे तु दर्पणतले सुलभावकाशा' ॥

આમાં પણ છાયાનો અર્થ પ્રતિબિંબ રૂપેજ થાય છે માટે પૂર્વના દૃષ્ટાન્તમાં પણ તેવોજ અર્થ છે. આ વાત સૂક્ષ્માવલોકન કરનારને ગમ્ય છે; એમાંથી કોઇ ખગોળ શાસ્ત્રનો મોટો સિદ્ધાન્ત પ્રતીત થતો નથી.

* મેક્ષમ્યુલર્સ ઈન્ડીયા. પા. ૩૧૯. પ્રો. આપટેનો કાલિદાસનો નિબંધ.

એ બંને શબ્દો પૂર્વકાળમાં ચાલતા કોઇ સામાન્ય શબ્દ ઉપરથી થયા હશે.

વિવાદને અર્થે સ્વીકારીએ કે જયામિત્રાદિ શબ્દો જ્યોતિષ્‌શાસ્ત્રોમાં આપણા દેશમાં વપરાવા લાગ્યા ત્યાર પછી કાલિદાસ થયા હતા. પરંતુ આર્યભટ્ટ વગેરે જ્યોતિષકોએ તત્સંબંધી ગ્રંથ લખ્યા તે પહેલાં તથા ઇ. સ. પૂર્વ બે ત્રણ શતક ઉપર એ શબ્દો એજ અર્થમાં નહીંજ વપરાતા હોય એમ માનવાને માટે શાં પ્રમાણો છે? કંઇજ નહીં. વરાહમિહિર નામનો જ્યોતિષી પોતાના ગ્રંથમાં આવા વિવાદાત્મક ગ્રીક શબ્દોને પોતાની ભાષાના અત્યંત પરિચિત શબ્દોની પેઠે વાપરે છે. વિદેશીય વિચારો, રૂઢીઓ, વગેરેનું અનુકરણ કરવામાં તથા તેને સ્વીકારવામાં આપણા આર્યોની અત્યંત મંદતા તથા તે કાળમાં આર્યાવર્ત અને ગ્રીસ વગેરે દેશોની સાથેના સંસર્ગનાં અત્યલ્પ સાધનો લક્ષમાં લઇ વિચાર કરીશું તો નિઃસંશય સમજાશે કે આવા શબ્દો અને જ્યોતિષ્‌સિદ્ધાન્તો સંબંધી વિચારો આર્યભટ્ટાદિ વિદ્વાનોએ એ વિષયો પર સ્વતંત્ર ગ્રંથ લખ્યા તે પેહેલાં ઘણાં શતક ઉપર પ્રચલિત હશે. બૃહજ્જાતક, બૃહત્સંહિતા આદિ ગ્રંથોમાં આગળ થઈ ગયેલા ગાર્ગ્યાદિ જ્યોતિષકોનાં પ્રમાણો લીધેલાં છે, તે ઉપરથી અનુમાન થાય છે કે તે તે ગ્રંથકારોના આગળના કાળમાં થઇ ગયેલા જ્યોતિષકોના પેહેલાં કંઇ નહીં તો બે શતકપૂર્વે પણ આવા વિચારો પ્રચલિત હશે. અને આ પ્રમાણે અનુક્રમ પરંપરા તપાસીએ તો ઇ. સ. પૂર્વે ઘણાં સૈકાં સુધી પણ આવી શકાય. હિન્દુઓના ગ્રહવ્યવહારને અને જ્યોતિષ્‌ વિષયક વિચારોને પરાપૂર્વથી ઘણો ગાઢો સંબંધ હોય એમ જણાય છે. નાનપણથી પ્રત્યેક મનુષ્યના મન ઉપર આવા વિચારોની છાપ બેસી જાય છે અને કાલિદાસના વખતમાં પણ તેવા વિચારો પ્રચલિત હોવાથી તેમના વિચારોમાં જ્યોતિષ્‌ સંબંધી છાયા આવવાનો વિશેષ સંભવ છે. આર્યભટ્ટાદિનાં પુસ્તકો વાંચવાથી એમને આવું જ્ઞાન થયું હશે એમ કેવળ માનવું એ બરાબર નથી.

આગળ આપણે સિદ્ધ કરી ગયા કે (૧) વિક્રમસંવત ઇ. સ. પૂર્વે ૫૭માં આરંભાયો હતો. (૨) જે વિક્રમના દરબારમાં નવ રત્નો હતાં તે હર્ષવિક્રમ હતો, શકકર્તા વિક્રમ નહીં; અને નવ રત્નનો કાળિદાસ તે

અહિત થશે એવી શંકાથી દેવોએ ના પાડી, તે છતાં એ અસુરે પ્રયાણ કરવા માંડયું; કારણકે નઠારા ગ્રહથી અંધ થયેલા માણસને કરેલો માહાત્માઓનો ઉપદેશ વૃથાજ થઇ પડે છે.

આ સિવાય શાકુન્તલ, વિક્રમોર્વશીય, માલવિકાગ્નિમિત્રમાં પણ આ'વા દૃષ્ટાન્તો છે. દુર્વાસા શકુન્તલાને શાપ દઇ પાછા ચાલ્યા જાય છે, ત્યાં પ્રિયંવદા, એમને 'અવળી ગતિવાળા તથા પ્રજાને ઉપાધિ ઉત્પન્ન કરનાર' ગ્રહના જેવા ગણે છે, એવું એના વચનોપરથી જણાય છે વિક્રમોર્વશીયમાં પણ "રોહિણી સંયોગથી ચંદ્ર અધિક શોભે છે.' 'વિશાખા સહિત ચંદ્ર જાણે આવતો નહોય તેવા રાજર્ષિ તો આ આવી પહોંચ્યા' વગેરે દૃષ્ટાન્તો છે. માલવિકાગ્નિમિત્રમાં પણ આવા દાખલાઓ છે, પરંતુ ધણા અગત્યના ન હોવાથી અત્રે આપ્યા નથી.

રઘુવંશના, કુમારસંભવના, શાકુન્તલના તથા વિક્રમોર્વશીયઆદિના દૃષ્ટાન્તો સમગ્ર રીતે લેતાં આપણને માલમ પડે છે કે કાલિદાસને ખગોળ અને જ્યોતિષ્ શાસ્ત્રનું જ્ઞાન હતું ખરૂં. વળી બાર રાશિઓના વિભાગ તેમના જાણ્યામાં હતા એટલુંજ નહીં પરંતુ જ્યામિત્રઆદિ પારિભાષિક શબ્દો, વા તેવી પરિભાષામાં લખેલા ગ્રંથો તેમના જાણવામાં હતા. ગ્રીકમાં આ જ્યામિત્ર શબ્દના અર્થમાં ડાયામેટ્રન શબ્દ વપરાય છે. આ સિવાય બીજા ધણા પારિભાષિક શબ્દો ગ્રીક અને સંસ્કૃતમાં મળતા છે અને આર્યભટ્ટ, વરાહમિહિર, વગેરેના પુસ્તકોમાં એ વાપરેલા છે માટે પાંચમા સૈકા પછી લખાયેલાં આ પુસ્તકો કાલિદાસના વાંચવામાં આવેલાં હોવાં જોઇએ એવું અનુમાન કરવામાં આવે છે.

" આ અનુમાન છેક અસંભવિત નથી. પરંતુ જ્યામિત્રાદિ શબ્દો ગ્રીકના ડાયામેટ્રન વગેરેના અનુકરણ રૂપ છે અથવા તો ગ્રીક ભાષામાંથી થયેલા યૌગિક શબ્દો છે એમ શા ઉપરથી માનવું? ડાયામેટ્રન એ શબ્દનો અમુક ધાત્વર્થ છે, અને તે અર્થ ઉપરથી એ શબ્દ આ અર્થમાં અમુક કાળમાં વપરાવા લાગ્યો તેનો, તથા જ્યામિત્ર જે સંપૂર્ણ યૌગિક શબ્દ નથી તે આ અમુક અર્થમાં તે કાળની પૂર્વે અથવા પછી વાપરવામાં આવ્યો હતો તેનો નિર્ણય ન થાય ત્યાં સુધી અમુક શબ્દ અમુકના અનુકરણ રૂપ છે અથવા એમાંથી થયેલો છે એમ કહેવું સપ્રમાણ નથી. નિર્બાધ અનુમાનતો એવું થઇ શકે કે

એ બંને શબ્દો પૂર્વકાળમાં ચાલતા કોઇ સામાન્ય શબ્દ ઉપરથી થયા હશે.

વિવાદને અર્થે સ્વીકારીએ કે જ્યામિત્રાદિ શબ્દો જ્યોતિષ્ શાસ્ત્રોમાં આપણા દેશમાં વપરાવા લાગ્યા ત્યાર પછી કાલિદાસ થયા હતા. પરંતુ આર્યભટ્ટ વગેરે જ્યોતિષકોએ તત્સંબંધી ગ્રંથ લખ્યા તે પહેલાં તથા ઇ. સ. પૂર્વ બે ત્રણ શતક ઉપર એ શબ્દો એજ અર્થમાં નહીંજ વપરાતા હોય એમ માનવાને માટે શાં પ્રમાણો છે? કંઇજ નહીં. વરાહ-મિહિર નામનો જ્યોતિષી પોતાના ગ્રંથમાં આવા વિવાદાત્મક ગ્રીક શબ્દોને પોતાની ભાષાના અત્યંત પરિચિત શબ્દોની પેઠે વાપરે છે. વિદેશીય વિચારો, રૂઢીઓ, વગેરેનું અનુકરણ કરવામાં તથા તેને સ્વીકારવામાં આપણા આર્યોની અત્યંત મંદતા તથા તે કાળમાં આર્યાવર્ત અને ગ્રીસ વગેરે દેશોની સાથેના સંસર્ગનાં અલ્પ સાધનો લક્ષમાં લઇ વિચાર કરીશું તો નિઃસંશય સમજાશે કે આવા શબ્દો અને જ્યોતિષ્ સિદ્ધાન્તો સંબંધી વિચારો આર્યભટ્ટાદિ વિદ્વાનોએ એ વિષયો પર સ્વતંત્ર ગ્રંથ લખ્યા તે પેહેલાં ઘણાં શતક ઉપર પ્રચલિત હશે. બૃહજ્જાતક, બૃહત્સંહિતા આદિ ગ્રંથોમાં આગળ થઈ ગયેલા ગાર્ગ્યાદિ જ્યોતિષકોનાં પ્રમાણો લીધેલાં છે, તે ઉપરથી અનુમાન થાય છે કે તે તે ગ્રંથકારોના આગળના કાળમાં થઇ ગયેલા જ્યોતિષકોના પેહેલાં કંઇ નહીં તો બે શતકપૂર્વે પણ આવા વિચારો પ્રચલિત હશે. અને આ પ્રમાણે અનુક્રમ પરંપરા તપાસીએ તો ઇ. સ. પૂર્વે ઘણાં સૈકાં સુધી પણ આવી શકાય. હિન્દુઓના ગ્રહવ્યવહારને અને જ્યોતિષ્ વિષયક વિચારોને પરાપૂર્વથી ઘણો ગાઢો સંબંધ હોય એમ જણાય છે. નાનપણથી પ્રત્યેક મનુષ્યના મન ઉપર આવા વિચારોની છાપ બેસી જાય છે અને કાલિદાસના વખતમાં પણ તેવા વિચારો પ્રચલિત હોવાથી તેમના વિચારોમાં જ્યોતિષ્ સંબંધી છાયા આવવાનો વિશેષ સંભવ છે. આર્યભટ્ટાદિનાં પુસ્તકો વાંચવાથી એમને આવું જ્ઞાન થયું હશે એમ કેવળ માનવું એ બરાબર નથી.

આગળ આપણે સિદ્ધ કરી ગયા કે (૧) વિક્રમસંવત ઇ. સ. પૂર્વે ૫૭માં આરંભાયો હતો. (૨) જે વિક્રમના દરબારમાં નવ રત્નો હતાં તે હર્ષવિક્રમ હતો, શકકર્તા વિક્રમ નહીં; અને નવ રત્નનો કાળિદાસ તે

અહિત થશે એવી શંકાથી દેવોએ ના પાડી, તે છતાં એ અસુરે પ્રયાણ કરવા માંડ્યું; કારણકે નઠારા ગ્રહથી અંધ થયેલા માણસને કરેલો માહાત્માઓનો ઉપદેશ વૃથાજ થઇ પડે છે.

આ સિવાય શાકુન્તલ, વિક્રમોર્વશીય, માલવિકાગ્નિમિત્રમાં પણ આ'વા દૃષ્ટાન્તો છે. દુર્વાસા શકુન્તલાને શાપ દઇ પાછા ચાલ્યા જાય છે, ત્યાં પ્રિયંવદા, એમને 'અવળી ગતિવાળા તથા પ્રજાને ઉપાધિ ઉત્પન્ન કરનાર' ગ્રહના જેવા ગણે છે, એવું એના વચનોપરથી જણાય છે વિક્રમોર્વશીયમાં પણ "રોહિણી સંયોગથી ચંદ્ર અધિક શોભે છે.' 'વિશાખા સહિત ચંદ્ર જાણે આવતો નહોય તેવા રાજર્ષિ તો આ આવી પહોંચ્યા' વગેરે દૃષ્ટાન્તો છે. માલવિકાગ્નિમિત્રમાં પણ આવા દાખલાઓ છે, પરંતુ ઘણા અગત્યના ન હોવાથી અત્રે આપ્યા નથી.

રઘુવંશના, કુમારસંભવના, શાકુન્તલના તથા વિક્રમોર્વશીયઆદિના દૃષ્ટાન્તો સમગ્ર રીતે લેતાં આપણને માલમ પડે છે કે કાલિદાસને ખગોળ અને જ્યોતિષ્ શાસ્ત્રનું જ્ઞાન હતું ખરૂં. વળી બાર રાશિઓના વિભાગ તેમના જાણ્યામાં હતા એટલુંજ નહીં પરંતુ જ્યામિત્રઆદિ પારિભાષિક શબ્દો, વા તેવી પરિભાષામાં લખેલા ગ્રંથો તેમના જાણવામાં હતા. ગ્રીકમાં આ જ્યામિત્ર શબ્દના અર્થમાં ડાયામેટ્રન શબ્દ વપરાય છે. આ સિવાય બીજા ઘણા પારિભાષિક શબ્દો ગ્રીક અને સંસ્કૃતમાં મળતા છે અને આર્યભટ્ટ, વરાહમિહિર, વગેરેના પુસ્તકોમાં એ વાપરેલા છે માટે પાંચમા સૈકા પછી લખાયેલાં આ પુસ્તકો કાલિદાસના વાંચવામાં આવેલાં હોવાં જોઇએ એવું અનુમાન કરવામાં આવે છે.

આ અનુમાન છેક અસંભવિત નથી. પરંતુ જ્યામિત્રાદિ શબ્દો ગ્રીકના ડાયામેટ્રન વગેરેના અનુકરણ રૂપ છે અથવા તો ગ્રીક ભાષામાંથી થયેલા યૌગિક શબ્દો છે એમ શા ઉપરથી માનવું? ડાયામેટ્રન એ શબ્દનો અમુક ધાત્વર્થ છે, અને તે અર્થ ઉપરથી એ શબ્દ આ અર્થમાં અમુક કાળમાં વપરાવા લાગ્યો તેનો, તથા જ્યામિત્ર જે સંપૂર્ણ યૌગિક શબ્દ નથી તે આ અમુક અર્થમાં તે કાળની પૂર્વે અથવા પછી વાપરવામાં આવ્યો હતો તેનો નિર્ણય ન થાય ત્યાં સુધી અમુક શબ્દ અમુકના અનુકરણ રૂપ છે અથવા એમાંથી થયેલો છે એમ કહેવું સપ્રમાણ નથી. નિર્બાધ અનુમાનતો એવું થઇ શકે કે

એ બંને શબ્દો પૂર્વકાળમાં ચાલતા કોઇ સામાન્ય શબ્દ ઉપરથી થયા હશે.

વિવાદને અર્થે સ્વીકારીએ કે જયામિત્રાદિ શબ્દો જ્યોતિષ્શાસ્ત્રોમાં આપણા દેશમાં વપરાવા લાગ્યા ત્યાર પછી કાલિદાસ થયા હતા. પરંતુ આર્યભટ્ટ વગેરે જ્યોતિષકોએ તત્સંબંધી ગ્રંથ લખ્યા તે પહેલાં તથા ઇ. સ. પૂર્વ બે ત્રણ શતક ઉપર એ શબ્દો એજ અર્થમાં નહીંજ વપરાતા હોય એમ માનવાને માટે શાં પ્રમાણો છે? કંઇજ નહીં. વરાહ-મિહિર નામનો જ્યોતિષી પોતાના ગ્રંથમાં આવા વિવાદાત્મક ગ્રીક શબ્દોને પોતાની ભાષાના અત્યંત પરિચિત શબ્દોની પેઠે વાપરે છે. વિદેશીય વિચારો, રૂઢીઓ, વગેરેનું અનુકરણ કરવામાં તથા તેને સ્વીકા-રવામાં આપણા આર્યોની અત્યંત મંદતા તથા તે કાળમાં આર્યાવર્ત અને ગ્રીસ વગેરે દેશોની સાથેના સંસર્ગનાં અત્યલ્પ સાધનો લક્ષમાં લઇ વિચાર કરીશું તો નિઃસંશય સમજાશે કે આવા શબ્દો અને જ્યોતિષ્સિદ્ધાન્તો સંબંધી વિચારો આર્યભટ્ટાદિ વિદ્વાનોએ એ વિષયો પર સ્વતંત્ર ગ્રંથ લખ્યા તે પહેલાં ઘણાં શતક ઉપર પ્રચલિત હશે. બૃહજ્જાતક, બૃહત્સંહિતા આદિ ગ્રંથોમાં આગળ થઈ ગયેલા ગાર્ગ્યાદિ જ્યોતિષકોનાં પ્રમાણો લીધેલાં છે, તે ઉપરથી અનુમાન થાય છે કે તે તે ગ્રંથકારોના આગળના કાળમાં થઇ ગયેલા જ્યોતિષકોના પહેલાં કંઇ નહીં તો બે શતકપૂર્વે પણ આવા વિચારો પ્રચલિત હશે. અને આ પ્રમાણે અનુક્રમ પરંપરા તપાસીએ તો ઇ. સ. પૂર્વે ઘણાં સૈકાં સુધી પણ આવી શકાય. હિન્દુઓના ગ્રહવ્યવહારને અને જ્યોતિષ્ વિષયક વિચારોને પરાપૂર્વથી ઘણો ગાઢો સંબંધ હોય એમ જણાય છે. નાનપણથી પ્રત્યેક મનુષ્યના મન ઉપર આવા વિચારોની છાપ બેસી જાય છે અને કાલિ-દાસના વખતમાં પણ તેવા વિચારો પ્રચલિત હોવાથી તેમના વિચારોમાં જ્યોતિષ્ સંબંધી છાયા આવવાનો વિશેષ સંભવ છે. આર્યભટ્ટાદિનાં પુસ્તકો વાંચવાથી એમને આવું જ્ઞાન થયું હશે એમ કેવળ માનવું એ બરાબર નથી.

આગળ આપણે સિદ્ધ કરી ગયા કે (૧) વિક્રમસંવત ઇ. સ. પૂર્વે ૫૭માં આરંભાયો હતો. (૨) જે વિક્રમના દરબારમાં નવ રત્નો હતાં તે હર્ષવિક્રમ હતો, શકકર્તા વિક્રમ નહીં; અને નવ રત્નનો કાળિદાસ તે

આપણો મહાન્ કાળિદાસ નથી. (૩) ઇ. સ.ના પાંચથી છ સૈકામાં સાહિત્યનું પુનરૂજ્જીવન થયું એજ કાળિદાસનો સમય નથી. (૪) દિઙ્નાગ અને નિચુલનો સમકાલીન કાળિદાસ આપણો કવિ હોય એમ સંભવતું નથી. (૫) માતૃગુપ્ત એ પણ આપણો કવિ કાળિદાસ ન હોય અને (૬) આર્યભટ્ટના ખગોળની કાળિદાસને ખબર ન હતી. આ વિવાદ ઉપરથી સમજાશે કે કાળિદાસ ઈ. સ. છઠ્ઠા શતકમાં થયા નથી પરંતુ તેની પૂર્વે થઈ ગયા છે.

ઇ. સ. ૬૦૦ થી ૭૦૦. કર્નલ વિલફોર્ડ, જેમ્સ પ્રીન્સેપ તથા એચ. એચ. વિલ્સન સાહેબ શત્રુંજય મહાત્મ્યમાં લખેલા વિક્રમ શિલાદિત્યના વખતમાં એટલે પાંચમા શતકમાં કાળિદાસ થયા હતા એમ કહે છે.

ડા. બ્યુલર, ડા. કિલહાર્ન, ડા. પિટર્સન આદિ વિદ્વાનોએ કરેલી કેટલીએક શોધ ઉપરથી આ વિષય ઉપર કંઈ વધારે પ્રકાશ પડે છે. ભાષ્યકૃત્ પતંજલિના ગ્રંથમાં કેટલાએક ગ્રંથોનાં દૃષ્ટાન્તો ટાંકેલાં છે. આ દૃષ્ટાન્તો કાળિદાસની પછી થયેલા ગ્રંથકારોના ગ્રંથમાંથી હોવાં જોઇએ એમ ડા. કિલહાર્ન સાહેબ કહે છે. પતંજલિને ન્યાયશાસ્ત્રનું જ્ઞાન* હતું એવું તેમના ગ્રંથોમાંથી પ્રતીત થાય છે. કાળિદાસના સમગ્ર ગ્રંથોનું નિરીક્ષણ કરતાં ન્યાયશાસ્ત્ર વિષયક એકે દૃષ્ટાન્ત આપણા જોવામાં આવતો નથી. આ ઉપરથી એમ ધારી શકાય કે તે વખતે ન્યાયના સિદ્ધાન્તો ઘણો પ્રસાર પામ્યા નહીં હોય.

મંદેસર લેખનો લખનાર વત્સભૂતિ જાતે કવિ ન હતો. એ પોતાના લેખમાં લખે છે કે, 'હું કવિ નથી, પણ મારી પૂર્વે થયેલા ઉત્તમ કવિઓનું અનુકરણ કરનાર છું! આ લેખ ઇ. સ. ૪૭૨ માં લખાયેલો છે એટલે જે કવિઓને એ ઉત્તમ ગણે છે અને જેમની કવિતાનું અનુકરણ કરે છે, તે એની પૂર્વે થઇ ગયા હોવા જોઇએ. આ લેખ સંબંધી શોધનું માન ડા. બ્યુલર તથા ડા. કિલહોર્ન સાહેબને ઘટે છે. લેખની અંદર કોતરેલા દશમા શ્લોકમાં આ પ્રમાણે છે

---

* વેબર્સ હીસ્ટરી ઓફ સં. લીટરેચર. ૨૦૪. લીટરરી રીમેઇન્સ ઓફ્ ડા. ભાઉ દાજી પા. ૭, ૧૪, ૧૮. ઈન્ડીયન એન્ટીક્વેરી વો. ૭. ડા. હોલ્સ વાસવદત્તા. મેક્ષમ્યુલર્સ ઈન્ડીયા. ગોલ્ડસ્ટકર્સ પાનીની.

'चलत्पताकान्यबलासनाथान्यत्यर्थशुक्लान्यधिकोन्नतानि ॥
तडिल्लताचित्रितसाभ्रकूटतुल्योपमानानि गृहाणि यत्र.' ॥१०॥

कैलासतुंगशिखरप्रतिमानि चान्या-
न्याभान्ति दीर्घ वलभीनि सवेदिकानि ॥
गन्धर्वशब्दमुखराणि निविष्टचित्र,
कर्माणि लोककदलीवनशोभितानि ॥

કાળિદાસના ઉત્તરમેઘના નિચે આપેલા શ્લોકનું આ બે શ્લોકોમાં બરાબર અનુકરણ કરવામાં આવ્યું છે.

'विद्युत्वन्तं ललितवनिताः सेन्द्रचापं सचित्राः ।
संगीताय प्रहतमुरजाः स्निग्धगंभीरघोषम् ॥
अन्तस्तोयं मणिमयभुवस्तुंगमभ्रंलिहाग्राः
प्रासादास्त्वां तुलयितुमलं यत्र तैस्तैर्विशेषैः'

रामासनाथभवनोदरभास्करांशु
वन्हिप्रतापसुभगे जललीनमीने ॥
चंद्रांशुहर्म्यतलचंदनतालवृन्त-
हारोपभोगरहिते हिमदग्धपद्मे.'

ઉપલા શ્લોકમાં કાલિદાસના ઋતુવર્ણનના નીચે આપેલા શ્લોકનું અનુકરણ છે.

"निरुद्धवातायनमंदिरोदरं हुताशनो भानुमतो गभस्तयः
गुरूणि वासांस्यबलाः सयौवनाः प्रयान्ति कालेऽत्र जनस्य सेव्यताम्.
न चंदनं चंद्रमरीचिशीतलं न हर्म्यपृष्ठं शशिरिन्दुनिर्मलम् ॥
न वायवः सान्द्रतुषारशीतला जनस्य चित्तं रमयंति सांप्रतम् ॥"

આ શ્લોકોના અનુકરણ ઉપરથી આપણે સહજ સમજી શકીશું કે, ઇ. સ. ૪૭૨ વર્ષ પેહેલાં કાલિદાસ થઇ ગયા હોવા જોઇએ. પ્રો. વેબર કાલિદાસને બીજાથી ચોથા સૈકામાં* મુકતાં લખે છે કે 'મેં માલવિકાગ્નિમિત્ર નાટક કાલિદાસનીજ કૃતિ છે, એમ સિદ્ધ કરવાની સાથે તે કવિ કયા કાળમાં થઇ ગયા તેને માટે અભ્યંતર પ્રમાણે, મેળવાવા ગ્રંથનું સૂક્ષ્મ અવલોકન કરેલું છે. પુસ્તકની ભાષા, તે કાળના સુધારાની સ્થિતિ

* પ્રો. વેબર્સ હીસ્ટરી ઓફ સંસ્કૃત લીટરેચર પા. ૨૦૪. મેક્ષમ્યુલર્સ. ઈન્ડીયા. પા. ૩૦૧. પ્રો. લાસન્સ. ઈ. એ, વો. ૨. પા. ૫૪૧–૪૫૭ (૧૧૫૮–૧૧૬૦).

વગેરે ઉપરથી હું એવા મત ઉપર આવું છું કે કાલિદાસનાં ત્રણે નાટકો ગુપ્ત રાજાઓના વખતમાં એટલે બીજાથી ચોથા સૈકાની અંદર લખાયેલાં હોવાં જોઇએ. પ્રો. લાસન સાહેબ કાલિદાસને બીજા શતકના મધ્ય ભાગમાં એટલે સમુદ્રગુપ્તના રાજ્યમાં મુકે છે* તથા સર વુલિયમ જ્યોન્સ એમને ઇ. સ. પૂર્વે પેહેલા શતકમાં મુકે છે† આધુનિક શોધ ઉપરથી કેટલાએક વિદ્વાનો આ મતને અનુમોદન આપે છે, કારણ કે વિક્રમાર્કના દરબારમાં એ કવિ થઇ ગયા હતા એવું વિદ્વાનો માને છે અને દંતકથા પણ તેવીજ છે. વિક્રમ સંવત ઇ. સ. ૫૪૪ માં નહીં પરંતુ ઇ. સ. પૂ. ૫૭ માં આરંભાયો, એટલે આ શકકર્તા વિક્રમના દરબારમાંજ કાલિદાસ થયા હોવા જોઇએ. આ મતને અંગીકાર કરતા પહેલાં આપણે વિક્રમનો અને કાલિદાસનો પરસ્પર સંબંધ દર્શાવનારાં કયાં કયાં પ્રમાણો છે, તથા પેહેલા શતકમાં એ થઇ ગયા છે એમ માનવાને આપણી પાસે શો આધાર છે તદ્વિષયક વિચાર કરીએ-

**ઈ. સ. પૂર્વે ૧૦૦** કાલિદાસ ઇ. સ. ૪૭૨ પૂર્વે થવા હોવા જોઇએ એમ આપણે આગલ સિદ્ધકરી ગયા છીએ. વિક્રમાદિત્યના દરબારમાં એ થયા હતા એ મત સર્વમાન્ય છે, એટલે છઠ્ઠા સૈકામાં થયેલા વિક્રમના દરબારમાં નહિં પરંતુ શકસંવતસ્થાપનાર વિક્રમના દરબારમાંજ થયા હશે એમ સંભવે છે. કારણકે ઇ. સ. ૫૬ થી પાંચમા સૈકા સુધીમાં વિક્રમનામે પસિદ્ધ રાજા થયો સાંભળ્યો નથી. જ્યોતિર્વિદાભરણ આદિ ગ્રંથના કર્તાએ કાલિદાસ હું છું અને ઇ. સ. ૫૭ માં થયેલા વિક્રમના દરબારમાંનું હું કવિરત્ન છું એવા ઉલ્લેખ કરેલા છે તે ઉપરથી વિશેષતો નહીં પરંતુ એટલું તો કળી શકાય છે કે તે વખતમાં (ઇ. સ. ૬ ઠ્ઠા શતકમાં) પણ કાલિદાસ આગળના વિક્રમના કાલમાં એટલે ઇ. સ. પૂર્વે ૫૭ માં થયા હતા એવું સારીરીતે મનાતું હતું અને તે પણ આપણા રઘુવગેરેના કર્તા મહાકવિ કાલિદાસને માટેજ. કારણકે જો તેમ નહોય તો પાછલના કવિઓ એમની કીર્તિની લીપ્સા રાખી આવા કપટ લેખ લખેજ નહી. દંતકથા પણ વિક્રમ અને કાલિદાસને સમકાલીન

---

* મોનર-વુલીયમ્સ ઈન્ડીયન વીઝડમ. ૪૯૪. લીટરરી રીમેઇન્સ ઓફ ભાઉ દાજી. પા. ૭.

† ડા. ભાઉ દાજીનો કાલિદાસનો નિબંધ પા. ૬.

ગણે છે અને એ સીવાય આમ માનવાનાં બીજાં અનેક કારણો છે. કાલિદાસનાં પુસ્તકોમાં જ્યાં જ્યાં લગાર પ્રસંગ આવ્યો છે ત્યાં ત્યાં એમણે અત્યંત આસક્તિપૂર્વક માલવાનું અને ઉજ્જયિનીનું વર્ણન કરેલું છે. મહાંકાલેશ્વર, સીપ્રા, ઉજ્જયિનીની આસપાસના રળીઆમણા પ્રદેશોનું રઘુવંશના છઠ્ઠા સર્ગમાં તથા મેઘદૂતમાં એ કવિએ પોતાની પરિચિત ભૂમિનાં અભિપ્સિત સ્થાનોની પેઠે વર્ણન કરેલું છે. આ બધાં કારણો કરતાં આ 'વિક્રમોર્વશીય' નાટકના નામ ઉપરથી એ રાજાનો તથા આપણા કવિનો ગાઢ સંબંધ વધારે પ્રબલરીતે પ્રતીત થાય છે. નાટકનો નાયક રાજા પુરૂરવ છે તેમછતાં માલવિકાગ્નિમિત્રની પેઠે 'પુરૂરવઉર્વશી' એવું સામાન્ય નામ આપવાને બદલે, 'વિક્રમોર્વશીય' એવું નામ આપ્યું છે, એમાં નિઃસંશય કંઇ ભેદ છે. પોતાના આશ્રયદાતા રાજાનું નામ આ નાટકથી ચિરસ્થાયી રાખવાનો કવિએ આમાં પ્રયત્ન કરેલો જણાય છે. ટીકાકારોએ આ નામના જુદા જુદા અર્થ લીધા છે, પરંતુ તેમાં ક્લિષ્ટતા રહેલી છે. વિક્રમથી (પરાક્રમથી) પ્રાપ્ત થયેલી ઉર્વશી એવો અર્થ કોઇ લેછે, પરંતુ તે તાણીતોશીને કરેલો હોય તેવો લાગે છે. કાટયવેમ 'વિક્રમ અને ઉર્વશીને ઉદ્દેશીને લખેલું નાટક' એવો એનો અર્થ કરે છે, ત્યાં લખે છે કે વિક્રમ શબ્દ પુરૂરવસંજ્ઞક છે, એવું કહેવાતું આવેલું છે. આ બંને ક્લિષ્ટાર્થ છે એમાં તો લેશ પણ સંશય નથી. મી૦ પંડિત* આનો જુદોજ અર્થ લેછે. વિક્રમની ઉર્વશી, અથવા વિક્રમને અર્પણ કરેલું ઉર્વશી નાટક, આ અર્થ ઘણો સ્વાભાવિક છે. વિક્રમનું નામ આ નાટકની સાથે જોડવાના હેતુથી કાલિદાસે જાણીનેજ આવો દ્વિઅર્થી શબ્દ વાપરેલો છે. આટલા કાળ પછી આપણને આ અર્થ આવો ક્લિષ્ટ લાગે છે, પરંતુ તે કાળમાં આ અર્થ સ્પષ્ટ રીતે સમજવામાં આવતો હશે એ નિસ્સંદેહ છે. પોતાના આશ્રયદાતાનાં નામ ગ્રંથની સાથે જોડવાની કવિઓની સ્વાભાવિક પ્રકૃતિને આ અર્થ પ્રતિકૂલ નથી. વિદ્યાનાથે પોતાના આશ્રયદાતા પ્રતાપરૂદ્ર રાજાના નામને અમર કરવા પોતાના ગ્રંથને, 'પ્રતાપરૂદ્ર' એવું નામ આપેલું છે. હેમચંદ્ર સૂરીએ પોતાના આશ્રયદાતા જયત્સેન ઉર્ફે સિદ્ધરાજ નામના રાજાના નામને સાર્થક કરવા માટે પોતાના 'શબ્દાનુશાસન' નામે પ્રાકૃત ગ્રંથને 'સિદ્ધહેમચંદ્ર' એવું નામ આપેલું છે.

---

* મી૦ પંડિતનો રઘુવંશ. પ્રસ્તાવના.

આ'વા અનેક દૃષ્ટાન્તો આપણને સંસ્કૃત ભાષામાં મળી આવે છે. ઉક્ત કારણોથી કાલિદાસનો અને વિક્રમનો પરસ્પર સંબંધ આપણને સ્પષ્ટ સમજાય તેમ છે. કાલિદાસ વિક્રમના વખતમાં થયા હતા અને એ રાજાના આશ્રય નીચે એમણે આ નાટક લખ્યું હતુ, એમ માનવામાં કંઇ પણ બાધ આવતો નથી. હવે કાલિદાસ વિક્રમના વખતમાં એટલે ઇ. સ. પૂર્વે ૧ શતકમાં થયા એમ માનવાને માટે શાં પ્રમાણો છે, એ પ્રશ્નનું નિરાકરણ કરવાનું બાકી રહ્યું છે માટે તે વિષે વિચાર કરીએ.

પ્રો. કોવેલ સાહેબે, **અશ્વઘોષ** નામના કવિના **બુદ્ધચરિત** નામના મહાકાવ્યની એક સંસ્કૃત પ્રત ૧૮૯૩માં **ઓક્ષફર્ડ**માં છપાવી બહાર પાડી છે, તે વાંચતાં સ્પષ્ટ જણાય છે કે એ કાવ્ય કાલિદાસના રઘુવંશ અને કુમારસંભવની પદ્ધતિ ઉપર લખેલું છે. વાણી પણ એવી સાદી સરળ અને પ્રસાદયુક્ત છે, ઘણાખરા પ્રસંગો પણ સરખા છે, વર્ણનો સમાન છે, પદ્યની રચના ઘણે અંશે મળતી અને અક્લિષ્ટ છે, તથા ઘણી જગાએ શબ્દોનું અને વિચારોનું એવું સામ્ય છે કે એમાંના એકે બીજાનું અનુકરણ કરેલું હોવું જોઇએ એવું સ્પષ્ટ જણાઇ આવે છે. બુદ્ધચરિત, રઘુવંશ, અને કુમારસંભવ એ ત્રણે કાવ્યના પરસ્પર સમાનતાવાળા કયા કયા શ્લોકો છે તે દર્શાવી તેમાંથી પ્રતીત થતાં સંભાવિત અનુમાનો વિષે હવે વિવેચન કરીશું.

(૧)

| **बुद्धचरित.** સ૦ ૩ | **रघुवंश.** સ૦ ૭ |
|---|---|
| ततः कुमारः खलु गच्छतीति । | ततस्तदालोकनतत्पराणां । |
| श्रुत्वा स्त्रियः प्रेष्यजनात्प्रवृत्तिम् ॥ | सौधेषु चामीकरजालवत्सु ॥ |
| दिदृक्षया हर्म्यतलानि जग्मु- | बभूवुरित्थं पुरसुन्दरीणां |
| र्जनेन मान्येन कृताभ्यनुज्ञा ॥१३॥ | त्यक्तान्यकार्याणि विचेष्टितानि ॥५॥ |
| ताः स्रस्तकांचीगुणविघ्निताश्च । | आलोकमार्गं सहसा व्रजन्त्या । |
| सुप्तप्रबुद्धाकुललोचनाश्च ॥ | कयाचिदुद्वेष्टनवान्तमाल्यः ॥ |
| वृत्तान्तविन्यस्तविभूषणाश्च । | बद्धुं न संभावित एव तावद् |
| कौतूहलेनापि भृताः परीयुः ॥१४॥ | करेण रुद्धोपि च केशपाशः ॥६॥ |
| कासांचिदासां तु वरांगनानां | प्रसाधिकालम्बितमग्रपादं |
| जातत्वराणामपि सोत्सुकानाम् । | आक्षिप्य काचिद्द्रवरागमेव ॥ |
| गतिर्गुरुत्वाज्जगृहुर्विशालाः | उत्सृष्टलीलागतिरागवाक्षाद् |
| श्रोणीरथाः पीनपयोधराश्च ॥१६॥ | अलक्तकांकां पदवीं ततान ॥७॥ |

शीघ्रं समर्थापि तु गन्तुमन्या ।
गतिं निजग्राह ययौ न तूर्णम् ॥
ह्रिया प्रगल्भानि निगूहमाना ।
रहःप्रयुक्तानि विभूषणानि ॥ १७ ॥
वातायनेभ्यस्तु विनिःसृतानि ।
परस्परोपासितकुण्डलानि ॥
स्त्रीणां विरजुर्मुखपंकजानि ।
सक्तानि हर्म्येष्विव पंकजानि ॥१९॥
दृष्ट्वा च तं राजसुतं स्त्रियस्ता ।
जाज्वल्यमानं वपुषा श्रिया च ॥
धन्यास्य भार्येति शनैरवोचन् ।
शुद्धैर्मनोभिः खलु नान्यभावात् ॥२३॥
अयं किल व्यायतपीनबाहू
रूपेण साक्षादिव पुष्पकेतुः ॥
त्यक्त्वा श्रियं धर्ममुपेष्यतीति ।
तस्मिन्हि ता गौरवमेव चक्रुः ॥२४॥

जालान्तरप्रेषितदृष्टिरन्या ।
प्रस्थानभिन्नां न ववन्ध नीवीम् ॥
नाभिप्रविष्टाभरणप्रभेण ।
हस्तेन तस्थाववलम्ब्य वासः ॥ ९ ॥
तासां मुखैरासवगंधगर्भै-
र्व्याप्तान्तराः सान्द्रकुतूहलानां ॥
विलोलनेत्रभ्रमरैर्गवाक्षाः
सहस्रपत्राभरणा इवासन् ॥११॥
ता राघवं दृष्टिभिरापिबन्त्यो ।
नार्यो न जग्मुर्विषयान्तराणि ॥
तथाहि शेषेन्द्रियवृत्तिरासां ।
सर्वात्मना चक्षुरिव प्रविष्टा ॥ १२ ॥
रतिस्मरौ नूनमिवाभिभूतां
राज्ञां सहस्रेषु तथा हि बाला ।
गतेयमात्मप्रतिरूपमेव ।
मनो हि जन्मान्तरसंगतिज्ञम् ॥१५॥

(२)

**ललितविस्तार.**

यस्य वृक्षस्य छायायां
निषण्णो वरलक्षणः
नैनं न जहते छाया ।
ध्यायन्तं पुरुषोत्तमम् ॥ ११-१५०.

**रघुवंश.**

प्रभावस्तिमितच्छायां ।
आश्रितः स वनस्पतिम् ॥
कदाचिदंके सीतायाः ।
शिश्ये किंचिदिव श्रमात् ॥ १२-२१.

(३)

यथावदेनं दिवि देवसंघाः
दिव्यैर्विशेषैर्महयां च चक्रुः ६-५८.

तां पातयां प्रथममास पपात पश्चात् ९-६१.

प्रभ्रंशयां यो नहुषं चकार. १३.३६.
संयोजयां विधिवदास समेतबन्धुः
१६-८६.

(४)

**बुद्धचरित.**

क्वचित्प्रदध्यौ विललाप च क्वचित्
क्वचित्प्रचस्खाल पपात च क्वचित् ॥
८-६८.

**रघुवंश.**

क्वचित्पथा संचरते सुराणां ।
क्वचिद्घनानां पततां क्वचिच्च ॥
१३-१९.

| | |
|---|---|
| दिशः प्रसेदुः प्रबभौ निशाकरः ॥<br>वाताः ववुः स्पर्शसुखाः मनोज्ञाः ।<br>सूर्यः स एवाभ्यधिकं चकाशे<br>जज्वाल सौम्यार्चिरनीरितोग्निः ॥<br>१-४१. | दिशः प्रसेदुर्मरुतो ववुः सुखाः ।<br>प्रदक्षिणार्चिर्हविरग्निराददे ॥<br>बभूव सर्वं शुभशंसि तत्क्षणं<br>भवो हि लोकाभ्युदयाय तादृशाम् ॥<br>३-१४. |
| | **कुमारसंभव.** |
| सेतुं नदीवेग इवाभिवृद्धः १३-६. | नलिनीं क्षतसेतुबन्धनो ।<br>जलसंघात इवासि विद्रुतः ४-६. |
| महात्मनि त्वय्युपपन्नमेतत् १-६२. | सर्वं सखे त्वय्युपपन्नमेतत् ॥ ३-१२. |
| | **रघुवंश.** |
| धर्मार्थकामा विषयं मिथोन्यं ।<br>न वेशमाचक्रमुरस्य नीत्या ॥ १-१३. | न धर्ममर्थकामाभ्यां बबाधे न च तेन तौ<br>नार्थं कामेन कामं वा सोथ न सदृशस्त्रिषु.<br>१७-५७. |

આ બુદ્ધચરિતની પ્રસ્તાવનામાં પ્રો. કોવેલ સાહેબ લખે છે કે અશ્વઘોષના આ ડોળીયારૂપ કાવ્ય ઉપરથી કાલિદાસે રઘુવંશાદિ સુંદર કાવ્યો રચવા માંડયાં હશે. રઘુવંશમાં અજને જોવાને માટે બારીઓમાં એકઠી થયેલી પુરસુંદરીઓનું વર્ણન કરેલું છે, તેવુંજ અશ્વઘોષના કાવ્યમાં છે. પરંતુ કાલિદાસે એ પ્રસંગ કાવ્યના પ્રવાહમાં ખાસ દાખલ કર્યો છે અને બુદ્ધચરિતમાં તો એ ઘણો પ્રાસંગિક અને અગત્યનો છે. અશ્વઘોષ સ્વાભાવિક રીતે એ પ્રસંગનું ધીરે ધીરે વર્ણન કરતો આગળ ચાલે છે, પરંતુ કાલિદાસ તો પોતાનો કથાપ્રવાહ આગળ લઇ જતાં રસના ચટકાની પેઠે એ પ્રસંગનું સુંદર પદ્યોમાં વર્ણન કરે છે. અશ્વઘોષના કાવ્યમાંના (૧) દૃષ્ટાન્તમાં આપેલા '૧૯ મા શ્લોક ઉપરથી કાલિદાસે ૧૧ મો શ્લોક અનુકરણરૂપે લખેલો જણાય છે.' એ સિવાય (૨) દૃષ્ટાન્તમાં આપેલા લલિતવિસ્તારના તથા રઘુવંશના શ્લોક ઉપરથી જણાય છે કે કાલિદાસને બુદ્ધધર્મના મહાત્માઓના પરિબળની ખબર હતી. બોધીસત્વ વૃક્ષની છાયા નીચે હતો તેથી સૂર્ય ખસતો હતો તોપણ વૃક્ષની છાયા એને મુકી ખસતી નહતી. રામના માહાત્મ્યનું વર્ણન કરતાં કાલિદાસે આનો આજ વિચાર દર્શાવ્યો છે. કુમારસંભવના ત્રીજા સર્ગમાં શંકર તપ કરવા બેઠા છે ત્યાં કામદેવ પાર્વતીની સહાયથી શિવને વશ કરવા જાય છે ત્યાં આગળ કાલિદાસે પેહેલા ૧૩ શ્લોકમાં જેવું વર્ણન કરેલું છે, તેવુંજ વર્ણન

બુદ્ધચરિતના ૧૩ મા સર્ગમાં બોધિસત્વને લોભાવવા માટે કામ ત્રણ છોકરીઓ સાથે જાય છે ત્યાં આગળ અશ્વઘોષે પ્રથમના ૧૩ શ્લોકમાં કરેલું છે. અહીં પણ શબ્દોનું, વિચારોનું, પદરચનાનું અને લાલિત્યનું સામ્ય રઘુવંશના શ્લોકોના જેવુંજ છે અને કુમારનો પ્રસંગ અને બુદ્ધચરિતનો પ્રસંગ ઘણાજ મળતા છે. આ સિવાય રઘુવંશના પાંચમા સર્ગના ૫થી ૧૧ સુધીના શ્લોક બુદ્ધચરિતના ૧લા સર્ગના ૭૦–૭૧–૭૨ વગેરે શ્લોકો સાથે ઘણા મળતા આવે છે. આતો માત્ર દૃષ્ટાન્તરૂપ છે; પરંતુ કાલિદાસનાં કાવ્યો અને બુદ્ધચરિત સાદ્યંત વાંચનારને એ બંનેની કવિતાનું સાદૃશ્ય ઢાંકયું રહે તેવું નથી.

ઉપર દર્શાવ્યા પ્રમાણે કાલિદાસની અને અશ્વઘોષની કવિતામાં સમાનતા છે એમાં તો સંશયજ નથી. પરંતુ કાલિદાસે અશ્વઘોષનું અનુકરણ કરેલું છે એમ પ્રો. કોવેલ સાહેબ કહે છે તે સ્વીકારતાં જરા અચકાવું પડે છે. કોવેલ સાહેબ જેને 'હિન્દુવર્જીલ' કહે છે તેવો સમર્થ કવિ અશ્વઘોષના વિચારોનું અથવા રચનાનું અનુકરણ કરે એ માનવામાં આવતું નથી. મિ. નંદારગીકર કહે છે તેમ ઇ. સ. પૂર્વેનાં એકાદ બે શતકમાં ભાષા કંઇક સંસ્કાર પામી થાળે પાડવા લાગી હશે અને તેથીજ એકજ શતકમાં લખાએલાં આ કાવ્યોમાં આટલું સમાનત્વ આવ્યું હશે.* બુદ્ધોનાં લખેલાં પુસ્તકોની ભાષા જરા જાડી અને કંઇક થોડા સંસ્કારવાળી હોય છે. લલીતવિસ્તારની તેમજ બુદ્ધચરિતની ભાષા ઘણે અંશે એવી છે, પરંતુ કાલિદાસની ભાષા તેવી નથી. સંસ્કારમાં, લાવણ્યમાં, ભાવમાં, સરળતામાં, પદરચનામાં, શ્રીમંતના ઘરની પુરવધૂનામાં અને ગ્રામવધૂમાં જેટલું અંતર હોય છે તેટલું કાલિદાસની અને અશ્વઘોષની કવિતામાં છે. ઉત્તમ સંસ્કારવાળી વાણી અને સર્વોત્કૃષ્ટ કાવ્યપ્રતિભા, એ બે કાલિદાસના અસામાન્ય ગુણો પ્રતિ લક્ષ રાખી વિચાર કરતાં એણે બુદ્ધચરિતના શ્લોકોની છાયા લીધી હશે એમ માની શકાતુંજ નથી. વળી અશ્વઘોષના અને કાલિદાસના પૌર્વાપર્યનો જ્યાં સુધી નિર્ણય કરાયો નથી ત્યાં સુધી અમુકે અમુકનું અનુકરણ કરેલું છે એમ શી રીતે કહી શકાય? પ્રો. કાવેલ સાહેબ બુદ્ધચરિતના અને રામાયણના પ્રસંગોને

* મિ. નંદારગીકરનું મેઘદૂત. પ્રો. કોવેલનું બુદ્ધચરિત. સેક્રેડ બુકસ ઓફ ઇસ્ટ. વો. ૧૯.

સરખાવી એટલે સુધી અભિપ્રાય બાંધે છે કે એની પેહેલાં રામાયણ હતું એમ નિશ્ચયથી કહી શકાતું નથી.

વિષયાન્તર થાય માટે એ વિષેના વાદમાં ન ઉતરતાં આપણે કાલિદાસ અને અશ્વઘોષ સમકાલીન જેવાજ હતા તેનો તથા તેમના કાળનો નિર્ણય કરીશું. ઉપર આપેલા વિચારોથી અશ્વઘોષ અને કાલિદાસની ભાષાની, વિચારની, શબ્દોની અને બીજા અનેક પ્રકારની સમાનતા આપણને એવા અનુમાનપર લાવે છે કે એ બંને એક સમયમાં થયા હશે. (૩) દૃષ્ટાન્તમાં લિટ્ (પેરીફ્રેસ્ટીકપરફેક્ટ) વાપરવાની બંનેની રૂઢી સમાન છે. (૪) માં આપેલા શબ્દોનું અને પદોનું સામ્ય પણ લક્ષ ખેંચે તેવું છે. ઉપમા, ઉત્પ્રેક્ષા અને રૂપક આદિ અલંકારો કાલિદાસનામાં પ્રધાન જોવામાં આવે છે. બુદ્ધચરિતમાં પણ આ અલંકારો મુખ્ય છે, પરંતુ ઘણે ઠેકાણે બીજા પણ અલંકારો દાખલ કરેલા જોવામાં આવે છે. અશ્વઘોષ, કવિના કરતાં તત્વવેત્તા તરીકે વધારે પ્રસિદ્ધ છે અને કાલિદાસ તો ખરેખરા કવિજ છે. તેમ છતાં પણ પાછળથી થયેલા કવિઓએ લખેલાં બીજાં કાવ્યોના કરતાં અશ્વઘોષનું કાવ્ય કાલિદાસના કાવ્યને ઘણું મળતું આવે છે. એ ઉપરથી એ બંને એકજ કાળમાં થયેલા છે એવું અનુમાન સ્વાભાવિક લાગે છે અને અશ્વઘોષે કાવ્યના વિષયમાં કાલિદાસનું અનુકરણ કર્યું હશે એ વધારે સંભવિત લાગે છે.*

રોકહીલ સાહેબ તારાનાથ નામના ટીબેટીયન ગ્રંથકારના પુસ્તક ઉપરથી એમ જણાવે છે કે અશ્વઘોષ એ નામના ત્રણ ગ્રંથકાર થઇ ગયેલા છે. તેમાંના છેલ્લા અશ્વઘોષના પુસ્તકનાં ભાષાન્તર ઇ.સ. પાંચમા સૈકામાં થયેલાં છે, એટલે એ અશ્વઘોષ બુદ્ધચરિતનો કર્તા હોય એમ સંભવતું નથી. ત્સેહપાઓત્સંગ કીંગ નામના ચીન ગ્રંથમાં કનિષ્કનો વૃત્તાન્ત આપેલો છે, તેમાં એક સ્થળે એવું લખેલું છે કે અશ્વઘોષ અથવા બોધિસત્વ કનિષ્કનો ધર્મોપદેશક હતો. ચીનના ગ્રંથો ઉપરથી જણાઇ આવે છે કે આ બોધિસત્વ એજ બુદ્ધચરિતનો કર્તા અશ્વઘોષ છે અને સીથીયન લોકોએ કનિષ્કના વખતમાં મગધ ઉપર ચઢાઈ કરી તે કાળમાં એ થઇ ગયો હોવો જોઇએ. આ ચઢાઇનો કાળ ઇ.સ. ૭૮ છે,

---

* પીટર્સન્સ એસે ઓન પાનિનિ. સેક્રેડ બુક્સ ઓફ ઈસ્ટ. વો. ૧૯. ગોલ્ડસ્ટકર્સ પાનિનિ. પા. ૨૨૯.

અથવા તો શક આરંભનો કાળ છે એવું ઘણા વિદ્વાનોનું મત છે; એટલે એ ઉપરથી કાલિદાસ અશ્વઘોષના પેહેલાં થયા હોવા જોઇએ. આને માટે એક બીજું પ્રમાણ પણ આપણને મળે છે. કાલિદાસ મૌર્ય વંશના સેનાપતિ પુષ્પમિત્રનું નામ લખે છે. આ પુષ્પમિત્રે છેલ્લા મૌર્યરાજાને મારી મગધનું રાજ્ય લઇ લીધું હતું. સંગવંશનો એ પેહેલો રાજા હતો અને પોતાના શૌર્યથી એણે યવનોને પાછા હઠાવ્યા હતા. પતંજલિના ભાષ્યમાં આ પુષ્પમિત્રનું નામ ઘણી પરિચિત રીતે લખવામાં આવેલું છે.

'इह पुष्पमित्रं याजयाम:' भाष्य ३-२-१२३.

અર્થાત્, એ ઉપરથી એમજ જણાય છે કે એ બંને એકજ વખતમાં થયા હતા. ઇ.સ. પૂર્વે ૧૪૪ માં પતંજલિ થઇ ગયા એવું ઘણે અંશે સિદ્ધ થયેલું છે માટે કાલિદાસ એ કાળ પછી થોડાં વર્ષો ઉપર એટલે ઇ.સ. પૂર્વે ૭૫ કે ૫૭ સુધીમાં થઇ ગયા હતા, અને ભાસ તથા સૌમિલ્લ નામના કવિઓ જેને વિષે કાલિદાસ માલવિકાગ્નિમિત્રના આરંભમાં પ્રશંસા કરે છે તે એમનાથી થોડાં વર્ષોપર થયા હશે.

## (૩) આંતર પ્રમાણો.

કાલિદાસ ઇ. સ. પૂર્વે ૫૭ માં વિક્રમના દરબારમાંજ થયા હતા એવું બાહ્યપ્રમાણોથી આપણે સિદ્ધ કરી ગયા છીએ; હવે આ મતને તેમના ગ્રંથોમાંથી મળી આવતાં આંતરપ્રમાણોથી આધાર મળે છે કે નહીં, તે વિષે વિચાર કરીએ. રઘુવંશ, કુમાર, શાકુન્તલ, વિક્રમોર્વશીય, માલવિકાગ્નિમિત્ર, મેઘદૂત, આદિ એમનાં મુખ્ય અને પ્રસિદ્ધ કાવ્યો છે. આ સિવાય બીજા કેટલાએક ગ્રંથો કાલિદાસને નામે ચાલે છે, પરંતુ તે વાત વિવાદાત્મક છે માટે એનું આપણે આગળ ઉપર નિરીક્ષણ કરીશું.

### रघुवंश.

આ રઘુવંશ નામના કાવ્યમાં કાલિદાસે અનેક દેશ, રાજાઓ નગરો, વગેરેનાં નામ આપેલાં છે. ઇક્ષ્વાકુ રાજાઓના વખતની તેમની સ્થિતિ કેવી હતી તે દર્શાવનારાં આ બધાં વર્ણનો છે; પરંતુ તત્વતઃ જોતાં એ બધાં વર્ણનો કાલિદાસના કાલની તે તે નગરની અને દેશની સ્થિતિ બતાવી આપે છે. ઇક્ષ્વાકુ રાજાઓ ઘણા કાળ ઉપર થઇ ગયા હતા, તે વખતે ઇતિહાસ લખવાનો અથવા ભૂગોળના નકસાઓ ચિતરવાનો સંપ્રદાય ન હતો, એટલે એમના વખતમાં નગરો કેવાં હતાં, દેશના

રાજ્યકીય વિભાગો કેવા હતા, એ વગેરેનું કાલિદાસને યથાર્થ જ્ઞાન હોય એમ સંભવતું નથી. જો કે એમના વખતમાં કેટલીક વંશપરંપરા ચાલતી આવેલી દંતકથાઓ ઉપર આવાં વર્ણનોનો આધાર રહે ખરો, પરંતુ ખરૂં જોતાં છઠ્ઠા સર્ગમાં સ્વયંવરમાં એકઠા થયેલા રાજાઓ, તેમનાં નગરો, તેમની પ્રભુતા, વગેરેનાં વર્ણનો છે તેતો કાલિદાસના કાળની પૂર્વે થોડાં વર્ષપરની દેશની સ્થિતિને દર્શાવનારાં છે એમાં તો સંશય નથી. દેશમાં કયા કયા મોટા રાજાઓ હતા, તેમના હાથ નીચે કયાં કયાં રાજ્યો હતાં, તેમની સરહદ કયાં સુધી હતી, તેમની રાજ્ય સ્થિતિ કેવી હતી, ઇત્યાદિનાં વર્ણન ઇક્ષ્વાકુ રાજાઓના કાળનાં નથી, પરંતુ કાલિદાસના કાળનાં છે એ વાત સર્વ કોઇ સ્વીકારશે.

ઉત્તર હિન્દુસ્તાનમાં, કાલિદાસ અનેક નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યોનાં નામ આપે છે અને આ રાજ્યોની આસપાસ ભિન્નભિન્ન જાતોનાં બીજાં પ્રબળ વિદેશીય રાજ્યો આવેલાં હતાં એવું જણાવે છે. હવે અશોકના લેખની સાથે આ રાજ્યોના આ વિભાગોને સરખાવતાં માલમ પડે છે કે, એમના વખતમાં સામ્રાજ્યની સીમા ઉપર બીજાં વિદેશીય નાનાં નાનાં રાજ્યો આવેલાં હતાં. અશોકના વખત પછી જીતીને એકત્ર કરેલું ઉત્તરહિન્દુસ્તાનનું રાજ્ય પાછું વિભક્ત થઈ ગયું હશે અને જુદા જુદા રાજાઓ જુદા જુદા પ્રદેશમાં સ્વતંત્ર રાજ્ય કરવા લાગ્યા હશે.

ચોથા સર્ગમાં રઘુ દિગ્વિજય કરવા નિકળે છે ત્યાં ૩૪ મા શ્લોકમાં કવિ લખે છે કે, આ પ્રમાણે પૂર્વ દિશામાં પ્રયાણ કરતાં કરતાં રઘુ તાલીવનથી શ્યામ દેખાતા મહોદધિના તીર પાસે આવી પહોંચ્યો; ત્યાં આગળ સુહ્મ લોકોનું રાજ્ય હતું.

अनम्राणां समुद्धर्तुस्तस्मात्सिंधुरयादिव,
आत्मासंरक्षितःसुह्मैर्वृत्तिमाश्रित्य वैतसीम्. ४-३५.

'અનમ્રને નમાવનાર રઘુ રાજા આગળ, નદીમાં ઉગેલા વેતસ (નેતર)ની પેઠે નમી પડીને સુહ્મ લોકોએ પોતાના પ્રાણ બચાવી લીધા.' આ સુહ્મપ્રજાનું રાજ્ય ઘણું જુનું છે. મહાભારતના કાળમાં પણ એ હયાત હતું. અશોકે આ રાજ્યનું નામ આપેલું નથી તે ઉપરથી એમ જણાય છે કે એ રાજ્ય એના રાજ્યની સરહદમાં આવી ગયેલું હશે. આ રાજ્ય બંગાલ અને ઓરિસાની વચ્ચેના ભાગમાં આવેલું હતું. સુહ્મ લોકોને જીતી રઘુ વંગ દેશમાં (બંગાળામાં) આવે છે.

वंगानुत्खाय तरसा नेता नौसाधनोद्यतान् ।
निचखान जयस्तंभान् गंगास्रोतोऽन्तरेषु सः ॥ ३६ ॥

નૌકાનાં (લઢાઇનાં વહાણોનાં) સાધનોથી લઢવા આવેલા વંગ લોકોને હરાવી રઘુએ ગંગાના (સમુદ્રને મળતાં થયેલાં અનેક મુખની) વચ્ચેના પ્રદેશોમાં પોતાના જયસ્તંભ રોપ્યા. વંગ દેશમાં આ વખતે લઢાઇનાં વહાણોનું સૈન્ય (naval army) હતું. આ દેશે પેહેલવેહેલો ચીન દેશની સાથે જળમાર્ગે વ્યાપાર આરંભ્યો હતો અને ફાહીયન નામનો ચીનાઇ મુસાફર અહીંથી વેપારીના વહાણમાં બેશી લંકાની મુસાફરી કરવા ગયો હતો. બંગાળાના લોકને કવિએ ડાંગરના છોડની ઉપમા આપી છે. જેમ એકવાર વાવેલા (ધ્રુ કરેલા) છોડને ઉખાડી પાછા વાવે તેમ વંગ લોકોને ઉખેડી નાખી પાછા ગાદીપર સ્થાપન કર્યા, ત્યારેજ ડાંગેરના છોડની પેઠે તેમણે રઘુને ફલ આપવા માંડ્યું. બંગાળામાં ડાંગરનો પાક સારો થાય છે એ સર્વ કોઇના જાણ્યામાં છે. ઇ૦ સ૦ પૂર્વે ૨૦૦ માં ચીન, જાવા, સુમાત્રા વગેરે દેશોની સાથે વંગ દેશનો જલ માર્ગે સારો વેપાર ચાલતો હતો. બુદ્ધધર્મના ઘણા ગ્રંથો આજ શતકમાં ચીનમાં ગયા હતા, માટે આની પછીનો કાળ (ઇ૦ સ૦ પૂ૦ ૧૦૦) એ કાલિદાસનો સમય છે. પછી કલિંગ દેશ આવે છે.

स तीर्त्वा कपिशां सैन्यैर्बद्धद्विरदसेतुभिः ।
उत्कलादर्शितपथः कलिंगाभिमुखो ययौ ॥ ३८ ॥

હસ્તિઓના સેતુથી સૈન્ય સહવર્તમાન કપિશાનદીને ઓળંગી ઉત્કલાના રાજાએ દેખાડેલા માર્ગે તે કલિંગ દેશપ્રતિ પ્રયાણ કરવા લાગ્યો.

કલિંગ દેશના વર્ણન ઉપરથી જણાય છે કે તે વખતે એ દેશનું રાજ્ય ઘણું પ્રબળ હતું. ઇ. સ. પૂર્વે સાતમા શતકમાં થઇ ગયેલા પાનિનિને કલિંગ દેશના રાજ્યની સત્તાની માહિતી હતી.* ઇ. સ. પૂર્વે ચોથા શતકમાં આવેલા મેગેસ્થેનીસે લખેલું છે કે ‘કલિંગ દેશનું રાજ્ય એ વખતે ઘણું પ્રબળ હતુ અને તેની સરહદનો વિસ્તાર ગંગાથી કૃષ્ણાના પ્રદેશ સુધી હતો.’ અશોકના કાળમાં પણ આ રાજ્ય સર્વોપરિ સત્તા ભોગવતુ હતુ, કારણ કે હજારો કુટુંબોનો રણમાં ભોગ આપ્યા વિના તથા મહાપ્રબળ યુદ્ધ કર્યા વિના તેનાથી એ જીતાયું ન હતુ. અશોકના

* ડા. ભાણ્ડારકરનો દક્ષિણનો ઈતિહાસ.

વખત પછી આ રાજ્ય કેટલાંએક શતક સુધી પડતી દશામાં આવતાં આવતાં આખરે પડી ભાગ્યું હશે. ઇ. સ. સાતમા શતકમાં આ દેશમાં આવેલા હ્યુયેનત્સંગે એ રાજ્યની અવસ્થાનું વર્ણન કરતાં લખેલું છે કે 'એની સરહદપર મોટાં મોટાં જંગલો આવી રહેલાં છે અને હજારો જંગલી હાથીઓનાં યૂથ ત્યાં આમ તેમ ભટકયા કરે છે.' આ ઇ. સ. સાતમા શતકની તે રાજ્યની સ્થીતિ છે, પરંતુ કાલિદાસ તો એને ઘણું પ્રબળ રાજ્ય ગણે છે તથા તેના પ્રબળ હસ્તિસૈન્યની પ્રશંસા કરે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અશોકના સમય પછી થોડાં વર્ષોપર આ રાજ્યની પ્રબળ સત્તા કાલિદાસની જાણમાં હશે, એટલે એમનો સમય અશોકના સમયથી કંઇક અંતરે છે. હ્યુએનત્સંગના સમયમાં, એટલે સાતમા શતકના આરંભમાં, એ રાજ્ય હયાતીમાં નહતું. કાલિદાસ જો છઠ્ઠા અથવા સાતમા શતકમાં થયા હોય તો આ રાજ્યનું આવું વર્ણન કરેજ નહીં. માટે એ પેહેલા શતકમાં થયા હતા અને એમના સમય પછી આશરે ૫૦૦, ૬૦૦ વર્ષોમાં પડતી સ્થિતિએ આવતાં આવતાં એ રાજ્ય આખરે હ્યુયેનત્સંગના વખતમાં છેક નષ્ટ થઇ ગયું હશે.

આના પછી દક્ષિણ દિશામાં પાણ્ડયરાજ્ય પ્રતિ રઘુનું પ્રયાણ થાય છે.

दिशि मंदायते तेजो दक्षिणस्यां रवेरपि ।
तस्यामेव रघोः पाण्डयाः प्रतापं न विषेहिरे ॥४९॥

'સૂર્ય જેમ જેમ દક્ષિણ દિશામાં જતો જાય છે તેમ તેમ તેનું તેજ મંદ થતુ જાય છે; પરંતુ રઘુનું તેજ તો તે દિશામાં એટલું પ્રબળ થતુ ગયું કે પાણ્ડયલોકોનાથી તેનો પ્રતાપ સહન થઇ શકયો નહીં.' ઐતિહાસિક પ્રમાણોથી આપણને માલમ પડે છે કે પાણ્ડય, ચોળ, અને કેરલ એ ત્રણે દક્ષિણનાં રાજ્યો ઇ. સ. પૂર્વે કેટલાંએક શતક સુધી ઘણાં પ્રબળ હતાં. પાનિનિના કોઇ ગ્રંથમાં આ દેશોનું નામ જોવામાં આવતુ નથી, માટે તેના વખતમાં એ રાજ્યો નહીં હોય. મહાભારત અને રામાયણનાં કાળમાં એ રાજ્યો સત્તાધારી હતાં એવું તેમાંના ઉલ્લેખ પરથી જણાય છે. કાત્યાયન આ દક્ષિણનાં રાજ્યોની સત્તાથી જ્ઞાત હતા એવું માલમ પડે છે અને અશોકના લેખમાં પણ તેમનાં નામ જોવામાં આવે છે. કાલિદાસ આ પાણ્ડય દેશની પ્રજાને ઘણી પ્રબળ ગણે છે અને

भयोत्सृष्टविभूषणां तेन केरलयोषितां ।
अलकेषु चमूरेणुश्चूर्णप्रतिनिधीकृतः ६-५४.

આ પ્રમાણે કેરલ દેશને સામાન્ય મહત્વનો ગણી માત્ર વર્ણનના પ્રવાહમાં દર્શાવી જાય છે, પરંતુ ચોળ દેશને માટે તો કંઇ લખતાજ નથી. આ ઉપરથી એમ અનુમાન થઇ શકે છે કે પાણ્ડય દેશે દક્ષિણદેશમાં અશોકના કાળ પછી એકાદ બે શતક સુધીમાં પોતાની સત્તા સર્વોપરી કરી દીધી હશે, અને એટલા માટેજ અશોકના કાળ પછી થયેલા કાલિદાસે આ રાજ્યને આટલું મહત્વનું ગણેલું છે. રઘુવંશના છઠ્ઠા સર્ગમાં પણ એ દેશની મહત્તા એમણે દર્શાવેલી છે જેને માટે આપણે આગળ વિવેચન કરીશું.

દક્ષિણ દિશાનાં પ્રબળ રાજ્યો જીતી રઘુ વાયવ્યકોણ ભણી પ્રયાણ કરે છે. ત્યાં આગળ કાલિદાસે જુદી જુદી જાતનાં સ્વતંત્ર રાજ્યો હતાં એવું સૂચવેલું છે.

पारसीकांस्ततो जेतुं प्रतस्थे स्थलवर्त्मना ।
इन्द्रियाख्यानिव रिपूंस्तत्वज्ञानेन संयमी ॥ ६० ॥
यवनीमुखपद्मानां सेहे मधुमदं न सः
बालातपमिवाब्जानामकालजलदोदयः ॥ ६१ ॥
संग्रामस्तुमुलस्तस्य पाश्चात्यैरश्वसाधनैः
शार्ङ्गकूजितविज्ञेयप्रतियोधे रजस्यभूत् ॥ ६२ ॥

પછી પારસીકોને જીતવાને માટે રઘુ સ્થળ માર્ગે આગળ ચાલ્યો. અકાળે ઉત્પન્ન થયેલો મેઘ જેમ પદ્મના ઉપરના બાળતડકાને સહન કરી શકતો નથી તેમ યવનીઓના મુખપરનો મધુમદ એનાથી સંખાયો નહી.' 'ઘોડેસ્વારોના મોટા સૈન્યવાળા પાશ્ચાત્ય લોકોની સાથે એને દારૂણ સંગ્રામ કરવો પડયો.'

આ પ્રમાણે પારસીક, યવન અને પાશ્ચાત્ય રાજાઓના પછી હૂણ અને કાંબોજનાં નામ આવે છે.

तत्र हूणावरोधानां भर्तृषु व्यक्तविक्रमम् ।
कपोलपाटलादेशि बभूव रघुचेष्टितम् ॥ ६८ ॥
काम्बोजाः समरे सोढुं तस्य वीर्यमनीश्वराः ।
गजालानपरिक्लिष्टैरक्षोटैः सार्धमानताः ॥ ६९ ॥
तेषां सदश्वभूयिष्टास्तुंगाद्रविणराशयः ।
उपदा विविशुः शश्वत् नोत्सेकाः कोशलेश्वरम् ॥ ७० ॥

હૂણ દેશના રાજાઓનાં અંતઃપુરમાં રહેનારી સુંદરીઓના ગાલ ઉપરની લાલી રઘુએ તેમના સ્વામીઓ પ્રત્યે પોતાનું પરાક્રમ દેખાડી ઝાંખી પાડી—૬૮.

રઘુની સાથે લઢવાને અસમર્થ હોવાથી કાંબોજોએ, તેના હાથીઓની સાંકળો જેને બાંધવામાં આવી હતી એવાં અખોડનાં વૃક્ષો ખેંચાઇ નીચે પડવા લાગ્યાં તેની સાથે આવી નમતી આપી. ૬૯

તે લોકોએ રઘુને સોના નાણું તથા સુંદર ઘોડાઓ નજર કર્યાં, આમ છતાં પણ રઘુનું મન નિરહંકાર રહ્યું હતું. ૭૦

ઉપરના ૬૦, ૬૧ અને ૬૨ માં લખેલા **પારસિક, યવન,** અને **પાશ્ચાત્ય** એ ત્રણે શબ્દો કોને માટે વાપરેલા છે તેનો નિર્ણય કરવો ઘણો આવશ્યક છે, કારણ કે તે ઉપરથી આપણે એટલું સિદ્ધ કરી શકીશું કે વિંધ્યાચળના પ્રદેશોમાં વિજય કરી રઘુ વાયવ્યખૂણાની સરહદપર આવેલી પ્રજાઓને વશ કરવા નિકળ્યો, ત્યારે કઈ પ્રજા વધારે પ્રબળ ગણાતી હતી, કે જેને ઉદ્દેશીને એને તે પ્રદેશો ઉપર ચઢાઇ કરવી પડી. જો **પાશ્ચાત્યનો પારસિક** એવો અર્થ લઇએ તો એ પ્રજા સર્વથી વધારે બળવાન્ હતી માટે તેને જીતવાને રઘુએ તે તરફ પ્રયાણ કર્યું હતું અને માર્ગમાં **યવનાદિ** ગૌણ પ્રજાઓને જીતી હતી એમ માનવું પડે; અને જો એનો **યવન** એવો અર્થ લઇએ તો એ લોકો સર્વથી વધારે પ્રબળ હતા એમ માનવું પડે. **પાશ્ચાત્ય** એટલે **યવન** અથવા **ગ્રીક** લોકો એવો સામાન્ય અર્થ અહીં છે. કારણકે **યવન** એટલે ઇન્ડોસીથીયન પ્રજા એવો અર્થ અહીં બેસતો નથી. ઇન્ડોસીથીઅન પ્રજાને ઉદ્દેશીને **યવન** એવો શબ્દ એમાં વાપર્યો હોય, તો કાલિદાસ આગળ હૂણ, કામ્બોજ, એવું જુદું નામ લખે નહીં. માટે હૂણ આદિ ઇન્ડોસીથીઅન પ્રજાને જુદી બતાવી **યવન** શબ્દ ગ્રીક લોકને માટે વાપરેલો છે એવું સ્પષ્ટ જણાય છે. વિંધ્યના પ્રદેશ જીત્યા પછી **પાશ્ચાત્ય** લોકો જે વધારે બળવાન્ ગણાતા હતા, તેમને જીતવાનો રઘુએ નિશ્ચય કર્યો અને માર્ગમાં **પારસીક, હૂણ,** કામ્બોજ વગેરે જાતોને જીતી **પાશ્ચાત્યો**ની સાથે મહાદારૂણ યુદ્ધ કર્યું.

આ બધાં વર્ણનોપરથી માલમ પડે છે કે તે વખતે એશીયાખંડની સર્વને ખબર હતી, એટલે **પાશ્ચાત્ય** ( યવન—ગ્રીક ) લોકોની સાથે રઘુને મહાદારૂણ સંગ્રામ કરવો પડયો એવો અર્થ વધારે યોગ્ય લાગે છે.

આનો નિર્ણય કરવા માટે આપણે જુદી જુદી પ્રજાઓએ હિન્દુસ્તાન ઉપર ક્યારે ચઢાઇઓ કરી હતી તે જાણવા માટે ઇતિહાસ ભણી દૃષ્ટિ કરીએ.

**પરશીયન લોક.** આ લોકોએ ૨૫૦ વર્ષ સુધી પંજાબને પોતાની સત્તામાં રાખ્યું હતું; એટલે કે ઇ. સ. પૂર્વે ૫૨૦થી તે ૩૫૦ સુધી પંજાબ એમના કબજામાં હતું. પરશીયાના રાજા સાયરસે, બાકટ્રીયાનું રાજ્ય જીતી લઇ કાશગર અને યારકંદ ઉપર ચઢાઇ કરી હતી. તેની પછી ગાદીએ આવેલા ડેરાયસ હીસ્ટાસ્પસે હિન્દુસ્તાનપર ચઢાઇ કરી ઇ. સ. પૂર્વે ૫૨૦ માં પંજાબ પોતાને સ્વાધીન કર્યું, અને ઇ. સ. પૂ. ૩૫૦ સુધી તે તેમના કબજામાં રહ્યું.* ત્યાર પછી બાકટ્રીયન લોકોએ સ્વારીઓ કરવા માંડી.

**યવન અથવા ગ્રીક** શાકુન્તલ, વિક્રમોર્વશીય વગેરે નાટકોમાં કાલિદાસ યવનીઓ રાજાની સેવામાં હતી એવું જણાવે છે. રઘુના ચોથા સર્ગમાં પણ યવનો માટે લખેલું છે. માલવિકાગ્નિમિત્રમાં પણ લખેલું છે કે યવનો સિંધુના મુખ આગળ આવી વસ્યા હતા અને પુષ્પમિત્રને તેમની સાથે મોટું યુદ્ધ થયું હતું. ડા. ભાણ્ડારકરે વર્તમાનકાળનો પ્રયોગ દર્શાવતા એક વાર્તિક ઉપરથી સિદ્ધ કરી આપેલું છે કે પતંજલી પુષ્પમિત્રના વખતમાં થઈ ગયા હતા.† આ ઉપરથી યવનો ઇ. સ. પૂર્વે ૧૮૦ માં ઘણા પ્રબળ હતા એવું સિદ્ધ થાય છે. વળી પતંજલી પોતાના ભાષ્યમાં લખે છે કે अरुणद्यवनः साकेतम्। યવન લોકોએ સાકેતને (અયોધ્યાને) ઘેરો ઘાલ્યો. ગાર્ગ્ય નામનો ખગોળવેત્તા પણ પોતાના ગ્રંથમાં લખે છે કે 'યવનો સાકેત સુધી આવી પહોંચ્યા.' આ ઉપરથી યવન એટલે ગ્રીકલોક એવો અર્થ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. આ યવનો મૌર્ય રાજાઓના વખતમાં પંજાબ અને સિંધના પ્રદેશ સુધી આવી રહ્યા હતા. ઇ. સ. પૂર્વે ૨૪૦ માં અશોકના વખતમાં કાઠિયાવાડમાં ગ્રીક રાજાનો ગવર્નર રાખવામાં આવ્યો હતો.‡

ઇ. સ. પૂર્વે ૨જા શતકના આરંભમાં યવનોએ તક્ષશીલા જીતી લીધું હતું અને ઇ.સ. પૂર્વે ૧૮૦ મા પોતાની સત્તા ઘણી પ્રબળ કરી દીધી હતી.

---

* મિ૦ ડોસાભાઈ ફ્રામજીસ હીસ્ટરી ઓફ પરશીયા. ૨૫.

† ઇન્ડીયન એન્ટીકવરી વો. ૨. પા. ૫૯.

‡ રોયલ એશીયાટીક સોસાયટીઝ જરનલ વો. ૧૮. ૪૭.

આ વખતે પુષ્પમિત્રે તેમનું દમન કરવા માંડયું. પરંતુ ઇન્ડોસીથીયન પ્રજાઓએ ચઢાઇઓ કરી ત્યાં સુધી ત્યાંથીએ ખસ્યા નહતા. એમ જણાય છે.*

હૂણ

આ હૂણ લોકો ઘણા બળવાન, જંગલી તથા વિજયાર્થી અને લૂટફાટ કરવાને ઘણા આતુર હતા. ઇ.સ. પૂર્વે ત્રીજા શતકના મધ્યમાં એ લોકોએ ચીન ઉપર ભારે હુમલાઓ કરી તે દેશનો કેટલોએક ભાગ જીતી લીધો હતો. વારંવાર ચઢી આવતા આ લોકોને રોકવાને માટે ચેહવેન્ગઢે નામના ત્યાંના રાજાએ ઈ. સ. પૂર્વે ૨૪૦ માં પોતાના દેશની સરહદ ઉપર લગભગ ૬ ઘોડા સાથે દોડે એવી પોહોળી ભીંત બાંધી હતી. આ રાજાના કાળ પછી ગાદીને માટે અંદર અંદર તકરારો ચાલવા લાગી અને ઇ. સ. પૂર્વે ૨૦૨માં રાજ્યમાં ફેરફાર થઇ ગયો. આ કાળે હૂણ લોકો ઘણાજ પ્રબળ થઈ પડયા હતા. મેટે નામના હૂણ રાજાના વખતમાં તેઓએ ચીનની સરહદપરના કેટલાએક દુર્ગ પોતાને હસ્તગ કરી ચીનની ભીંતથી માંડીને કાસ્પીયન સમુદ્ર સુધિ વિસ્તારવાળું રાજ્ય સ્થાપી સત્તા ચલાવવા માંડી.†

લગભગ ૬૦ વર્ષ સુધી હૂણ લોકોથી ચીનનો બીજો મુલક લેવાયો નહીં. પછી પશ્ચિમ તરફના દેશો જીતવાનો તેમણે આરંભ કર્યો અને વુટી નામના રાજાના વખતમાં ચીન ઉપર પણ સ્વારી કરી. પરંતુ મોટા મોટા યોદ્ધાઓ પશ્ચિમના દેશો જીતવા ગયેલા હોવાથી ચીનની સ્વારીમાં તેઓ ફાવી શકયા નહીં. આ સ્વારીમાં ચીનાઓએ તેમનો એવો સખત પરાભવ કર્યો કે કેટલાંએક વર્ષો સુધી હૂણ લોકો તેમનું નામ દેવું ભુલી ગયા. ઇ. સ. ૫૮ સુધી એ લોકોએ સ્વારીઓ કરી હતી પરંતુ આ વખતે તેમનું બળ તથા સંખ્યા ભાગી પડેલી હોવાથી તેમનાથી વિજય મેળવી શકાયો નહીં. આ ઉપરથી જણાય છે કે ઇ. સં. પૂર્વે ૨૫૦થી ૨૦૦ સુધી હૂણ લોકો ચીન દેશ સાથે યુદ્ધ કરવામાં પ્રવૃત્ત રહ્યા હતા. પરંતુ ત્યાર પછી એ લોકો પશ્ચિમ તરફ વળ્યા. જે યુચી લોકોનો હૂણ લોકોએ પરાભવ કર્યો હતો તેમના પછી એ લોકોએ પશ્ચિમભણી સ્વારીઓ કરવા માંડી હોવી જોઇએ. ઇ. સ. ૪ થા શતકમાં જે હૂણ લોકોએ યુરોપના

---

* કનિંગહામ. આ. લો. સ. વો. ૨. પા. ૪૧.

† ચાર્લ્સ ગઝલફ્સ હીસ્ટરી ઓફ ચાયના.

રાજ્યવ્યવહારમાં ઘણું પ્રાબલ્ય દર્શાવ્યું હતુ તે લોકો આ હૂણુને વંશજ હોવા જોઇએ. ચુચી લોક કાશગર અને યારકંદમાં ઇ. સ. પૂર્વે ૧૬૩માં આવ્યા. અને ૩૦ વર્ષ પછી ચીનાઓએ તથા ચુચી લોકોએ હૂણ શત્રુઓ સામે પરસ્પરને મદદ કરવાને માટે તહનામું કર્યું હતુ. આ વખતે ચુચી લોકો હિન્દુસ્તાનની સરહદ સુધી આવી પહોંચ્યા હતા. એટલે આ વખતમાંજ ચુચી લોકની પાછળ હૂણુ લોકો પણ પંજાબ સુધી આવી પહોંચ્યા હશે.

ડા. ફરગ્યુસન સાહેબ લખે છે કે ઇ. સ. ૪૬૫ માં હૂણુ લોકોએ ગુપ્તરાજાઓનું રાજ્ય લઇ લીધું. મિહિરકુલ તથા બલાદિત્ય નામે એ વંશના રાજાઓ ઇ. સ. ૧૮૦ અને ૨૦૦માં થયા હતા એમ એમનું કહેવું છે. રાજતરંગિણીકાર લખે છે કે કનિષ્ક અને મિહિરકુલના વચ્ચે બાર રાજાઓ થઇ ગયા હતા. સર્વાનુમતે એવો નિર્ણય કરવામાં આવ્યો છે કે કનિષ્ક ઇ. સ. ૭૮માં થયો હતો.* એટલે જો મિહિરકુલ એ હૂણુ વંશનો પ્રથમ રાજા હતો એમ આપણે લઇએ તો પંજાબના પ્રદેશોમાં ઇસવીસન પેહેલાં કેટલાંએક વર્ષપર અથવા તો તેના આરંભમાં હૂણુ લોકો પ્રબળ હતા એ વાતને સંપૂર્ણ આધાર મળે છે. રાજતરંગિણીકાર લખે છે કે જ્યારે વિદેશીય લોકો કાશ્મીર ઉપર વારંવાર ચઢાઇઓ કરતા હતા ત્યારે મિહિરકુલ ગાદી ઉપર આવ્યો. આ ઉપરથી જણાય છે કે ઇ. સ. પૂર્વે હૂણુલોકો હિન્દુસ્તાનની ઉત્તર સીમા ઉપર જામી ગયા હતા, અને ઇ. સ. ૧ માં તેમણે હિન્દુસ્તાનમાં પ્રવેશ કરવા માંડયો. ફ્લીટ સાહેબ લખે છે કે મિહિરકુલ ઇ. સ. ૫૩૨-૩૩ માં થયો હતો કારણુ કે મંદસરના લેખપરથી એ વાતને આધાર મળે છે.† મિહિરકુલ અને તોરમાન એકજ વંશના રાજાઓ હતા, ઘણું કરીને ઇન્ડોસીથીયન, શક, હૂણ, તુરુષ્ક, સાઠી અથવા દેવપુત્ર નામે ઓળખાતા હતા અને ઇ. સ. પેહેલાં પંજાબની સીમા ઉપર જામી ગયા હતા. ફ્લીટ સાહેબના મત પ્રમાણે મિહિરકુલના પિતા તોરમાને ગુપ્ત રાજાને હરાવી ઇ. સ. ૪૬૬માં માલવાનો કેટલોએક ભાગ જીતી લીધો હતો. આ વખતે હૂણુ લોકોને પાછા હઠાવનાર સ્કંદગુપ્તરાજા મરણ પામેલો હતો. મિહિરકુલે ઇ. સ. ૫૧૫માં મોટી સ્વારી કરી હતી, પરંતુ

---

* ઇન્ડીયન એન્ટીકવેરી. વો. ૧૮. પા. ૬૫

† ઈન્ડિયન એન્ટીકવેરી. વો. ૧૫-૨૪૯.

યશોધર્માએ તેને હરાવી કાઢયો હતો. આ ઉપરથી જોતાં જણાય છે કે હૂણ લોકો ઇ. સ. ૬ઠ્ઠા શતકમાં મધ્ય હિન્દુસ્તાન સુધી આવી પહોંચ્યા હતા. ખરૂં જોતાં નેફેલાઇટસ અથવા ખઝર નામે ઓળખાતા આ હૂણ લોક હતા. આ ઉપરથી કાલિદાસ ૬ઠ્ઠા શતકમાં થયા એમ કહી શકાય નહીં. કારણ કે કાલિદાસ રઘુને પશ્ચિમોત્તર સીમાપર વિજય કરવા મોકલે છે ત્યાં આગળ ઉત્તર દિશામાં પ્રવેશ કરી હૂણ લોકોને હરાવે છે. એટલે ઈ. સ.ના આરંભમાં અથવા તો તે પેહેલાં એ લોકો હિન્દુસ્તાનની વાયવ્ય સરહદની પેલીમેર હતા.

જો કદાપિ હૂણ લોકો ૬ ઠ્ઠા સૈકામાં હિન્દુસ્તાનની સરહદ ઉપર અથવા હિન્દુસ્તાનમાં પેહેલવેહેલા આવેલા હોત તો આપણે કાલિદાસને ઇ. સ. ૫ મા શતક પછી મુકી શકત; પરંતુ એ લોકો ઘણા જુના વખતથીજ આપણા લોકની જાણમાં છે. મહાભારતમાં પણ આ પ્રજાનું નામ જોવામાં આવે છે. (૨–૩૨–૧૨) ઉપર આપણે દર્શાવી ગયા છીએ કે ઇ. સ. પૂર્વે ત્રીજા શતકના મધ્યથી તે ઇ. સ. ના પેહેલા અથવા બીજા શતક સુધી બાકટ્રીયાની પેલી તરફના પ્રદેશોમાં હૂણ લોકોનું પ્રબળ રાજ્ય હતું. હૂણ લોકો પેહેલવેહેલા હિન્દુસ્તાનપર પાંચમા સૈકામાં ચઢી આવ્યા એમ કેટલાએક વિદ્વાનો કહે છે અને તે ઉપરથી કાલિદાસને છઠ્ઠા શતકમાં મુકે છે. પરંતુ જો તેમ હોય તો હિન્દુસ્તાનના લોકોને તે શતક પેહેલાં હૂણ લોકોને માટે કંઇપણ ખબર ન હોવી જોઇએ. લલિતવિસ્તાર નામે ગ્રંથ ઇ. સ. ૨–૩ અથવા ૪ શતકમાં લખાયેલો છે એવું મિ૦ દત્ત સિદ્ધ કરે છે. જો આમ હોય તો આ પુસ્તકના લખનારને હૂણ લોકોની ખબર ન હોય. પરંતુ એ ગ્રંથમાં હૂણ લોકોનું નામ આવે છે. એ ગ્રંથકાર જુદી જુદી લીપીઓ આપી લખે છે કે બોધિસત્વને બ્રાહ્મી, ખરોષ્ટી, ચીન તથા હૂણ લીપી લખતાં આવડતી હતી. આ ઉપરથી જણાય છે કે ૫ મા શતકમાં હૂણ લોકો પેહેલવેહેલા આવ્યા નહતા, પરંતુ તે પેહેલાં સરહદપર આવી પડેલા હતા.

**કામ્બોજ** કાલિદાસ કામ્બોજ લોકનું નામ પણ લખે છે. આ પ્રજા ઘણી જુની છે તથા પાનિનિ પણ એને જાણે છે. મહાભારત, સ્મૃતિકાર મનુ વગેરે એ લોકનું રાજ્ય એજ દિશામાં હતું એમ જણાવે છે.

ઉપર દર્શાવી ગયા તે પ્રમાણે કાલિદાસ પશ્ચિમોત્તર દિશામાં પરશીયન, ગ્રીક, હુણ તથા કામ્બોજ લોક રહેતા હતા એવું લખે છે. આ પ્રજાઓએ ક્યારે ક્યારે ચઢાઇઓ કરી હતી તેનું નિરીક્ષણ કર્યા પછી આપણે એવા મત ઉપર આવવું પડે છે કે કાલિદાસે કરેલું આ વર્ણન ઇ. સ. પૂર્વે ૧૦૦ થી તે ઇ. સ. ૧૦૦ સુધીના સમયનું છે.

**દેશની રાજકીય સ્થીતિ.**

હવે રઘુવંશના છઠ્ઠા સર્ગમાં ઇન્દુમતીનો સ્વયંવર કર્યો છે ત્યાં દેશદેશના રાજાઓ આવેલા છે અને રાજાઓની વંશાવળી તથા ચરિત જાણનારી, પુરૂષના જેવી પ્રગલ્ભ સુનન્દા નામની દાસી ઇન્દુમતીને અનુક્રમે રાજાઓ પાસે લઇ જઇ તેમનું ઓળખાણ કરાવે છે, તેમાંથી કંઇ આંતરપ્રમાણો મળી આવે છે કે નહીં તે જોઇએ. આ સર્ગમાં જે જે રાજાઓનાં સ્થાન પ્રથમ આવે છે, તે તે વધારે મહત્તાવાળા હોવા જોઇએ; કારણ કે હાલના વખતની પેઠે તે વખતે પણ આવા રાજમંડપમાં રાજાઓ પોતાની મહત્તા પ્રમાણે આસન લેતા હશે એ સ્વાભાવિક છે. સ્વયંવરમાં બેઠેલા રાજાઓનું અનુક્રમે ઓળખાણ કરાવતાં આરંભમાં કવિ લખે છે કે—

ततो नृपाणां श्रुतवृत्तवंशा पुंवत्प्रगल्भा प्रतिहाररक्षी।
प्राक् संन्निकर्षं मगधेश्वरस्य नीत्वा कुमारीमवदत्सुनंदा ॥
असौ शरण्यः शरणोन्मुखानामगाधसत्वो मगधः प्रतिष्ठः
राजा प्रजारंजनलब्धवर्णः परंतपो नाम यथार्थनामा ॥
कामं नृपाः सन्तु सहस्रशोन्ये राजन्वतीमाहुरनेन भूमिम् ।
नक्षत्रताराग्रहसंकुलापि ज्योतिष्मती चन्द्रमसैव रात्रिः ॥

આ શ્લોકમાં સુનન્દાએ કરેલા મગધરાજાના વર્ણનપરથી જણાય છે કે તે વખતના સર્વે રાજાઓમાં એ શ્રેષ્ઠ પદ ધરાવતો હતો, અને અનેક તારાઓ છતાં ચંદ્રથી જેમ રાત્રી જ્યોતિષ્મતી ગણાય છે, તેમ એનાથીજ બીજા રાજાઓ છતાં પૃથ્વી રાજન્વતી ગણાતી હતી. આ રાજા સર્વથી શ્રેષ્ઠ હતો એવું નીચેના શ્લોકપરથી પણ જણાય છે; કારણ કે ઇન્દુમતી તેની પાસેથી આગળ ચાલે છે ત્યારે માનને અર્થે જરા પ્રણામ કરે છે:

एवं तयोक्ते तमवेक्ष्य किंचित् विस्रंसिदूर्वांकमधूकमाला ।
ऋजुप्रणामक्रियेयैव तन्वी प्रत्यादिदेशैनमभाषमाणा ॥२५॥

આટલા માટે આ રાજા કાલિદાસના વખતમાં સર્વોપરી ગણાતો હશે. ત્યાર પછી અંગરાજાનું વર્ણન આવે છે અને પછી માલવ રાજાનું વર્ણન છે.

अवन्तिनाथो ऽयमुदग्रबाहुर्विशालवक्षास्तनुवृत्तमध्यः ।
आरोप्य चक्रभ्रममुष्णतेजास्त्वष्ट्रेव यत्नोल्लिखितो विभाति ॥३२॥
अस्य प्रयाणेषु समग्रशक्तेरग्रेसरैर्वाजिभिरुत्थितानि ॥
कुर्वन्ति सामन्तशिखामणीनां प्रभाप्ररोहास्तमयं रजांसि ॥३३॥

ઇત્યાદિ શ્લોકમાં આપેલા વર્ણનપરથી આ માલવ રાજા સમગ્ર શક્તિવાળો તથા સામન્તચક્રનો અધિપતિ હતો એવું જણાય છે. મગધ રાજા જેવો બળવાન્ છે તેવો આ રાજા પણ બળવાન્ છે; પરંતુ મગધ રાજાનો આશ્રયી નથી.

હવે મગધ તથા માલવરાજ્ય પરસ્પરથી સ્વતંત્ર હોઇ આવાં પ્રબળ કયા સમયમાં હતાં તે જોઇએ. ઈ. સ. પૂર્વે ૨૪૦ માં જ્યારે અશોક રાજ્ય કરતો હતો, ત્યારે મગધરાજ્ય ઘણું પ્રબળ હતુ તથા ઘણાં વર્ષ સુધી આખું કાઠીઆવાડ તેની સત્તા નીચે હતુ. ચંદ્રગુપ્તના વખતમાં (ઇ. સ. પૂર્વે ૩૦૦ માં) વૈશ્ય પુષ્પગુપ્ત નામે તેનો ગવર્નર ત્યાં રાજ્ય ચલાવતો હતો. ઇ. સ. પૂર્વે ૨૪૦ માં અશોકે તુશ્યસ્પ નામે યવન ગવર્નરને ત્યાં રાજ્ય કરવા મોકલ્યો હતો. પરંતુ ઇ. સ. ૧૩૭ માં આ પ્રદેશ માલવ રાજાઓની સત્તામાં આવ્યો હતો. તેમનો પલ્હવ સુવિસાખ નામે ગવર્નર ત્યાં રાજ્ય કરતો હતો અને એણેજ સુદર્શન નામનું તુટી ગયેલું તલાવ બંધાવ્યું હતુ* એવું જુનાગઢના લેખ ઉપરથી જણાય છે.

આ પ્રમાણે જોતાં અશોકના રાજ્ય પછી મગધ રાજ્ય કંઇક નરમ પડવા લાગ્યું અને ઇ. સ. ૧૩૭ માં એનો એક પ્રાંત અન્ય રાજ્યના કબજામાં જતો રહ્યો હતો. આ વખતે માલવ રાજ્ય ચઢતી કળામાંજ હતુ અને માલવા, ગુજરાત, કાઠીઆવાડ, કચ્છ અને ઉત્તર કોકણ વગેરે પ્રદેશ તેને સ્વાધીન હતા. મગધ અને માલવ રાજાઓના આ વર્ણન ઉપરથી રઘુવંશ કાવ્યને આપણે ઇ. સ. પૂર્વે ૨૪૦થી ઇ. સ. ૧૩૭ સુધીમાં મુકી શકીએ તેમ છે.

ત્યાર પછી માહિષ્મતીના અનૂપ રાજાનું વર્ણન આવે છે ત્યાં આગળ સુનન્દા કહે છે કેઃ—

* રોયલ એશીયાટીક સોસાઈટીઝ જરનલ પુ. ૧૮. પા ૪૭. પુ. ૭. પા–૧૨૨ હરસ ઈન્ડીયા પા. ૨૩૨.

अस्यांकलक्ष्मीर्भवदीर्घबाहोर्माहिष्मतीवप्रनितंबकाञ्चीम् ।
प्रासादजालैर्जलवेणिरम्यां रेवां यदि प्रेक्षितुमस्तिकामः ॥ ४३ ॥

આ ઉપરથી માલમ પડે છે કે કાલિદાસના સમયમાં **અનૂપોની** રાજધાની **માહિષ્મતી** હતી. ઇ. સ. પૂર્વે ૩૫૦માં થયેલા કાત્યાયન આ રાજ્યનું નામ આપે છે તથા **ભાષ્યકાર** જે ઇ. સ. પૂર્વે ૧૫૦માં થયા હતા એવું કેટલાક કહે છે તે પણ આ રાજ્યથી જ્ઞાત છે. ત્યાર પછીના ગ્રંથોમાં **માહિષ્મતી**નું નામ જોવામાં આવતું નથી, માટે એ ઉપરથી કાલિદાસનો સમય ઇ. સ. પૂર્વે ૧૫૦ પછીનો કલ્પિ શકાય છે.

આના પછી કેટલાએક રાજાઓને મુકી **સુનન્દા પાંડયરાજા** પાસે આવતાં તેનું ૭ સાત શ્લોકમાં, સમર્થ રાજા તરીકે વર્ણન કરી કહે છે કેઃ—

अनेन पाणौ विधिवद्गृहीते महाकुलीनेन महीव गुर्वी ।
रत्नानुविद्धार्णवमेखलाया दिशः सपत्नी भवदक्षिणस्याः ॥ ६३ ॥
ताम्बूलवल्लीपरिणद्धपूगास्वेलालतालिंगितचंदनासु ।
तमालपत्रास्तरणासु रन्तुं प्रसीद शश्वन्मलयस्थलीषु ॥ ६४ ॥

આ વર્ણનપરથી એમ જણાય છે કે દક્ષિણ દિશામાં **પાણ્ડય** રાજાની આણ વર્તાતી હતી. દિગ્વિજયના પ્રસંગે પણ કાલિદાસે એ રાજાની આવી મહત્તા દર્શાવી છે માટે એ કાળમાં એ રાજ્ય ઘણું પ્રબળ હશે. ઇ. સ. પૂર્વે થયેલા કાત્યાયન, **અશોક** વગેરેને આ દક્ષિણના સર્વોપરી રાજ્યની ખબર હતી એ ઉપરથી પણ કાલિદાસનો કાળ ઇ. સ. પૂર્વે લગભગ ૧૦૦ સુધીનો કલ્પી શકાય છે.*

**દેશની પાકની સ્થિતિ.**

કાલિદાસે રઘુવંશાદિ કાવ્ય લખ્યાં ત્યારે દેશના ધાન્યાદિ નિકાસની સ્થિતિ કેવી હતી તે તપાસીશું તોપણ માલમ પડશે કે એ કવિ ઘણે ઠેકાણે યવના અંકુરો, ડાંગરોનાં પવનથી ઝુલતાં ક્ષેત્રો, શેરડીનાં ખેતરો, વગેરેનું વર્ણન કરે છે.

इक्षुच्छायनिषादिन्यस्तस्य गोप्तुर्गुणोदयं,
आकुमारकथोद्धातं शालिगोप्यो जगुर्यशः રઘુ. ૪-૨૦
आपादपद्मप्रणताः कलमा इव ते रघुम् ।
फलैः संवर्धयामासुरुत्खातप्रतिरोपिताः ,, ૪-૩૭
कृष्यांदहन्नपि खलु क्षितिमिन्धनेद्धो ।
बीजप्ररोहजननीं ज्वलनः करोति ॥ ઋતુસંહાર.

---

* **પાણ્ડય** રાજ્ય સંબંધે વિશેષ હકીકતને માટે જુવો પાનું ૭૪

आकंपयन्फलभरानतशालिजालान्. ऋ. ३-१०.
संपन्नशालिनिचयावृतभूतलानि। प्रफूल्ललोध्रः परिपक्वशालिः ४-१.
प्रभूतशालिप्रसवौघनम्रा। प्रचुरगुडविकारस्वादुशालीक्षुरम्यः ॥
परिणतबहुशालिव्याकुलग्रामसीमः ऋ. ४-१८.

ઉપરના દૃષ્ટાન્તો સૂચવે છે કે એ કવિના વખતમાં એમના દેશમાં અને આસપાસના પ્રદેશોમાં શાલી, શેરડી વગેરેનો પાક ઘણોજ સારો થતો હતો. હુએનત્સંગે આપેલો કૌશામ્ભીના પાકનો વૃત્તાન્ત અને આ વૃત્તાન્ત મળતો આવે છે. એ મુસાફર લખે છે કે, 'કૌશામ્ભી રાજ્ય ૧૨૦૦ માઇલ વિસ્તારવાળું હતું અને ત્યાં ડાંગેર તથા શેરડીનો પાક ઘણો સારો થતો હતો.'

વૈદ્યક વિદ્યાનો પણ સારો વિસ્તાર થયેલો હતો એ નિચેનાં દૃષ્ટાન્તો ઉપરથી જણાય છે.

वीर्यवन्त्यौषधानीव विकारेसान्निपातिके ॥
वैद्ययत्नपरिभावितंगदं न प्रदीप इव वायुमत्यगात् १९-५३.
तस्यास्तीक्तं वनगजमदैर्वासितं वान्तवृष्टिः।
जम्बूकुंजप्रतिहतरयं तोयमादाय गच्छेः। મેઘદૂત.

આ શ્લોકની ટીકામાં મલ્લીનાથે કાલિદાસનું વૈદ્યક સંબંધી જ્ઞાન જણાવી આપેલું છે.

**ધર્મ અને રાજ-નીતિ.** એ કાળમાં ધર્મમર્યાદા મનુસ્મૃતિના નિયમોથીજ બંધાયલી હતી એમ જણાય છે; કારણ કે યાજ્ઞવલ્કય સ્મૃતિનું પ્રમાણ કોઇપણ સ્થળે જડતું નથી.

नृपस्य वर्णाश्रमपालनं यत्स एव धर्मो मनुना प्रणीतः १४-६७.

વળી આ શ્લોકમાં પણ મનુએ જે पानमक्षाःस्त्रियश्चैव मृगया च यथाक्रमम् ॥ એ રાજાઓને ભ્રષ્ટ કરનાર દુર્ગુણો કહેલા છે તેજ, મનુના શ્લોકોમાં માત્ર વૃત્તનું અંતર કરી કવિએ નીચેના શ્લોકમાં દર્શાવ્યા છે.

न मृगयाभिरतिर्न दुरोदरं न च शशिप्रतिमाभरणं मधु ॥
तमुदयाय नवा नवयौवना प्रियतमा यतमानमपाहरत् ॥ રઘુ.

આમાંનો મૃગયાનો શોખ કાલિદાસના વખતમાં માત્ર વ્યસનરૂપ ગણાતો હતો અને તેટલા માટેજ એ લખે છે કે—

मिथ्येव व्यसनं वदंति मृगयामिदृग्विनोदः कुतः (શાકુન્તલ.)

## કુમારસંભવ.

**કાલિદાસ અને વેદાન્ત.** રઘુવંશમાં કેટલાએક વેદાન્ત સંબંધી દૃષ્ટાન્તો છે અને કુમારસંભવમાં પણ છે, માટે એ બંને વિષે સાથેજ વિચાર કરીશું. રઘુવંશ અને કુમારસંભવ બંનેના અવલોકન ઉપરથી જણાય છે કે એમાં કેટલાએક શ્લોકમાં ગીતાની છાયા ઘણી આવી છે. परतोपिपरश्चासि विधाताविधसामपि. ૨-૧૪. આ શ્લોક मनसस्तुपराबुद्धिर्योबुद्धेःपरतस्तु सः ॥ એ ગીતાના ત્રીજા અધ્યાયના ૪૨ શ્લોકની સાથે મળે છે. તથા શાંકરભાષ્યના महतः परमव्यक्तं अव्यक्तात्पुरुषःपरः એ શ્લોકની સાથે પણ મળતો આવે છે. નિચેના શ્લોકોનું સામ્ય પણ લક્ષ ખેંચે તેવું છે.*

| | |
|---|---|
| अनवाप्तमवाप्तव्यं न ते किंचन विद्यते.<br>રઘુ. ૧૦-૩૧. | नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि.<br>गीता. ૩-૨૨. |
| स्थाने त्वां स्थावरात्मानं विष्णुमाहुस्तथाहि ते।<br>चराचराणां भूतानां कुक्षिराधारतां गतः ॥<br>કુમારસંભવ. ૬-૬૭. | महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरं ॥<br>यज्ञानां जपयज्ञोस्मि स्थावराणां हिमालयः॥<br>ગીતા. ૧૦-૨૫. |
| अपरो दहने स्वकर्मणां ववृते ज्ञानमयेन वह्निना॥<br>રઘુવંશ. ૮-૨૦. | ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा॥<br>ગીતા. ૪૩-૭. |

**ઈશ્વરનું સ્વરૂપ.**

नमो विश्वसृजे पूर्वं विश्वं तदनुबिभ्रते ॥
अथ विश्वस्य संहर्त्रे तुभ्यं त्रेधास्थितात्मने ॥ રઘુવંશ. ૧૦-૧૬.
प्रलयस्थितिसर्गाणामेककारणतां गतः ॥ કુમાર. ૨.

કાલિદાસની આ વ્યાખ્યા વેદાન્તસૂત્રમાં जन्माद्यस्ययतः એ સૂત્રમાં આપેલી બ્રહ્મની વ્યાખ્યાના જેવીજ છે. કાલિદાસ પોતાના કાવ્યોમાં ઇશ્વરને સાકાર વર્ણવે છે, પાછળના વેદાન્તના વિચારો પ્રમાણે કેવળ આનંદમય નથી વર્ણવતા.

अमेयो मितलोकस्त्वमनर्थी प्रार्थनावहः ।
अजीतो जिष्णुरत्यन्तमव्यक्तो व्यक्तकारणम् રઘુવંશ ૧૦-૧૮.
सर्वज्ञस्त्वमविज्ञातः सर्वयोनिस्त्वमात्मभूः
सर्वप्रभूरनीशस्त्वं एकस्त्वं सर्वरूपभाक् ॥ રઘુવંશ ૧૦-૨૦.

---

* સેક્રેડબુક્સ ઓફ ઈસ્ટ. વો. ૮

ઉપરનાં ઉદાહરણોથી આપણને જણાઇ આવશે કે આ ઉપનિષદોનો પરિણામવાદ છે. આ વાદ વેદાન્તસૂત્રોમાં પણ છે. આના દૃષ્ટાન્તને અર્થે કુમારના બીજા સર્ગના શ્લોક લઇએ. आत्मानमात्मनावेत्सि सृजस्यात्मानमात्मना। ગૌડપાદ મંડુક્યકારિકાના ૨ મંડળના ૧૨ મા સૂત્ર સાથે સરખાવતાં માલમ પડે છે કે कल्पयत्यात्मनात्मानमात्मा देवः स्वमायया. આ ગૌડપાદમાં માત્ર માયા એટલુંજ પદ વધારે છે. કાલિદાસ માયાને એક અમાનુષિક શક્તિ એ અર્થમાં વાપરે છે. પાછળના વેદાન્તમાં માયાને સૃષ્ટિના ઉત્પત્તિ કારણમાં જે પ્રાધાન્ય આપ્યું છે તે અર્થમાં વાપરતા નથી.

मायाविभिरनालीढमादास्यध्वे निशाचरैः ॥ રઘુ. ૧૦–૪૫.
यः सुबाहु रितिराक्षसो परस्तत्रतत्र विससर्प मायया ॥ રઘુ. ૧૧-૨૯.
तं विस्मितं धेनुरुवाच साधो मायां मयोद्भाव्यपरीक्षितोसि ॥ ૨-૬૨.
जातवेदोन्मुखान्मायी मिषतामाच्छिनत्ति सः ॥ કુમાર. ૧-૪૬.

આ ઉપરથી જણાય છે કે માયાનો પાછળથી થયેલો વેદાન્તનો સિદ્ધાન્ત કાલિદાસના કાળમાં પ્રચલિત નહતો. વળી કુમારસંભવના બીજા સર્ગના બીજા શ્લોકમાં લખેલું છે કે,

द्रवः संघातकाठिनः स्थूलः सूक्ष्मो लघुर्गुरुः ।
व्यक्तो व्यक्तेतरश्चासि प्राकाम्यंते विभूतिषु ॥ કુમાર. ૨-૧૧.

આની સાથે શંકરાચાર્યની દશ શ્લોકીનો નીચેનો શ્લોક સરખાવતાં જણાશે કે કાલિદાસ ઇશ્વરને દ્રવ, સંઘાત, કઠિન ઇત્યાદિ સર્વ પદાર્થમય ધારે છે; પાછળના વેદાન્તથી આ વિચારો ભિન્ન છે.

न शुक्लं न कृष्णं न रक्तं न पीतं न कुब्जं न पीनं न ह्रस्वं न दीर्घं ।
अरूपं तथा ज्योतिराकारवत्वात् तदेकोवशिष्टः शिवः केवलोहम् ॥

આ પ્રમાણે કાલિદાસના વેદાન્ત વિચાર ગીતાના સિદ્ધાંતને અનુસરતા છે; પાછળથી થયેલા વેદાન્તના સિદ્ધાન્તોને મળતા નથી.

**મોક્ષ વિચાર.** જુદાં જુદાં દર્શનોના મુક્તિ મેળવવાના માર્ગ કાલિદાસને માલમ છે અને એ પોતે એવું મત ધરાવે છે કે એ બધા માર્ગ ભિન્નભિન્ન છે છતાં આખરે એક ફળને આપે છે.

बहुधाप्यागमैर्भिन्नाः पंथानः सिद्धिहेतवः
त्वय्येव निपतन्त्येशा जान्हवीया इवार्णवे. રઘુ. ૧૦-૨૬.

અહિં સિદ્ધિનો વિલક્ષણ અર્થ છે, અને બીજા દર્શનોમાં મોક્ષના વિચારો વિલક્ષણ છે. વેદાન્તના સૂત્રમાં જેને મોક્ષ કહે છે તેમાં અને કાલિદાસના મોક્ષમાં કંઇ ફેર છે. ગીતાના સામાન્ય સિદ્ધાન્તને અનુસરીનેજ કાલિદાસ લખે છે કે

त्वय्यावेशितचित्तानां त्वत्समर्पितकर्मणां ।
गतिस्त्वं वीतरागाणाममूयः सन्निवृत्तये ॥ १०-२६.

અર્થાત્ કર્મનું બંધન છુટી ગયા પછી જીવને પુનર્જન્મ લેવો પડતો નથી. કાલિદાસનો શ્રદ્ધાભક્તિનો આ સિદ્ધાન્ત બીજાં દર્શનોના સિદ્ધાન્તથી ભિન્ન છે.

**સાંખ્ય શાસ્ત્ર.** કાલિદાસના વેદાન્ત વિચારોને સાંખ્યશાસ્ત્રની સાથે સરખાવતાં જણાશે કે સાંખ્યના શુદ્ધ સિદ્ધાન્તો એમના કાળમાં નહોતા, પરંતુ તેમાં ઘણાં રૂપાન્તર થઇ ગયાં હતાં.

नमस्त्रिमूर्तये तुभ्यं प्राक्सृष्टेः केवलात्मने ॥
गुणत्रयविभागाय पश्चाद्भेदमुपेयुषे ॥ કુમાર. ૨-૪.

આ શ્લોકપરથી જણાય છે કે રજ, તમ, અને સત્વ એ ત્રણ ગુણવિભાગ એ સ્વીકારે છે અને તેને આ જગતનું કારણ માને છે.

એટલું તો છે કે એ એક પુરૂષને સ્વીકારે છે. રઘુવંશમાં લખે છે કે

रसान्तराण्येकरसं यथा दिव्यं पयोश्नुते ॥
देशेदेशे गुणेष्वेवं अवस्थात्वमविक्रियः ॥ १०-१७.

પ્રકૃતિથી પુરૂષ ભિન્ન છે. ત્રણે ગુણોની સ્વાભાવિકી સામ્યાવસ્થાને પ્રકૃતિ કહેવાય છે. પુરૂષ જાતે પ્રવૃત્તિ કરતો નથી પરંતુ પ્રકૃતિની પ્રવૃત્તિમાં એનું સાન્નિધ્ય જોઇએ છીએ. સાંખ્યમત પ્રમાણે પ્રકૃતિ અને પુરૂષ કેવળ ભિન્નજ છે; પરંતુ કાલિદાસ પ્રકૃતિ અને પુરૂષને એક જેવાં માને છે.

त्वामामनंति प्रकृतिं पुरुषार्थप्रवर्तिनीम् ।
तद्दर्शिनमुदासीनं त्वामेव पुरुषं विदुः કુમાર. ૨-૧૩.

આ શ્લોકમાં કાલિદાસ સાંખ્યસિદ્ધાન્તની પરિભાષા સ્વીકારે છે, પરંતુ પ્રકૃતિ તથા પુરૂષ એ બન્ને ભિન્ન છે, એ સિદ્ધાન્તથી જુદોજ અભિપ્રાય આપે છે. એ ઉપરથી જણાય છે કે સાંખ્યના આ સિદ્ધાન્તમાં કાલિદાસના વખતમાં કાંઇ ફેરફાર થઇ ગયો હશે.

**ન્યાય.** કાલિદાસના વખતમાં **સાંખ્યનાં** તર્ક પ્રમાણો તો બરાબર જાણવામાં હતાં. રઘુના ૧૦-૨૮ માં લખે છે કેઃ—

प्रत्यक्षोप्यपरिच्छेद्यो मह्यादिर्महिमा तव ।
आप्तवागनुमानाभ्यां साध्यं त्वं प्रति का कथा ॥

કાલિદાસ ત્રણ જાતનાં પ્રમાણો સ્વીકારે છે; **પ્રત્યક્ષ, અનુમાન** અને **આપ્તવાક**. આ ત્રણ પ્રમાણોમાં ઉપમાન એ પ્રમાણ પાછળથી **નૈયાયિકોએ** ઉમેરેલું છે અને **અર્થાપત્તિ** એ **મિમાંસકોએ** ઉમેરેલું છે. કાલિદાસના વખતમાં માત્ર કપિલનું સાંખ્યજ પ્રચલિત હતું; ઉપમાન કે **અર્થાપત્તિ** એ કાળમાં જાણવામાં ન હતાં. રઘુવંશના ૧૩ મા સર્ગમાં अथात्मनः शब्दगुणं गुणज्ञः એ શ્લોકમાં **શબ્દગુણ** એજ એકલો ન્યાયનો શબ્દ જોવામાં આવે છે. માટે એ **સાંખ્યવાળાઓમાંથી** કાલિદાસે લીધો હશે. ન્યાયના સિદ્ધાન્તો એ વખતે પ્રચલિત હોય એમ જણાતું નથી; કારણ કે કોઇ પણ સ્થળે કાલિદાસે ન્યાયના શબ્દો વાપર્યા નથી.

**યોગ.** કાલિદાસ પોતાનાં પુસ્તકોમાં યોગનાં ઉદાહરણો આપે છે.

वार्द्धके मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम् રઘુ. ૧-૪.
योगनिद्रान्तविशदैः पावनैरवलोकनैः રઘુ. ૧૦-૧૪.
अभ्यासनिगृहीतेन मनसाहृदयाश्रयम् ।
ज्योतिर्मयं विचिन्वंति योगिनस्त्वां विमुक्तये રઘુ. ૧૦-૨૩.
जाने विसृष्टां प्रणिधानतस्त्वां मिथ्याप्रवादक्षुभितेन भर्त्रा રઘુ. ૧૪-૭૨.
सती सती योगविसृष्टदेहा तां जन्मने शैलवधूं प्रपेदे ॥ કુમાર. ૧-૨૧.
योगात्स चान्तः परमात्मसंज्ञं दृष्ट्वा परं ज्योतिरुपारराम ॥ કુમાર. ૩-૫૮.

આ ઉપરથી જણાય છે કે કાલિદાસના વખતમાં મોક્ષ મેળવવાના એક સાધનરૂપ **યોગાભ્યાસ** કરવામાં આવતો. ત્રીજા તથા ચોથા શતકની પેઠે તાંત્રિકવિદ્યા તરીકે **યોગનો** ઉપયોગ ન હતો.

**સૃષ્ટિની ઉત્પત્તિ સંબંધી વિચારો.** કાલિદાસનાં કાવ્યોમાં કેટલાએક સૃષ્ટિની ઉત્પત્તિ વિષેના ઇશ્વર સંબંધી વિચારો **પુરાણોના** અને **સ્મૃતિઓના** વિચારો સાથે મળતા આવે છે, પરંતુ તે ઘણા વિલક્ષણ છે.

यदमोघमपामन्तरुप्तबीजं अजस्त्वया ।
अतश्चराचरं विश्वं प्रभवस्तस्य गीयते. કુમાર. ૨-૫.

આની સાથે **મત્સ્યપુરાણના** અને **શિવપુરાણના** શ્લોકો મળતા આવે છે.

अपएव ससर्जादौ तासु बीजमवासृजत्. મનુ. ૧-૮.
त्वया यत्क्षिप्तममलं बीजं जलधिसंचये ॥ કુમાર. ૨.
વળી स्त्रीपुंसावात्मभागौ ते भिन्नमूर्तेः सिसृक्षया ॥ કુમાર. ૨-૭.
द्विधाकृत्वात्मनोदेहमर्धेन पुरुषोऽभवत् ॥ મનુ. ૧-૩૨.

**સ્મૃતિ**ઓમાં કાલિદાસ **મનુસ્મૃતિ**ને ઘણું અનુસરે છે એ આ ઉપરથી સ્પષ્ટ જણાય છે. કાલિદાસના કુમારસંભવના અને **શિવપુરાણ**ના ઘણા ખરા શ્લોકો મળતા આવે છે, તથા **બાણભટ્ટ**કૃત **પાર્વતીપરિણય**ના અને કાલિદાસના કુમારના શ્લોકો પણ ઘણા મળે છે,* ઇત્યાદિ કારણોથી કાલિદાસના સમયમાં કેટલાંએક પુરાણો હશે ખરાં એમ મનાય છે. પુરાણો બધાં નવાંજ છે એમ કંઇ નથી. **વેદવ્યાસે** અરાઢ પુરાણ લખ્યાં છે એવું આપણામાં મનાતું આવ્યું છે; પરંતુ એ વાત એટલે અંશે ન સ્વીકારતાં કેટલાંએક પુરાણોની પુરાણતા તો આપણે સ્વીકારવી પડે છે. અલબત પાછળથી લખાએલાં કેટલાંએક પુરાણો પણ **વેદવ્યાસ**ને નામે ચાલે છે એટલે પુરાણ વિષય ઉપર આવી શંકાનો અવકાશ રહે છે, પરંતુ ખરૂં જોતાં કેટલાંએક પુરાણો ઘણાં જુનાં છે.† **શિવપુરાણ** આવાં જુનાં પુરાણમાંનું એક હશે, અથવા તો ઉભયને સામાન્ય એવા કોઇ ગ્રંથ ઉપરથી બંનેએ આધાર લીધો હશે.

ઉપર આપણે કાલિદાસના સમયના **વેદાન્ત**વિચારોને **ભગવદ્ગીતા**ના, **સ્મૃતિ**ઓના, **પુરાણો**ના, તથા બીજાં દર્શનોના વિચારોનીસાથે સરખાવ્યા; હવે તેવા વિચારો કયા કાળમાં પ્રચલિત હતા તે વિષે વિચાર કરીશું. **ભગવદ્ગીતા** એ ઘણો જુનો તથા પ્રસિદ્ધ ગ્રંથ છે. **વૈદિકક્રિયા**ઓ લોકોના મોટા સમુદાયને કંઇક અરૂચિકર લાગવા માંડી તેથી લોકવૃત્તિને કોઇ જુદા માર્ગની અપેક્ષા જણાવા લાગી. આ અપેક્ષા **ભગવદ્ગીતા**એ, કપિલના સાંખ્યે તથા **બુદ્ધધર્મે** પૂર્ણ કરવા માંડી. **ભગવદ્ગીતા**એ **શ્રદ્ધા**નો માર્ગ દર્શાવવા માંડયો. બધા સિદ્ધાન્તોને **શ્રદ્ધા** અને **ભક્તિ**માર્ગને રસ્તે ઉતારવાનો પ્રયત્ન થવા માંડયો. ત્યાર પછી **સાંખ્ય**ના **પ્રકૃતિ** પુરૂષના સિદ્ધાન્તો આરંભાયા; પરંતુ આ સિદ્ધાન્તો લોકોને રૂચ્યા નહીં

---

* **પાર્વતીપરિણય**ના ભાષાન્તરની પ્રસ્તાવના.

† **ભર્તૃહરી** શતકની મિ. **તીલંગ**ની પ્રસ્તાવના. **સેક્રેડબુકસ** ઓફ ઇસ્ટ. (ભગવદ્ગીતા) પ્રસ્તાવના. ૧૪.

કારણ કે તેમાં કંઇક નાસ્તિકતાનો અંશ જણાવા લાગ્યો. એટલે તે વખતે યોગનો આરંભ થયો. આ બધા સમય સુધી ગીતાના સિદ્ધાન્તો વધારે વધારે લોકપ્રિય થતા ગયા. કેટલાએક વિદ્વાનો તો એવું મત બાંધે છે કે ગીતાના સિદ્ધાન્તોનો સમય યોગ અને સાંખ્યની પછીનો કલ્પી શકાય. આ વખતે સ્મૃતિઓના જગતની ઉત્પત્તિના સિદ્ધાન્તો પણ ચાલવા લાગ્યા અને ત્યાર પછીના કાળમાં પુરાણકારોએ સ્મૃતિના વિચારો ઉપાડી લઇ ગ્રંથોમાં તેનો વિસ્તાર કરવા માંડયો. આ જ કાલિદાસના સિદ્ધાન્તોનો સમય છે. ત્રીજા તથા ચોથા શતકમાંના તાંત્રિક વિચારોનું તથા છઠ્ઠા શતકમાંના વેદાન્તના વિચારોનું એમનામાં સંમેલન થયેલું નથી.

## મેઘદૂત.

तेषां दिक्षु प्रथितविदिशालक्षणां राजधानीं
गत्वा सद्यः फलमविकलं कामुकत्वस्य लब्ध्वा ।
तीरोपान्तस्तनितसुभगं पास्यसि स्वादु यत्त-
त्सभ्रूभंगं मुखमिव पयो वेत्रवत्याश्चलोर्मि ॥ २५ ॥

ઉપરના શ્લોકમાં દશાર્ણદેશની વિદિશા નામની રાજધાનીનું કાલિદાસ વર્ણન કરે છે. આ વિદિશામાં માલવિકાગ્નિમિત્રનો અગ્નિવર્ણ રાજા રાજ કરતો હતો. આગળ આપણે જણાવી ગયા છીએ કે અશોક અને પુષ્પમિત્રની પછી મગધરાજ ભાગવા માંડયું. ઇ૦ સ૦ ૧૪૯ માં રૂદ્રદમન ઘણો પ્રબળ રાજા થયો હતો તથા કાઠીઆવાડ તેના કબજામાં હતુ. આ વખતે વિદિશામાં નવું રાજ સ્થપાયું હશે. ઇ૦ સ૦ ૧૩૩ માં ક્ષત્રપ રાજાઓ ઉજ્જયિનીમાં રાજ્ય કરતા હતા. કાલિદાસે જે વર્ણન કરેલું છે તે ઉજ્જયિની જે વખતે પરદેશીઓથી જીતાયું ન હતુ, તથા વિદિશામાં સ્વતંત્ર રાજ્ય હતુ તે વખતનું હોવું જોઇએ. આ કાળ પછી આપણે વિદિશાનું નામ સાંભળતા નથી. હુએનત્સંગ પણ એનું નામ લખતો નથી; એટલે એમ અનુમાન થાય છે કે કાલિદાસના વખતમાં (ઇ. સ. પૂ. ૧૦૦માં) એ નગરમાં સ્વતંત્ર રાજ્ય હશે, પરંતુ પાછળથી પડી ભાગતાં આ ચીનાઇ મુસાફરના વખતમાં તેનો નાશ થયો હશે. કવિએ જે વાસવદત્તાની વાત મેઘદૂતમાં લખેલી છે તેનું પતંજલિએ પણ પોતાના ગ્રંથમાં સૂચન કરેલું છે કે,—वासवदत्ता सुमनोत्तरा । न च भवति। विदिशाया अदूरं वैदिशम्। महाभाष्य। (૪-૨-૭૦) એ સૂત્રમાં વિદિશાનું પણ સૂચન કરેલું છે.

## શાકુન્તલ.

આ નાટકમાં આપેલું રાજાનું તથા તેની રાજસભા વગેરેનું વર્ણન મેગેસ્થનીસે આપેલાં વર્ણન સાથે ઘણે અંશે મળે છે. 'યવનીઓ રાજાઓનાં ધનુષને પાસે રાખી મુકે છે તથા જ્યારે જોઇએ ત્યારે પાછાં આપે છે. રાજા રાજ્યની સામાન્ય દેખરેખ માટે તથા દિવાની કજીઆ પતાવવા માટે દરબારમાં બેસે છે. દિવાની કજીઆઓના સંબંધમાં અધિકારિઓ રાજાને ગમે તે વખતે મળવા જાય છે. રાજાઓ કોઇ કોઇ વખત પોતાનું લશ્કર લઇ યવની સાથે રથમાં બેશી મૃગયાએ જાય છે. વળી માંડળીક રાજાઓ તથા પ્રાંતોના સુબાઓ સુંદર સ્ત્રીઓની રાજાને ભેટ મોકલે છે.' એ વગેરે વૃત્તાન્ત **માલવિકાગ્નિમિત્ર**, **વિક્રમોર્વશીય** અને **શાકુન્તલ**ના વૃત્તાન્ત સાથે મળે છે.

चीनांशुकमिव केतोः प्रतिवातं नीयमानस्य.

એ ઉપરથી જણાય છે કે **હિન્દુસ્તાન**ની અને **ચીન**ની વચ્ચે વ્યાપારનો વ્યવહાર ચાલતો હશે. ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં **બુદ્ધધર્મ**નાં પુસ્તકો **ચીન**માં લઇ જવામાં આવ્યાં હતાં, એટલે તે વખત પેહેલાં પણ જવા આવવાનો વ્યવહાર ચાલતો હતો અને વેપારીઓ પણ આવજા કરતા હતા, એવું 'સમુદ્ર વ્યવહારી સાર્થવહ' એ **શાકુન્તલ**ના વાકયપરથી જણાય છે.

**કાયદાની સ્થિતિ.** હવે **કાલિદાસ**ના સમયમાં કાયદાનું બંધારણ કેવું હતું તે જોઇએ. **શાકુન્તલ**ના છઠ્ઠા અંકમાં મુખ્ય પ્રધાન પોતે ચુકાદો આપેલા કજીયાનો રીપોર્ટ કરતાં લખે છે કે, "કોઇ વાહાણવટી **ધનમિત્ર** નામે શેઠ વાહાણમાં બેશી જતો હતો, તેટલામાં તોફાન લાગવાથી વાહાણની સાથે ડુબી મુવો છે. એ બીચારાને પેટ કંઇ સંતાન નથી માટે એનું દ્રવ્ય ધર્મશાસ્ત્ર પ્રમાણે સરકારમાં આવવું જોઇએ." એ પ્રમાણે પ્રધાન લખે છે તે ઉપરથી રાજા કહે છે કે, "મોટો ધનવાન છે માટે મને લાગે છે કે એને સ્ત્રીઓ પણ બહુ હશે ખરી. તજવીજ કરો, કે એની સ્ત્રીઓમાંની કોઇ ગર્ભિણી છે? છોકરૂં પેટમાં હોય તો પણ તેને બાપની મિલકતના વારસાનો હક્ક છે. જા જઇને પ્રધાનને કહે કે આ પ્રમાણે રાજાનો નિર્ણય છે.'

આ ઉપરથી તે વખતના વારસાના કાયદાની (law of inheritance ની) કેવી સ્થિતિ હતી તે જણાઇ આવે છે. એ વખતે ધણીની મિલકત કાયદા પ્રમાણે તેની વિધવાને મળતી નહતી, કારણ કે તેની

વિધવા છે કે નહીં, એવી તપાસ કરાવ્યાને બદલે, રાજા તેની કોઈ સ્ત્રીને ગર્ભ છે કે નહીં, તેનો શોધ કરાવે છે. મરનારને જો ગર્ભમાં પણ પુત્ર હોય તો તે તેનાં માતપિતાનો વારસ ગણાય અને તેમ પણ નહોય તો ધન રાજદરબારમાં જાય, એવો હજુર કોર્ટનો ચુકાદો હતો. પ્રધાને આટલી બારીકીથી તપાસ નહિ કરતાં માત્ર એટલીજ તપાસ કરાવી હશે કે એ વાણીયાને પુત્ર છે કે નહિ. પુત્ર નથી, એવી ખબર મળતાં સઘળું દ્રવ્ય રાજ્યભંડારમાં મોકલાવી દેવાનો હુકમ કર્યો હશે. આ સ્થળે કાલિદાસે કાયદાની બારીકીની એક તકરાર ઉભી કરી છે તે એકે, છોકરો નહોય તો દ્રવ્ય રાજભંડારમાં જાય, પણ ગર્ભમાં પુત્ર હોય તો શું કરવું ?

આનો નિર્ણય રાજા ઉપર કહ્યા પ્રમાણે આપે છે કે, ગર્ભમાં પુત્ર હોય તો વારસો તેને મળે. આ બારીકીનો નિર્ણય મેઇનના હિન્દુ લૉના. ૫૪૪ મે પાને લખી વિ. ભૈરવ વગેરે મુકદ્દમામાં આવીજ રીતે થયેલો છે. કાલિદાસને પોતાના સમયના કાયદાની સ્થિતિ યથાસ્થિત જાણવામાં હશે. વિધવાને પોતાના ધણીની મિલકત ઉપર હક નથી, પરંતુ ગર્ભમાં રહેલા પુત્રનો પિતાની મિલકત ઉપર હક છે, એ કાલિદાસના સમયના ન્યાયની સ્થિતિ સૂચવે છે એમાં શંકા નથી.

મનુ, આપસ્તંબ અને વસીષ્ટ, વિધવાને એના સ્વામીની વારસ તરીકે સ્વીકારતા નથી.* નારદ, વિધવાને ભરણપોષણનો અધિકાર છે એમ જણાવે છે. કાત્યાયન એમ કહે છે કે અમુક મિલકત એના ભરણ પોષણને માટે જુદી રાખવી જોઇએ અને બૃહસ્પતિ એનો વારસ તરીકેનો હક સ્વીકારી લખે છે કે, 'જેની સ્ત્રી જીવતી છે તેનું અર્ધું અંગ જીવે છે, અને જ્યારે અર્ધ અંગ જીવે છે ત્યારે બીજાને મિલકત કેવી રીતે મળી શકે ?' શંખ, લિખિત, અને યાજ્ઞવલ્કય પણ એનો હક સ્વીકારે છે. આ પ્રમાણે જોતાં વિધવાનો હક પાછળથી સ્વીકારવામાં આવ્યો છે એ સ્પષ્ટ જણાય છે. દુષ્યન્તની આગળ આવેલા કજીયામાં એણે વિધવાનો હક સ્વીકાર્યો નથી એ ઉપરથી શાકુન્તલને આપણે મનુ અથવા આપસ્તંબની પછીના અને બૃહસ્પતિઆદિની પહેલાંના કાળમાં મુકી શકીએ.

* મેઇન્સ હિન્દુલૉ. પા. ૫૭૬-૫૭૭.

નિચેના શ્લોકમાં દુષ્યંત જેવો અભિપ્રાય આપે છે તેવોજ નારદ અને કાત્યાયન પણ મત આપે છે.

'જેને જે સ્નિગ્ધ બંધુની પડે ખોટ પ્રજા મહીં,
તેનો તે બંધુ દુષ્યન્ત જાણો પાપ ન જો અડે.'
(ગ્ર. ઉ. ભા. ૧૨૨)

બૃહસ્પતિ ઇ૦ સ૦ પેહેલા શતકમાં થયા એવો નિર્ણય થયો છે* માટે શાકુન્તલ નાટકને તેની પેહેલાંના શતકમાં મુકી શકાય. આગળ આપણે કાલિદાસનો કાળ નિર્ણય કર્યો છે તે અને આ અનુમાન બરાબર મળે છે, માટે કાલિદાસનો કાળ ઇ૦ સ૦ પૂર્વે ૧ શતક હતો એમ નિશ્ચય થાય છે.

ઉપર આપણે દિવાની કાયદાની સ્થિતિ તપાસી ગયા હવે ફોજદારી કાયદા (criminal law)ની સ્થિતિ કેવી હતી તે જોઇએ.

છઠ્ઠા અંકના પ્રવેશકમાં પોલીસ, રાજાના નામાક્ષરોવાળી વિંટીના મુદ્દા સાથે માછીને પકડી આણે છે અને તેના ઉપર ચોરીનો આરોપ મુકે છે. આ અપરાધને માટે એ માછીને દેહાન્તદંડની શિક્ષા થશે એવું પોલીસ તથા શ્યાલકધારે છે. આ ઉપરથી જણાઇ આવે છે કે રત્નાદિ ભારે વસ્તુની ચોરી કરનાર ચોરને તે વખતે મોતની શીક્ષા કરવામાં આવતી હતી. આ મણિજડિત વિંટી રાજાની છે માટે એને મરણની શિક્ષા થવી જોઇએ એમ તેમનું અનુમાન નથી, પરંતુ એ અપરાધની સામાન્ય શિક્ષા એજ છે એમ એ માને છે.

મનુના વખતથી તે યાજ્ઞવલ્કયના સમય પર્યંત ચોરીને માટે કેવી શિક્ષા ધર્મશાસ્ત્રોમાં લખેલી છે તે તપાસતાં માલમ પડે છે કે, રત્નાદિ મોંઘી વસ્તુની ચોરીની શિક્ષા, મનુના વખતમાં દેહાન્ત દંડ હતો, અને ત્યાર પછીના સ્મૃતિકારોના વખતમાં એ શિક્ષામાં ઘટાડો થતાં થતાં આખરે દંડની શિક્ષા ઉપર વાત આવી રહી. મનુ લખે છે કેઃ—

पुरुषाणां कुलीनानां नारीणां च विशेषतः ।
मुख्यानां चैव रत्नानां हरणे वधमर्हति ॥ ८-३२३.

આપસ્તંબ પણ કહે છે કે 'આવા ચોરને દેહાન્તદંડ દેવો જોઇએ.' બૃહસ્પતિ લખે છે કે, પુરૂષ, સ્ત્રી, સુવર્ણ, રત્ન, બ્રાહ્મણની અથવા દેવતાની

---

* જ્યુલીયસ જયોલીસ નારદ અને બૃહસ્પતી, પા. ર૭૫.
વેસ્ટ અને બ્યુલર પા. ૪૪૮.

મિલકત અથવા રેશમ આદિ કિંમતી વસ્તુ ચોરનારને ચોરીના માલની કીંમત જેટલો અથવા બમણો દંડ કરવો. અપરાધ ફરીથી ન કરે તેટલા માટે એને દેહાન્ત દંડ પણ દેવો. યાજ્ઞવલ્કય લખે છે કે આવા ચોરને દેહાન્ત દંડ દેવો, પરંતુ તેવી શિક્ષા કરતા પેહેલાં અધિકારીએ, દેશ કાળ, અપરાધીનું વય, તેની શરીરપ્રકૃતિ, વગેરેનો વિચાર કરી શિક્ષા આપવી.

મનુ અને આપસ્તંબના વખતમાં રત્નાદિની ચોરીને માટે દેહાન્ત દંડ આપવામાં આવતો હતો; પરંતુ જેમ જેમ કેળવણીનો પ્રસાર થતો ગયો તેમ તેમ જાન માલનું રક્ષણ કરવાનાં સાધનોમાં વૃદ્ધિ થતી ગઇ અને દેહાન્તદંડ, એ ચોરીને માટે ઘણી સખત શિક્ષા ગણાવા લાગી, તેથી પાછળથી દેશ અને કાળ પ્રમાણે દેહાન્ત દંડની શિક્ષા કરવી એવું નક્કી થયું. આ ઉપરથી જણાય છે કે કાલિદાસ ચોરીને માટે પોતાના કાળમાં ચાલતી જે શિક્ષા જણાવે છે તે બૃહસ્પતિના કાળની પેહેલાંની છે. બૃહસ્પતિ* ઇ. સ. પેહેલા શતકમાં થઇ ગયા હતા માટે કાલિદાસ પણ તે પેહેલાં, અર્થાત્ ઇ. સ. પૂર્વે પેહેલા શતકમાં થયા હતા.

એ સિવાય પોલીસ માછી વગેરે પાત્રોની ભાષા માગધી છે. અશોકના લેખો ઉપરથી વિદ્વાનો એવા નિર્ણય ઉપર આવે છે કે, ઉત્તર હિન્દુસ્તાનમાં તે વખતે એજ ભાષા બોલાતી હતી, પરંતુ તેમાં ઘણો ખરો ફેરફાર જોવામાં આવતો હતો. આ અશોકના વખતમાં માગધી ભાષા બોલાતી હતી, અને ત્યાર પછી પણ એકાદ બે શતક સુધી તેવો પ્રચાર ચાલુ રહ્યો હશે, એટલા માટેજ કાલિદાસ એવાં પાત્રોના મુખમાં માગધીભાષા મુકે છે.

## मालविकाग्निमित्र.

આ નાટકનું વસ્તુ બીજા નાટકોની પેઠે ઐતિહાસિક છે. સુંગ વંશના પુષ્પમિત્ર રાજાએ ઇ. સ. પૂર્વે ૧૮૩માં મૌર્ય વંશના છેલ્લા રાજાને મારીને મગધનું રાજ્ય લઈ લીધું હતું. પુષ્પમિત્રનો પુત્ર અગ્નિમિત્ર જે આ નાટકનો નાયક છે, તે વિદિશા નગરીમાં રાજ્ય કરતો હતો. માલવિકા માધવસેનની બેહેન થતી હતી. આ માધવસેન અને યજ્ઞસેન વચ્ચે ગાદીને માટે વાંધો ઉઠયો. યજ્ઞસેને કાશીનું સઘળું રાજ્ય પોતાને સ્વાધીન કરી લીધું. પોતાના પ્રાણ

---

* દત્ત્સ ઇન્ડીયા–૩–૨૫.

બચાવવાને માટે **માધવસેન** પોતાની બેહેન **માલવિકાને** લઈ **સુમતી** પ્રધાનની સાથે ત્યાંથી નાશી છુટયો. પરંતુ રાજ્યની સીમા ઓળંગતાં ઓળંગતાં **યજ્ઞસેનના** સેનાપતિએ તેને પકડયો અને **માલવિકા** નાશી જવા પામી.

**મૌર્ય** વંશના રાજાઓનો મુખ્ય પ્રધાન, જે **યજ્ઞસેનનો** સાળો થતો હતો તેને **અગ્નિમિત્રે** બંધીખાનામાં રાખ્યો હતો અને **માધવસેનને** **યજ્ઞસેને** કેદમાં નાખ્યો હતો. આથી જ્યારે **અગ્નિમિત્રે** **યજ્ઞસેનને** કાહાવ્યું કે **માધવસેનને** તમારે છોડી મુકવો ત્યારે એણે ઉત્તર આપ્યો કે 'તમે જો મારા સાળાને છોડી મુકશો તો હું **માધવસેનને** છોડીશ.' આથી **અગ્નિમિત્રને** ક્રોધ ચઢયો, તેથી તેણે **વિદર્ભદેશ**પર લશ્કર મોકલી આખો દેશ જીતી લીધો અને પછીથી બંને ભાઈઓને રાજ્ય વેહેંચી આપ્યું.

આ ઉપરથી આપણે **કાલિદાસને**, **સુંગવંશના** પેહેલા રાજાની પાછળ થયેલા **અગ્નિમિત્રની** સાથે કિંવા તેની પાછળ મુકી શકીએ. ઘણું કરીને **કાલિદાસ** **અગ્નિમિત્રની** પછી થયા હશે અને થોડાં વર્ષ ઉપર થઇ ગયેલા **અગ્નિમિત્રરાજાનો** તમામ વૃત્તાંત એમના લક્ષમાં હોવાથી એને નાયક લઇ પોતાનું પ્રથમ નાટક એ કવિએ રચ્યું હશે.

ઇ. સ. પૂર્વે ૧૮૦ માં **વિદર્ભ** રાજ્ય સ્વતંત્ર હતું. **અશોકના** લેખોમાં એના છત્રનો આશ્રય લેનારી ૧૪ જુદી જુદી પ્રજાઓનાં નામ છે તથા કેટલીએક સ્વતંત્ર પ્રજાઓનાં નામ પણ આપેલાં છે. પાંચમા લેખમાં, યવન, **કામ્બોજ**, **ગાંધાર**, **રાષ્ટ્રીક**, **પીત્તનીક**, વગેરે પ્રજાઓનાં નામ છે. **૧૩માંમાં**, **વીસ**, **વજ્જી**, **યવન**, **કામ્બોજ**, **નભાક**, **ભોજ**, **પિત્તિનીક**, **આંધ્ર**, **પુલીન્દ**, વગેરેનાં પણ નામ આપેલાં છે. આ લેખોમાં **અશોક** પોતાની સત્તા નીચેની પ્રજાઓનાં નામ આપે છે, કે તેના રાજ્યથી સ્વતંત્ર રહેલી પ્રજાનાં નામ આપે છે, તે સ્પષ્ટ સમજાઇ શકતું નથી. **માલવિકાગ્નિમિત્ર** ઉપરથી આપણને સમજાય છે કે **વિદર્ભરાજ્ય** તે વખતે સ્વતંત્ર હતું અને **મૌર્ય** વંશના તથા **વિદર્ભદેશના** રાજાઓને મૈત્રી પણ હતી. **પુષ્પમિત્રે** **મૌર્ય** રાજાને મારી ગાદી લઇ લીધી એટલે એનો પુત્ર, **વિદર્ભરાજાને** પોતાનો નિસર્ગશત્રુ ગણે એ સ્વાભાવિક છે, કારણ કે જે **મૌર્ય** રાજાની ગાદી **પુષ્પમિત્રે** લીધી હતી તેને **વિદર્ભ** સાથે મૈત્રી હતી. જ્યારે **વિદર્ભરાજા** **યજ્ઞસેન** 'મારા સાળાને છોડશો તો હું **માધવસેનને** છોડીશ.' એવા અર્થનો

---

* આર્કયોલોજીકલ સરવે—વો—૨—પા. ૪૧.

પત્ર અગ્નિમિત્ર ઉપર મોકલે છે, ત્યારે અગ્નિમિત્ર એને 'પ્રકૃત્યમિત્ર' સ્વાભાવિક શત્રુ ગણે છે. આ પ્રમાણે જો આપણે મૌર્ય અને વિદર્ભ રાજાઓની મૈત્રીની વાત સ્વીકારીએ તો અશોકે આવી પ્રબળ પ્રજાનું નામ પોતાના લેખમાં શા માટે ન હોતું લખ્યું તેનું કારણ સ્પષ્ટ જણાઇ આવે છે કે એ તેના છત્રનો આશ્રય લેનાર પ્રજા ન હતી.

વળી સિન્ધુ નદીની ખીણુના પ્રદેશમાં યવનો આ વખતે સંસ્થાન કરી રહ્યા હતા એવું જણાવેલું છે. આ વિષય ઉપર આપણે આગળ વિવેચન કરી ગયા છીએ. એ સિવાય પ્રથમ અંકમાં વાપરેલો तंत्रकार એ શબ્દ ખાસ ધ્યાનમાં લેવા જેવો છે. જ્યારે અગ્નિમિત્ર વિદર્ભદેશ ઉપર લશ્કર મોકલવાનો નિશ્ચય કરે છે ત્યારે પોતાના પ્રધાનનો અભિપ્રાય પુછે છે. પ્રધાન કહે છે કે 'अचिराधिष्ठितराज्यशत्रु' થોડા વખતથી ગાદી ઉપર આવેલા શત્રુને ઉખેડી નાંખવો એ સેહેલું છે. તેના જવાબમાં રાજા કહે છે કે अवितथं तंत्रकारवचनम्; આમાં તંત્ર એ શબ્દનો અર્થ પંચતંત્રમાંના અર્થને મળતો છે. આ સિવાય મેગેસ્થનીસે આપેલું રાજાઓના દરબારનું વર્ણન, તથા સરદારો રાજાઓને સુંદર સ્ત્રીઓ ભેટ મોકલતા તે વાત પણ આમાં મળતી આવે છે. માલવિકા અગ્નિવર્ણના ઉપર ભેટ તરીકે મોકલવામાં આવી હતી એ સ્પષ્ટ છે.

## विक्रमोर्वशीय.

આ નાટકમાંથી ઘણાં થોડાં પ્રમાણુ ઉપલબ્ધ થાય છે. કાલિદાસનું ખગોળનું જ્ઞાન સૂચવતા 'રોહિણી સંયોગ' વિશાખા સહિત ચંદ્ર, વગેરે દૃષ્ટાન્તોનું અવલોકન આપણે આગળ કરી ગયા છીએ. એ સિવાય 'વિનય એજ વિક્રમનું ભૂષણ છે' 'વિક્રમોર્વશીય નાટક' ઇત્યાદિ કાલિદાસ અને વિક્રમનો સંબંધ દર્શાવનારાં પ્રમાણો આગળ સૂચવી ગયા છીએ. યવનીઓ રાજાની ધનુર્ગ્રાહિણી હતી, તે પણ આગળ કહી ગયા છીએ. માત્ર ફોજદારી કાયદાની સ્થિતિ સંબંધે શાકુન્તલમાં જેવાં ઉદાહરણો છે તેવું આમાં પણ એક છે, એ બાબતનો વિચાર કરવાનો બાકી છે.* પાંચમા અંકમાં બાજપક્ષી રાજાનો સંગમનીય મણી ચોરી ગયો છે ત્યાં રાજા કહે છે કેઃ—

માગતો મૃત્યુ પોતાનું ક્યાં છે વિહગતસ્કર,
પે'લાં ચોરી કરી જેણે નિજરક્ષકમંદિર.

---

* જુવો પ્રસ્તાવના પાનું ૯૩-૯૪.

આ શ્લોકમાં પણ પોતાના શેઠને ઘેરથી ચોરી કરનારને મો'તનીજ સજા થવી જોઇએ એવું સૂચન કરેલું છે અને શાકુન્તલમાં પણ તેમજ છે; એટલે આપણે આગળ જણાવી ગયા છીએ તેમ કાલિદાસના વખતમાં મનુ અને આપસ્તંબના કાયદાનો અમલ થતો હતો એ વાતને વિશેષ આધાર મળે છે. આ કયા કાળના કાયદાની સ્થિતિ હતી તે આપણે આગળ શાકુન્તલનું અવલોકન કરતાં જણાવી ગયા છીએ. ઋતુસંહારમાંથી આપણને કંઇ પણ પ્રમાણો મળી આવતાં નથી. કાલિદાસના વખતમાં વૈભવ વગેરેનાં સાધનો જોઇએ તેવાં હતાં એવું એમાંથી પ્રતીત થઇ શકે છે, કારણ કે ભિન્નભિન્ન ઋતુઓમાં સુખને અર્થે અનેક વૈભવનાં સાધનો દર્શાવેલાં જણાય છે.

આ પ્રમાણે બાહ્ય તથા આંતર પ્રમાણો તપાસી આપણે એવા નિશ્ચય ઉપર આવીએ છીએ કે ઇ૦ સ૦ પૂર્વે ૫૬માં સંવતનો આરંભ કરનાર વિક્રમરાજાના દરબારમાં આપણા મહા કવિ કાલિદાસ થયા હતા.

## ઇ૦ સ૦ પૂર્વે ૮૦૦.

હિપોલાઇટ ફ્યુચી સાહેબ એવો અભિપ્રાય આપે છે કે કાલિદાસ અગ્નિવર્ણની પછી ગાદીએ આવેલી રાણીના પુત્રના સમયમાં, એટલે ઇ૦ સ૦ પૂર્વે ૮૦૦ વર્ષ ઉપર થયા હતા. કાલિદાસે રઘુવંશ કાવ્ય લખવા માંડયું હશે ત્યારે કંઇક ઉદ્દેશ એમના લક્ષમાં હશે. કાંતો આખો ઇક્ષ્વાકુવંશ વર્ણવવાનો હેતુ હશે, કિંવા પોતાના વખતમાં રાજ્ય કરતા કોઇ રાજાની પ્રશંસા કરી, ઉક્ત વંશનો એની સાથે સંબંધ બતાવવાનો હશે. કાવ્યમાં આટલા બધા રાજાઓનું વર્ણન કરી જઇ આ સર્ગમાં કાલિદાસે રાણીને ગાદીએ બેસાડી કાવ્યનો અંત આણ્યો છે એમાં કંઇ પણ રહસ્ય સમાયેલું છે. વિષ્ણુપુરાણમાં લખેલું છે કે અગ્નિવર્ણની પછી ઓછામાં ઓછા ૩૭ રાજાઓ ગાદી ઉપર આવેલા છે; તેમાંના કોઇનું વર્ણન ન કરતાં કાલિદાસે અગ્નિવર્ણના મરણ પછી

*તં भावाय प्रसवसमयाकांक्षिणीनां प्रजानामन्तर्गूढं क्षितिरिव नभोबीजमुष्टिं दधाना।
मौलैः सार्धं स्थविरसचिवैर्हेमसिंहासनस्था राज्ञी राज्यं विधिवदशिशद्भर्तुरव्याहताज्ञा॥

---

* શ્રાવણ માસમાં વાવેલાં બીજને ધારણ કરતી ભૂમિની પેઠે ગર્ભમાં કુમારને વહન કરતી તે રાણીએ ગાદીપર બેસી પ્રજાના હિતને અર્થે વૃદ્ધ કારભારીઓની મદદથી પોતાના સ્વામીનું રાજ્ય ચલાવવા માંડયું.

આ પ્રમાણે સગર્ભારાણીને ગાદી ઉપર બેસાડી કાવ્યની સમાપ્તિ કરી છે એ ઉપરથી એમ જણાય છે કે જે વખતે કાલિદાસ થયા હતા તે વખતે આ રાણી રાજ્ય કરતી હતી; કારણ કે જો તેમ નહોય અને આપણા કવિ ત્યાર પછીના સમયમાં થઇ ગયા હોય તો આ સ્થળે કાવ્યનો આવો શુષ્ક અંત આણે નહીં.

ઉપર દર્શાવેલાં કારણો એક રીતે સત્ય લાગે તેમ છે; પરંતુ ખરૂં જોતાં એમ સંભવે તેમ નથી. પ્રથમ તો રઘુવંશ સંપૂર્ણ છે કે નહીં તેને માટેજ વિવાદ છે. એના વાંચનારને સૂક્ષ્માવલોકન કરતાં માલમ પડશે કે ઓગણીસમો સર્ગ એના ઉપસંહારનો નથી, પરંતુ ચાલતા કથા પ્રવાહનો છે તથા અંતે આવતાં કથા અટકી પડે છે. બીજું એ કે સઘળાં કાવ્યોની જેવી પરિસમાપ્તિ હોય છે તેવી આની નથી. કાલિદાસ જેવો વિષયનો મનોહર રીતે આરંભ કરનાર તથા આશિર્વાદાત્મક સુખદ પર્યવસાન આણી વાચકવર્ગને આનંદ આપનાર સમર્થ કવિ, આ પ્રમાણે તોછડી રીતે રઘુવંશ જેવા પોતાના સર્વોત્કૃષ્ટ કાવ્યનો અંત આણેજ નહીં; માટે એ કાવ્ય અધુરૂં છે એમ માનવાને આપણને કંઇ પણ અડચણ નથી.* જો આ કાવ્ય અધુરૂં છે તો પછી કાલિદાસે બીજા રાજાઓનું વંશ વર્ણન કેમ ન લખ્યું એ પ્રશ્નનો અવકાશજ નથી રહેતો. વિવાદને અર્થે સ્વીકારીએ કે એ કાવ્ય સંપૂર્ણ છે, તોપણ આ વિચારને અનુમોદન મળતું નથી. કાલિદાસ અગ્નિવર્ણ પછી ગાદીએ બેઠેલી રાણીના ગર્ભમાંના કુમારના સમયમાં થયા હોય તો આખા ઇક્ષ્વાકુવંશનું આવું ભવ્ય અને મનોહર વર્ણન કરી પોતાના સમયના રાજાને માટે કંઇ પણ લખે નહીં એ સંભવીત નથી. જો આપણા કવિ એ કુમારના સમયમાં થયા હોત તો કુમારનો આશ્રય લઇ એવા મોટા પ્રસિદ્ધ વંશને એમની સાથે જોડી કાવ્યનું સુખદ પર્યવસાન આણત, પરંતુ આમાં તેમ થયું નથી. આખી પ્રજાને શોકગ્રસ્ત રાખી કવિ કાવ્ય બંધ કરે છે એ ઉપરથી જણાય છે કે કાલિદાસે આગળ કેટલાએક સર્ગો લખ્યા હશે, પરંતુ આપણા દુર્ભાગ્યે તે આપણને ઉપલબ્ધ થઇ શકયા નથી.†

---

* ડા. ભાઉ દાજીનો કાલિદાસનો નિબંધ. પા—૭. મિ. પંડીતનો રઘુવંશ. પ્રસ્તાવના. રોયલ એશીઆટીક સો. જરનલ (૧૮૬૧)

† રઘુવંશના ૪૯ સર્ગ છે એમ કહેવાય છે અને તેને માટે હજી શોધ ચાલે છે.

આ સિવાય ભાષા આદિનાં આંતર પ્રમાણોથી પણ આ વાત સિદ્ધ થઇ શકતી નથી. ભવભૂતિ ઇ૦ સ૦ આઠમા* શતકના આરંભમાં થયા હતા એ વાત તો નિર્વિવાદ સિદ્ધ થઈ ચુકી છે. હવે કાલિદાસ જો ઇ૦ સ૦ પૂર્વે ૭૫૦માં થયા એમ લઇએ તો એમના અને ભવભૂતિના વચ્ચે આશરે ૧૬૦૦ વર્ષનું અંતર ગણી શકાય. આટલાં બધાં વર્ષોના અંતરના પ્રમાણમાં બંને કવિઓની ભાષામાં પણ તેટલું અંતર પડેલું હોવું જોઇએ. લગભગ સોળસો વર્ષનું અંતર એ કંઈ થોડું ઘણું નથી. વેદકાળની ભાષામાં અને સાહિત્યગ્રંથોની ભાષામાં જેટલું ભિન્નત્વ છે તેટલું કિંવા તેથી કંઇક ઓછું અંતર, આ બંને કવિઓની શૈલીમાં પડવું જોઇએ; પરંતુ ખરૂં જોતાં તેમ નથી. બંને કવિઓની વિષયને કેળવવાની તથા રચના કરવાની રૂઢી એકજ સરખી છે. ભવભૂતિની શૈલીમાં જે કૃત્રિમતાનો પાશ છે, તેને માટે બંને કવિઓની વચ્ચે લગભગ છસેં વર્ષનું અંતરજ ધારી શકાય; એટલે કે ભવભૂતિ આઠમા શતકમાં થયા છે તો કાલિદાસને પેહેલા શતકમાં મુકી શકાય. આ ઉપરથી જણાશે કે કાલિદાસ ઇ૦ સ૦ પૂર્વે ૮૦૦ વર્ષ ઉપર થયા હશે એ વાત સંભવતી નથી.

આગળ આપણે ભિન્નભિન્ન મતમતાન્તરોનું અવલોકન કરી ગયા છીએ. વિક્રમસંવત કયારે આરંભાયો, વિક્રમના દરબારમાંનાં નવ રત્નમાં કાલિદાસ હતા કે નહીં, કાલિદાસ એજ માતૃગુપ્ત છે કે નહીં, કાલિદાસને આર્યભટ્ટની ખગોળનું જ્ઞાન હતું કે નહીં, દિંગ્નાગ અને નિચુલ કાલિદાસના સમકાલીન હતા કે નહીં, અને સાહિત્યનો પુનરૂજ્જીવનનો સમય તે કાલિદાસનો સમય હતો કે નહીં ઇત્યાદિ વિચારોનું નિરાકરણ કરી આપણે આખરે એવા મત ઉપર આવીએ છીએ કે ઇ૦ સ૦ પૂર્વે ૫૭ માં શકસંવતનો આરંભ કરનાર વિક્રમાદિત્યના દરબારમાં આપણા મહાકવિ થયા હતા. ડા૦ પિટરસન, સર વુલીયમ જોન્સ, રેવરન્ડ એસ બીલ, વગેરે વિદ્વાનો પણ આવાજ નિશ્ચયપર આવે છે. આજસુધી થયેલા શોધને આધારે તો આ મત આપણે સ્વીકારીશું. હવે પછી સદ્ભાગ્યે આપણને વિશેષ પ્રમાણભૂત સાધનો મળે તો એ મતમાં પણ ફેરફાર

---

* ડા. ભાંડારકર્સ રીપોર્ટ ઓન સં. મેન્યુસ્ક્રીપ્ટ. (૧૮૮૩-૮૪) ભાંડારકરની માલતીમાધવની પ્રસ્તાવના. મેક્ષમ્યુલર્સ ઈન્ડીયા. ૩૩૪. વેબર્સ હીસ્ટરી ઓફ સં. લીટરેચર-૨૦૦.

થવાનો અવકાશ છે; પરંતુ જ્યાં સુધી તેવો પ્રસંગ આવ્યો નથી ત્યાં સુધી તો એ મહાકવિ ઈ. સ. પૂર્વે ૫૬–૫૭ માં થયા હતા એમ માનીશું.

## ચરિતવૃત્તાન્ત.

કાલિદાસના સમયનો નિર્ણય આપણે આગળ ઉપર કરી ગયા છીએ; હવે એમના ચરિત વિષે વિચાર કરીએ. આના સંબંધમાં આપણને મોટી નિરાશા ઉત્પન્ન થાય છે, કારણ કે એ કવિએ એવું એક પણ સાધન આપણને આપેલું નથી, કે જેના ઉપરથી એ કોણ હતા, ક્યાં જન્મ્યા હતા, એમનાં માતપિતા કોણ હતાં અને એમણે કેવા પ્રકારની જીંદગી ગાળી હતી, તે વિષે સંભાવિત અનુમાન પણ કરી શકીએ. જે સાધનો આપણી આગળ છે, તે માત્ર એમનાં પુસ્તકોજ છે, અને તેમાંથી પણ આપણને જોઇએ તેટલો વૃત્તાન્ત મળી આવતો નથી. દેશીય અને વિદેશીય વિદ્વાનોએ આ વિષય સંબંધે કંઇક વિચારો પ્રદર્શિત કરેલા છે અને એમના બતાવેલા માર્ગેજ આપણે આશરે આશરે જવાનું છે. એ માર્ગ અંધકારથી આવૃત્ત હોવાથી કોઇ સ્થળે કંઇ વિપરીત ભાસ જેવું થવાનો પણ સંભવ છે. જ્યાં આમ લાગે ત્યાં પોતાના જ્ઞાનરૂપી પ્રદીપથી યથાસ્થિત જોઈ શકનાર વિદ્વાનોએ ક્ષમા દૃષ્ટિ રાખી ખરો માર્ગ બતાવવો એવી મારી પ્રાર્થના છે.

**જન્મભૂમિ.** કાલિદાસનાં કાવ્યોનું સૂક્ષ્મ અવલોકન કરનારને જણાય છે કે, જ્યાં જ્યાં એમણે સૃષ્ટિસૌન્દર્યનું વર્ણન કરેલું છે, ત્યાં ત્યાં કાશ્મીરના પ્રદેશોના સૌન્દર્યની સંપૂર્ણ છાયા આવેલી છે. "ધવળ બરફથી ઢંકાયેલાં લક્ષ્મીના દર્પણ જેવાં હિમાલયનાં શિખરો, યમુનાના કાળા જળમાં પડતાં તેમનાં પ્રતિબિમ્બ, પર્વતમાંથી નિચે વહન કરતી ગંગાના જળના તરંગો, ગળતા બરફનાં ઝરણો, કસ્તુરીમૃગની નાભિના સ્પર્શથી સુગંધી થયેલી પર્વતશિલાઓ, દેવદારૂવૃક્ષનો ચારે તરફ પ્રસરતો સુગંધ, ગંગાનાં કમળો, ચમરીગાયોનાં ચંદ્રના કિરણ જેવા ઉજ્વળ વાળવાળાં પુચ્છચામરો, મેઘમાળા નીચે વિશ્રામ લેતાં કિન્નર મિથુનો, બરફમાં અભિન્નગતિથી ચાલતી સિદ્ધાંગનાઓ, ભૂર્જ વૃક્ષો, ભોજ પત્રપર ગિરિધાતુઓથી લખાયેલા પ્રીતિલેખ, બરફનાં મેદાનોમાં ભટકતા શિકારીઓ, પર્વતોના ઉત્સંગમાં આવેલાં સુંદર સરોવરો, માનસરોવરના હંસો, ગુફાઓના દ્વારમાં લટકતાં મેઘમંડળો, રાત્રીએ દીપની ગરજ

સારતી ઔષધિઓ, મનઃશીલનાં તિલકો,' ઇત્યાદિનાં યથાસ્થિત વર્ણનો એમનો હિમાલયની ભૂમિનો અત્યંત પરિચય સૂચવે છે. વળી સંસ્કૃત કવિઓમાં માત્ર કાલિદાસજ તાજાં કેસર વૃક્ષનું વર્ણન કરે છે. આ વૃક્ષ કાશ્મીરની ઉત્તર સીમામાં થાય છે. જ્યાં જ્યાં ભિન્નભિન્ન ઋતુઓનાં વર્ણનો એમણે કરેલાં છે ત્યાં સૃષ્ટિસૌન્દર્યનું વર્ણન કરતાં સ્વાભાવિક રીતેજ તેમાં હિમાલયના પ્રદેશના સૌન્દર્યની છાયા આવી જાય છે એવી એ પ્રદેશોની રમણીયતાએ એમના હૃદય ઉપર છાપ પાડી છે. આ ઉપરથી કાશ્મીર એમની જન્મ ભૂમિ હોવી જોઇએ એમ જણાય છે. સંસ્કૃતના અન્ય કવિઓનાં વર્ણનો સાથે કાલિદાસનાં વર્ણનો સરખાવતાં આ અનુમાનની યથાર્થતા સહજ લક્ષમાં આવશે. મધ્યદેશમાં આવેલાં ઉજ્જયિની, શિપ્રા, મહાકાલેશ્વર, શાલીનાં તથા શેરડીનાં સુશોભિત ક્ષેત્રો, વગેરેનાં કાલિદાસે અત્યંત આસક્તિપૂર્વક વર્ણનો કરેલાં છે, એ ઉપરથી એમની જન્મભૂમિ મધ્ય પ્રદેશમાં કેમ ન હોય એવો પ્રશ્ન આપણે આગળ ઉપર કર્યો છે; પરંતુ એમનાં સૃષ્ટિસૌન્દર્યનાં તમામ વર્ણનોનું સૂક્ષ્મ અવલોકન કરતાં જણાય છે કે એમણે પોતાનું બાલ્ય કાશ્મીરના પ્રદેશોમાં ગાળ્યું હશે. એમના જેવા કવિઓમાં કવિત્વશક્તિનો આવિર્ભાવ બાળપણમાંથીજ થયેલો હોય છે અને તેથીજ બાલ્યાવસ્થામાં કાશ્મીરના પ્રદેશોની સુંદરતાએ જે પ્રબળ છાપ એમના મન ઉપર બેસાડી છે, તેની છાયા એમનાં પુસ્તકોમાં સ્વાભાવિક રીતે સર્વત્ર આવી જાય છે. આ વાતની યથાર્થતા, જે પોતે કવિ છે અથવા વર્ણનાત્મકશક્તિવાળા કુશળ લેખક છે તે સ્વાનુભવથી સહજ સમજી શકશે. મોટી વયે વિક્રમના દરબારમાં આવી રહ્યા પછી માળવામાં એમણે ઘણાં વર્ષ સુધી નિવાસ કર્યો હશે. ઉક્ત કારણથી એ દેશના પ્રદેશોનું એમણે પોતાની ચિરપરિચિત ભૂમિ તરીકે વર્ણન કરેલું છે. વળી મેઘદૂતનો સંદેશ એમણે કાશ્મીરપ્રતિ મોકલ્યો છે. પોતાના દેશ તરફ સંદેશ મોકલવાની કવિઓની સ્વાભાવિકી પ્રકૃતિને આ વાત પ્રતિકૂળ નથી. ભવભૂતિ આદિ કવિઓ મધ્ય કિંવા દક્ષિણ દેશના વતની હતા. તેમનાં વર્ણનોમાં કાશ્મીરના પ્રદેશોની છાયા જોવામાં આવતી નથી. એમનામાં પણ એવી છાયા દીઠામાં આવતી હોત તો કાલિદાસને માટે આવું અનુમાન અસંભવિત લાગત; પરંતુ તેવું જોવામાં આવતું નથી એટલે આપણા કવિ કાશ્મીરના વતની હશે એમ માનવામાં બાધ નથી.

**જાતિ, ધર્મ વગેરે.** કાલિદાસ જાતે કોણ હતા, તેમનાં માતપિતા કોણ હતાં, ઇત્યાદિ બાબતનો નિર્ણય કરવાનાં આપણી પાસે કંઇ પણ સાધન નથી. ડા. ભાઉદાજી કહે છે કે* એ ગૌડ સારસ્વત બ્રાહ્મણ હતા, તથા એમની પત્નીનું નામ કમલા હશે એમ અનુમાન થાય છે. એ પોતે શિવમાર્ગી હતા એવું એમનાં દરેક નાટકોની નાન્દીમાં અને કાવ્યોમાં કરેલી શંકર, પાર્વતી, વગેરેની સ્તુતિ ઉપરથી જણાય છે. વિષ્ણુ, બ્રહ્મા વગેરેની સ્તુતિ કાલિદાસે શ્રેષ્ટ દૈવત તરીકે કરી છે; પરંતુ તે પ્રસંગવશાત્ કરવામાં આવી છે એમ જણાય છે. ગ્રંથને આરંભે પોતાના ઇષ્ટદેવની સ્તુતિ કરવાનો ગ્રંથકારોનો શિષ્ટસંપ્રદાય કાલિદાસે પ્રત્યેક ગ્રંથમાં જાળવ્યો છે. નલોદયમાં આરંભે વિષ્ણુની સ્તુતિ કરી છે, એ ઉપરથી એ વૈષ્ણવ પણ હશે એવું અનુમાન કેટલાએક કરે છે; પરંતુ એ ગ્રંથ કાલિદાસનો નથી એવું આપણે આગળ સિદ્ધ કરી આપ્યું છે, માટે એ શૈવ હતા અને અન્ય ધર્મ વિચારોમાં ગીતા, મનુસ્મૃતિ, વગેરેને અનુસરતા હતા એમ માનવું વધારે યોગ્ય છે.

કાલિદાસની કેળવણીને માટે અનેક જાતની દંતકથાઓ ચાલે છે ખરી, પરંતુ બાલ્યાવસ્થામાં એ અભણ હતા અને પાછળથી દેવીના પ્રસાદથી એમને સર્વ વિદ્યાઓ ઉપસ્થિત થઇ હતી એ વાત તો માનવામાં આવતી નથી. એમના ગ્રંથો ઉપરથી આપણને જણાય છે કે એમને શ્રુતિ, સ્મૃતિ, વેદાન્ત, યોગ, સાંખ્ય, ઉપનિષદ્, વ્યાકરણ, ઇતિહાસ-પુરાણ, ભુગોળ, ખગોળ, જ્યોતિષ્, સાહિત્ય, વગેરે ભિન્ન ભિન્ન વિષયોનું સારૂં જ્ઞાન હતું. વેદાન્ત અને ધર્મશાસ્ત્રના સંબંધમાં એમણે ગીતાનું અને મનુ તથા આપસ્તંબનું વિશેષ અનુકરણ કરેલું જણાય છે. રઘુવંશ, કુમાર વગેરેમાં બ્રહ્મા, શિવ, વિષ્ણુ ઇત્યાદિની સ્તુતિ કરતાં એમણે એમના વખતમાં ચાલતા વેદાન્ત વગેરેના વિચારોનું આપણને યથાર્થ દર્શન કરાવેલું છે. રઘુવંશના ચોથા તથા છઠ્ઠા સર્ગમાં દેશની રાજકીય સ્થિતિનું જે વર્ણન આપેલું છે તે ઉપરથી એમનું પુરાણવૃત્તાન્તોનું જ્ઞાન સારી રીતે પ્રતીત થાય છે. મેઘદૂત અને રઘુવંશમાં ભિન્ન ભિન્ન દેશ, નગર, અને જોવા લાયક સ્થળોનું જે અનુક્રમે વર્ણન આપેલું છે તે ઉપરથી, તથા એમનાં સમગ્ર પુસ્તકોમાં પશુ, પક્ષિ, વનસ્પતિ, પુષ્પ, વૃક્ષ વગેરેનાં

---

* ડા. ભાઉદાજીનો કાલિદાસનો નિબંધ.

તથા દેશના રીત રીવાજનાં, જે વર્ણનો આપેલાં છે તે ઉપરથી એમ જણાય છે કે એમણે બાણભટ્ટની પેઠે હિન્દુસ્તાનમાં ઘણી મુસાફરી કરી હશે;* કારણ કે તે વિના પ્રત્યેક સ્થળની આવી સવિશેષ હકિકત એ કાળે આપી શકાય નહીં. ચંદ્રના આકર્ષણથી સમુદ્રમાં ભરતી ઓટ થાય છે, પૃથ્વીની કિંવા ચંદ્રની છાયાથી ગ્રહણ થાય છે, ઇત્યાદિ પાશ્ચાત્ય પ્રજાએ જે શોધ કરેલા કહેવાય છે તે આપણા કવિ ઇસવિ સનના આરંભ પેહેલાં જાણતા હતા, એવું એમના નિચે આપેલા શ્લોકો ઉપરથી જણાય છે.

हरस्तु किंचित्परिलुप्तधैर्यश्चंद्रोदयारंभ इवाम्बुराशिः ।
उमामुखे बिम्बफलाधरोष्ठे व्यापारयामास विलोचनानि ॥ કુમાર. સં. ૩-૬૭.
निवातपद्मस्तिमितेन चक्षुषा नृपस्य कान्तं पिबतः सुताननम् ।
महोदधेः पूर इवेन्दुदर्शनात् गुरुः प्रहर्षः प्रबभूव चात्मनि ॥ રઘુવંશ. ૩-૧૭.
अवैमि चैनामनघेति किंतु लोकप्रवादो बलवान्मतो मे ।
छाया हि भूमेः शशिनोमलत्वेनारोपिता शुद्धिमतः प्रजाभिः ॥

ટુંકામાં એટલુંજ કહેવાનું કે કેટલાએક કવિઓની પેઠે એમને માત્ર કાવ્ય વિષયનુંજ જ્ઞાન હતુ એમ નથી; પરંતુ વિવિધ વિષયોમાં એમનો પ્રવેશ હતો અને એ ઘણા અનુભવી તથા બહુશ્રુત હતા. ઉક્ત કારણથી એમનાં પુસ્તકો પણ આપણને વિશેષ બોધદાતા માલમ પડે છે. તે વખતના રીત રીવાજો, લોકોની રાજકીય અને સાંસારિક સ્થિતિ, દેશની સમૃદ્ધિ, લોકોની સામાન્ય નીતિ, ખેતિવાડીની તથા વ્યાપારની સ્થિતિ, ધર્મ મર્યાદા, કાયદાનું બંધારણ, રાજાઓનાં ચરિત, પ્રજાની રાજ્યભક્તિ ઇત્યાદિ વિષયોના સંબંધમાં આપણને એમનાં પુસ્તકોમાંથી સારૂં જ્ઞાન મળે છે.

કાલિદાસ સ્વભાવે ઘણા નમ્ર, રસિક, વિલાસી અને સ્ત્રીઓ પ્રત્યે અત્યંત આદર અને ગૌરવયુક્ત વૃત્તિવાળા હશે. રઘુવંશના આરંભના क्व सूर्यप्रभवोवंशः क्वचाल्पविषया मतिः માલવિકાગ્નિમિત્રના पुराणमित्येव न साधु सर्वम्, શાકુન્તલના आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् એ શ્લોકો ઉપરથી જણાય છે કે એ પોતાનાં કાવ્યો ઉત્કૃષ્ટ છે એમ માનતા હતા, તેમ છતાં ગર્વરહિત હતા; ભવભૂતિના જેવો ગર્વયુક્ત એકે શ્લોક એમના પુસ્તકોમાં જોવામાં આવતો નથી. રાજદરબારનો તથા રાજાઓનાં અંતઃપુરનો

* ડા૦ ભાઉ દાજીનો કાલિદાસનો નિબંધ.

એમને ઘણો પરિચય હશે એમ જણાય છે. સ્ત્રીઓ પ્રત્યે એમની વૃત્તિ ઘણી માનપ્રદ, ગૌરવયુક્ત, પ્રેમાળ અને કોમળ હતી. રઘુવંશાદિ કાવ્યો વાંચનારને જણાશે કે કાલિદાસે સ્ત્રીઓને આદરપૂર્વક શ્રેષ્ઠપદ આપેલું છે. માત્ર ભોગ્યત્વ સિવાય સ્ત્રીનામાં જે મહત્વ સમાવેલું છે તે એ સારી રીતે સમજતા હતા, એ નિચેના શ્લોક ઉપરથીજ જણાઇ આવે છે.

गृहिणी सचिवः सखीमिथः प्रियशिष्या ललिते कलाविधौ ।
करुणाविमुखेन मृत्युना हरता त्वां वद किन्न मे हृतम् રઘુવંશ. સ. ૮.

સ્ત્રીઓ વિષયે એમનો એટલો પક્ષપાત હતો કે એમણે કોઇ પણ પ્રસંગે એ સુકુમાર જાતિની મનોવૃત્તિઓ દુભાવા દીધી નથી. જ્યાં એવું પ્રસંગવશાત્ કરવું પડયું હશે ત્યાં એમનોજ હાથ ઉપર રાખ્યો છે અને તેજ પ્રમાણે સ્ત્રીઓએ પણ પોતાની યોગ્યતા સાચવી રાખી છે.

દાંપત્યસ્નેહનું યથાર્થ દર્શન કરાવવામાં કાલિદાસ ભવભૂતિનાથી કોઇ પણ અંશે ઉતરે તેમ નથી. દંપતિનો શુદ્ધ અને ઉજ્વલ પ્રેમ કેવો હોય છે, પ્રેમનાબંધનની સ્ત્રીઓનાં કોમળ અંતઃકરણ ઉપર કેવી અસર થાય છે તે ચિતરવાની કાલિદાસની શક્તિ મેઘદૂત, શાકુન્તલ, વિક્રમોર્વશીય વગેરેના વાંચનારના લક્ષમાં સહજ આવે તેવી છે. ઘણા એવું માને છે કે કાલિદાસે મેઘદૂત પોતાની પ્રિયાને ઉદ્દેશીને લખેલું છે. ગમે તેમ હો, પરંતુ આ કાવ્યમાં એમણે દંપતિના ઉજ્વલ અને ઉન્નત પ્રેમનું જે ચિત્ર આપેલું છે, તે સંસ્કૃત ભાષામાં તો શું પણ કોઇ પણ ભાષામાં મળી આવવું દુર્લભ છે. आशाबंधः कुसुमसदृशं प्रायशो ह्यंगनानां सद्यःपाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि ઇત્યાદિ મેઘદૂતના, सुतनु हृदयात्प्रत्यादेशव्यलीकमपैतु ते વગેરે શાકુન્તલના, अनेन कल्याणि मृणालकोमलं वृतेन गात्रं ग्लपयस्यकारणम् । प्रसादमाकांक्षति यस्तवोत्सुकः स किं त्वया दासजनः प्रसाद्यते વગેરે વિક્રમોર્વશીયના શ્લોકો એમની સ્ત્રીજાતિ પ્રત્યેની કોમળ વૃત્તિ તથા ગૌરવ સૂચવે છે.

કાલિદાસે રઘુવંશમાં निसर्गभिन्नास्पदमेक संस्थमस्मिन्द्वयो श्रीश्चसरस्वतीच। લક્ષ્મી અને સરસ્વતીનો નિવાસ એક સ્થળે જવલ્લેજ હોય છે એવું જણાવેલું છે; તથા વિક્રમોર્વશીયમાં છેલ્લા આશીર્વાદના શ્લોકમાં 'એ બંને દેવતાઓ, સાથે હળી મળી રહેજો' એવું કહેલું છે, તે ઉપરથી કેટલાએક વિદ્વાનો એવું ધારે છે કે એ પોતે વિદ્યાવાન્ હોવાથી ધનના સંકટમાં ઘણી વખત પીડાયા હશે.

**કાલિદાસની કવિતા.**

સંસ્કૃત કવિતામાં કાલિદાસની કવિતાને વિદ્વાનો પ્રથમ સ્થાન આપે છે. એકદેશીય શક્તિ ધરાવનારા ઘણા કવિઓ થઇ ગયા છે. બાણભટ્ટ કથા લેખનમાં અદ્વિતીય હતા, પરંતુ નાટય વિષયમાં નિષ્ફળ નિવડયા હતા.* ભવભૂતિ નાટયકાર હતા ત્યારે એમણે કાવ્ય વિષયમાં પોતાનું પ્રાવિણ્ય દર્શાવ્યું હોય એમ જણાયું નથી; પરંતુ કાલિદાસનો બુદ્ધિવિલાસ આ બંને વિષયોમાં સમાન જોવામાં આવે છે. કાવ્યવિષયમાં એમણે જેવો વિજય મેળવ્યો છે તેવો નાટયવિષયમાં પણ મેળવ્યો છે. સંવિધાનચાતુર્ય, રસની પરિપૂર્ણતા અને ઉજ્વળ પ્રતિભાશક્તિ ઇત્યાદિ ગુણોને લીધે સંસ્કૃત કવિતામાં એમનું સ્થાન પ્રથમ છે. એવું કહેવામાં આવે છે કે.

'उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् । नैषधे पदलालित्यं माघे सन्ति त्रयोगुणाः'

કાલિદાસની ઉપમા, ભારવીનું અર્થ ગૌરવ, નૈષધનું પદલાલિત્ય અને માઘનામાં તો એ ત્રણે ગુણ સમગ્ર જોવામાં આવે છે. કાલિદાસની ઉપમાઓ સર્વોત્કૃષ્ટ છે એ તો સર્વ સ્વીકારે છે; પરંતુ એમનામાં અર્થગૌરવ અને પદલાલિત્ય, ભારવી તથા નૈષધના કરતાં ઓછું છે એમ કહેનારા ખરેખર કાલિદાસને અન્યાય કરે છે. કાલિદાસનામાં જે અર્થની ગંભીરતા અને પદનું લાલિત્ય જોવામાં આવે છે, તે બીજાં કાવ્યોમાં ક્વચિતજ દૃષ્ટિએ પડે છે. કદાપિ ગૂઢકલ્પનાઓ અને યમકવાળા શબ્દોનો અર્થગૌરવમાં અને પદલાલિત્યમાં કોઇ વિદ્વાનો સમાવેશ કરતા હોય તો ભલે, પરંતુ હું તો એ મતથી કેવળ વિરૂદ્ધ છું. કાલિદાસની કવિતાના ગુણ અન્ય કવિઓની કવિતામાં ભાગ્યેજ જોવામાં આવે છે. એમની કવિતા બોધક હોઇ એવી રસદાતા છે કે કોઇ પણ ક્ષણે તેનો અભાવ થતો નથી. શ્રીગોવર્ધનાચાર્ય લખે છે કે—

'साकूतमधुरकोमलविलासिनीकंठकूजितप्राये ।
शिक्षासमयेपि मुदे रतलीला कालिदासोक्तिः' ॥

**રસ.**

કાલિદાસની કવિતા આવી સર્વોત્કૃષ્ટ ગણાય છે તેનાં અનેક કારણો છે. કાવ્યનો આત્મા જે રસ તે એમાં સર્વત્ર યથારૂચિ પ્રવર્તતો જોવામાં આવે છે. સ્થળપરત્વે ભિન્નભિન્ન શોભાને આપતી જલ(રસ)પૂર્ણ સરિતાના પ્રવાહ જેવી કાલિદાસની

---

* પાર્વતીપરિણયના ભાષાન્તરની પ્રસ્તાવના.

કવિતા સર્વત્ર રમણીયતાવાળી છે. નદીનો પ્રવાહ જેમ કોઇ સ્થળે સાંકડો, કોઇ સ્થળે પોહોલો, કોઇ સ્થળે છછરો અને કોઈ સ્થળે ઉંડો હોય છે, તેજ પ્રમાણે એમની કવિતાનો રસ પણ પ્રસંગાનુસાર ભિન્ન ભિન્ન હોય છે. તેના ભાવ પણ, અંબરના ઘુંઘટથી આચ્છાદિત યુવતીના મુખચંદ્રની પેઠે પરિચય પ્રમાણે કંઇક વિવૃત્ત, કંઇક અંતરપટે દેખાતા અને કંઇક સંવૃત્ત હોય છે. આછા આછા અલંકારથી, નિયમિત અને વિલાસયુક્ત પદન્યાસથી, કોમળ તથા કર્ણપ્રિય વર્ણોચ્ચારથી, લાલિત્યથી, મનોહર તથા વિલાસ યુક્ત ભાવથી, માર્દવથી, સરળતાથી અને સર્વાંગ સુંદરતાથી, એ કવિની કવિતા નવવધૂના જેવી સર્વદા પ્રિય લાગે છે. શૃંગાર, વીર અને કરૂણા એ ત્રણ રસમાંનો શૃંગાર એ તેનો અંગીભૂત રસ છે. આ રસ કેળવવાનું કાલિદાસનું સામર્થ્ય અસાધારણ છે. કરૂણા રસ કેળવવામાં ભવભૂતિની જેમ જોડ નથી તેમ શૃંગાર રસને ખિલાવવામાં કાલિદાસની કોઇ બરાબરી કરી શકે તેમ નથી. બીજા કવિઓના શૃંગાર કરતાં કાલિદાસનો શૃંગાર કંઇક વિચિત્રજ છે. રસ અને ભાવનો થોડામાં સમાવેશ કરવાનું કાલિદાસનું ચાતુર્ય બીજા કવિઓમાં જવલ્લેજ જોવામાં આવે છે. સામાન્ય દૃષ્ટાન્ત તરીકે આપણે કુમારસંભવનો નીચેનો શ્લોક લઇએ.

व्याहृता प्रतिवचो न संदधे गन्तुमैच्छदवलंबितांशुका ।
सेवते स्म शयनं पराङ्मुखी सा तथापि रतये पिनाकिनः ।

આ શ્લોકમાં કાલિદાસે પાર્વતીના મુગ્ધત્વનું વર્ણન કરેલું છે. દમયંતીની મુગ્ધાવસ્થાનું વર્ણન કરવા માટે નૈષધકારે ઘણા શ્લોક લખ્યા છે પરંતુ કાલિદાસના એક શ્લોકમાં જે ખૂબી આવી છે તે તેમાં લગાર પણ જોવામાં આવતી નથી. આ ઉપરથી જણાય છે કે જે રસ અને ભાવ સાધવાને માટે અન્ય કવિઓને વિસ્તારથી લખવું પડે છે, તે રસ અને ભાવ કાલિદાસ એક શ્લોકમાં વધારે સારી રીતે દર્શાવી શકે છે. કાવ્યમાં રસ મુકવાની સાથે વિષય બદલતાં, એક રસમાંથી બીજા રસમાં અવતરણ કરી નિરસતા ન જણાય તેવી રીતે વાચકની વૃત્તિને તેમાં મેળવી લેવાની કુશળતા પ્રત્યેક લેખકનામાં હોવી જોઇએ. આ બંને ગુણો કાલિદાસની કવિતામાં યથાર્થ જોવામાં આવે છે. એ કવિ વાંચનારની વૃત્તિને એક રસના પ્રવાહમાંથી બીજા રસના પ્રવાહમાં વગર

પ્રયાસે દોરી શકે છે, એટલુંજ નહીં પરંતુ તેને નવા રસમાં પાછી એવીને એવી તલ્લીન રાખી શકે છે. આના સામાન્ય ઉદાહરણ તરીકે આપણે રઘુવંશનો આઠમો સર્ગ લઇએ. એમાં મરણ પામેલી ઈન્દુમતીને અર્થે અજરાજા, કઠોર હૃદયના મનુષ્યની આંખમાંથી આંસુ પડે તેવો કારુણ્યયુક્ત વિલાપ કરે છે કેઃ—

'धृतिरस्तमिता रतिच्युता विरतं गेयमृतुर्निरुत्सवः
गतमाभरणप्रयोजनं परिशून्यं शयनीयमत्र मे'

આવા આવા શ્લોક વાંચતાં શોકમાં ડુબી ગયેલી વૃત્તિને બીજા પ્રસંગને અનુકૂળ કરવા માટે કવિ, વસિષ્ઠમુનિના શિષ્ય પાસે અજ રાજાને જગતના મિથ્યાત્વનો તથા મનુષ્યદેહની ક્ષણભંગુરતાનો આવાં સુયુક્તિક વચનોમાં ઉપદેશ કરાવે છે કેઃ—

रुदता कुत एव सा पुनर्भवता नानुमृतापि लभ्यते ।
परलोकजुषां स्वकर्मभिर्गतयो भिन्नपथा हि देहिनाम् ॥ ८५ ॥

'હે રાજા રૂદન કરવાથી તો શું પણ એની પાછળ મરવાથી પણ એ તમને મળે તેમ નથી, કારણ કે મરણ પછી પણ કર્મઅનુસારે માણસની ગતિ જુદે જુદે માર્ગે થાય છે.' આવાં આવાં વચનોથી વાંચનારની વૃત્તિનું વલણ શોકમાંથી તદન ફરી જાય છે અને ઉપદેશની સાથે શોક વિસારે પડે છે. આવા આવા પ્રસંગો રઘુવંશ અને કુમારમાંથી ઘણા જડી આવશે. આ કવિ માત્ર શૃંગાર રસ કેળવી જાણે છે એમ નથી પરંતુ કરૂણા વીર ઇત્યાદિ રસને પણ સારી રીતે પોષી શકે છે. અર્થાત્ પ્રસંગાનુસાર જે રસ એ હાથમાં લે છે તેને યથાસ્થિત રીતે દીપાવી શકે છે.*

**વર્ણનો.** કાલિદાસનાં કાવ્યની બીજી ખુબી તેનાં વર્ણનોમાં સમાયલી છે. સૃષ્ટિસૌન્દર્યનાં, લૌકિક અને વ્યાવહારિક પ્રસંગોનાં તથા મનુષ્યની મનોવૃત્તિઓનાં વર્ણન કરવામાં કાલિદાસની બુદ્ધિનો વિલાસ અપૂર્વ જોવામાં આવે છે. જે વસ્તુને આપણે સાદિ દૃષ્ટિથી જોઇએ છીએ તેને એ કવિ માર્મિક દૃષ્ટિથી જોઈ શકે છે. આપણી દૃષ્ટિએ પડતા બાહ્ય સૃષ્ટિના ચમત્કારો કરતાં કવિની માનસિક

*શૃંગાર, વીર, કરૂણા વગેરે રસોને માટે જુવો રઘુવંશ. સર્ગ, ૧૯. સર્ગ ૭. સર્ગ ૮. કુમાર, સર્ગ ૮ વગેરે.

સૃષ્ટિના ચમત્કારોમાં આપણને જે અપૂર્વતા તથા રમણીયતા ભાસે છે તેનું કારણ એમની વર્ણનાત્મક શક્તિજ છે. એમનાં શબ્દનિર્મિત ચિત્રો એવાં તો સુંદર હોય છે કે રંગ પૂરેલાં ચિત્રકારનાં ચિત્રો તેના આગળ લાજે છે. કોઇ કોઇ સ્થળે વર્ણનો એવાં તદ્રૂપ આવે છે કે, જેનામાં સહૃદયતાનો કંઇ પણ અંશ હોય તેની દૃષ્ટિ આગળ વર્ણવેલા દેખાવો ચિત્રની પેઠે તર્યા કરે છે. એમનાં કાવ્યોમાંથી હિમાલયનાં, ગંગાના પ્રપાતનાં, વનનાં, સરોવરોનાં, ભિન્ન ભિન્ન ૠતુઓનાં, મૃગયાનાં, યુદ્ધપ્રસંગનાં, ૠષિઆશ્રમોનાં, નગરનાં તથા વિવાહાદિ ઉત્સવનાં વર્ણનો વાંચનારને ઉપરના લેખનું યાથાર્થ્ય બરાબર સમજાય તેમ છે* લૌકિક અને વ્યાવહારિક પ્રસંગોનાં વર્ણન પણ સૃષ્ટિ સૌન્દર્યનાં વર્ણનો જેવાં મનોહર જોવામાં આવે છે. સ્વયંવર મંડપની રચનાઓ, લગ્નાદિકની ક્રિયાઓ, સૂતિકા ગ્રહોની વ્યવસ્થાઓ, પુત્ર જન્મના અને સામાન્ય માંગલિક પ્રસંગોના ઉત્સવો, કન્યાને સાસરે વળાવતાં માત પિતાના ઉપર થતી વાત્સલ્ય પ્રેમની અસરો, કન્યા કાળ થતાં વડીલોને પુત્રીને માટે થતી ચિંતાઓ, ગર્ભવતીઓના દોહદના વિલાસો, ઇત્યાદિનાં વર્ણનોમાં કાલિદાસ પોતાના સમયના રીત રિવાજોનું યથાર્થ દર્શન આપે છે.†

સૃષ્ટિસૌન્દર્યનાં અને વ્યાવહારિક વિષયોનાં વર્ણન કરવા કરતાં જનમનોવૃત્તિનું આબેહુબ વર્ણન કરવામાં કવિની શક્તિની કસોટી છે. આ વિષયમાં કાલિદાસ અને ભવભૂતિ ઘણે અંશે સમાન છે. ભિન્ન પ્રસંગોમાં પ્રાણિ માત્રની, તેમાં વિશેષે કરીને મનુષ્યની, મનોવૃત્તિઓ કેવા વિકાર પામે છે તેનું અવલોકન કરવાની કાલિદાસની સ્વભાવતઃ પ્રવૃત્તિ હોવી જોઇએ. સંયોગી તેમજ વિયોગી દંપતિઓની સ્થિતિનું કિંવા તેમના મનોરથોનું યથાર્થ દર્શન કરાવવામાં, તથા પ્રેમિજનોનાં અત્યંત ગૂઢ મર્મ અને મનોવિકારોનું, વિલાસોનું, અસરકારક રીતે વર્ણન કરવામાં કાલિદાસની શક્તિ અપ્રતિમ છે. સૃષ્ટિસૌન્દર્ય કામિજનોના મન ઉપર કેવી

---

* જુવો કુમારસંભવ, સર્ગ ૧–૩–૧૫–૧૬–૧૭. રઘુવંશ, સર્ગ ૧–૫–૬–૯ ૧૩–૧૬. ૠતુસંહાર. ૧–૨–૩–૪–૫–૬. શાકુન્તલ. અંક ૧–૩–૬. વિક્રમોર્વશીય, અંક ૪.

† કુમારસંભવ, સર્ગ ૬–૭. રઘુવંશ, સર્ગ ૩–૬. શાકુન્તલ, અંક ૪–૭.

અસર કરે છે તેનો ચિતાર આ કવિ ઘણીજ ઉત્કૃષ્ટ રીતે આપી શકે છે* મેઘદૂતમાં યક્ષની વિયોગિણી પ્રિયાનું વર્ણન કરતાં લખે છે કેઃ—

नूनं तस्याः प्रबलरुदितोच्छूननेत्रं प्रियायाः ।
निश्वासानामशिशिरतया भिन्नवर्णाधरोष्ठम् ॥
हस्तन्यस्तं मुखमसकलव्यक्तिलंबालकत्वा-
दिन्दोर्दैन्यं त्वदनुसरणक्लिष्टकान्तेर्बिभर्ति ॥

આ એકજ શ્લોક કેટલો અસરકારક છે? એજ પ્રમાણે શાકુન્તલમાં દુષ્યન્ત અને શકુન્તલાના મનોવ્યાપાર અને શારિરીક વિકારો નિચેના શ્લોકોમાં કેવા અસરકારક રીતે ચિતરાયા છે?

अनुयास्यन्मुनितनयां सहसाविनयेन वारितप्रसरः ।
स्थानादनुच्चलन्नपि गत्वेव पुनः प्रतिनिवृत्त ः
तव न जाने हृदयं मम पुनः कामोदिवापि रात्रिमपि ।
निर्घृण तपति बलीयस्त्वयिवद्धमनोरथानि अंगानि ॥

વળી, वाचं न मिश्रयति यद्यपि मे वचोभिः
कर्णं ददात्यभिमुखं मयि भाषमाणे ।
कामं न तिष्ठति मदाननसंमुखीना,
भूयिष्टमन्यविषया न तु दृष्टिरस्याः ॥

એમનાં નાટકોમાં આવા અનેક પ્રસંગો જડી આવે છે, જે વાંચતાં, કામિજનોનાં મનનો વ્યાપાર અને ભાવ સમજવાના તથા સમજાવવાના રહસ્યનો સાક્ષાત્ કામદેવેજ એ કવિને ઉપદેશ કર્યો હોય એમ લાગે છે. સામાન્ય રીતે બોલતાં એટલુંજ માત્ર બસ છે કે સંસ્કૃત કવિતાને આવી ઉચ્ચ પંક્તિએ પહોચાડનાર કાલિદાસની મનોહર અને સ્વભાવસુંદર વાણીજ છે.

**પદલાલિત્ય, માધુર્ય, પ્રસાદ, વગેરે.**

ઉજ્વળ કલ્પનાશક્તિ, વિચારોનું ઉન્નતત્વ, લાલિત્ય, માર્દવ, માધુર્ય, પ્રસાદ, ઇત્યાદિ કાલિદાસની કવિતાના અત્યુત્તમ ગુણો સર્વત્ર સમાન જોવામાં આવે છે. પ્રસાદ અને માધુર્ય રહિત કિલષ્ટરચના તો એમાં કોઇપણ સ્થળે દૃષ્ટિએ પડતી નથી. અર્થ ન સમજનારને પણ એમના શ્લોક વાંચવાની તથા સાંભળવાની પ્રીતિ થાય છે.

तौ सरांसि रसवद्भिरंबुभिः कूजितैः श्रुतिसुखैः पतत्रिणः ।
वायवः सुरभिरेणुगंधिभिश्छायया च जलदाः शिशेविरे ॥ રઘુવંશ.

* વિષ્ણુ શાસ્ત્રીનું કવિપંચક.

ઇત્યાદિ એમનાં કાવ્યોના શ્લોકો વાંચતાં એમજ થાય છે કે જેને આપણે સર્વાંગસુંદરતા કહીએ છીએ તે એ કવિની વાણીમાંજ છે. એની ખરી ખૂબી શબ્દોને પસંદ કરવામાં તથા તેમની એક બીજાની સાથે સંકલના કરવામાં છે. આ ગુણુને લીધેજ એ કવિની કવિતા મનના ઉપર કોઇ અપૂર્વ પ્રકારની મોહિનીરૂપે વર્તે છે. સંસ્કૃત ભાષાના સમગ્ર કવિઓની ખુબીઓ જો કોઇ કવિનામાં જોવામાં આવતી હોય, તો તે કાલિદાસનામાંજ છે; અને શેકસપીયર, વડર્સવર્થ, હોમર વગેરે પાશ્ચાત્ય કવિઓની સાથે સરખાવવાની સંપૂર્ણ યોગ્યતાવાળો આપણા દેશનો જો કોઇ કવિ હોય તો તે માત્ર કાલિદાસ છે.

**અલંકાર.** કાલિદાસની કવિતામાં અલંકારો ઘણા આછા અને જ્યાં જોઇએ ત્યાંજ જોવામાં આવે છે. એ કવિની ઉપમાઓ ઘણીજ યોગ્ય અને ચમત્કારિક છે. વિશેષે કરીને સંધ્યા, પ્રભાત, મેઘ, વિદ્યુત, પુષ્પો, ફળ ઇત્યાદિની સાથે સંબંધ રાખનારી ઉપમાઓ એમનામાં ઘણી જોવામાં આવે છે.

इन्दीवरश्यामतनुर्नृपोसौ त्वं रोचनागौरशरीरयष्टिः
अन्योन्यशोभापरिवृद्धये वां योगस्तडित्तोयदयोरिवास्तु । રઘુ૦ ૬.
ललाटोदयमाभुग्नं पल्लवस्निग्धपाटला
बिभ्रती श्वेतरोमांकं संध्येव शशिनं नवम् १-८३.
प्रदक्षिणप्रक्रमणात्कृशानोरुदर्चिषस्तन्मिथुनं चकासे ।
मेरोरुपान्तेष्विववर्तमानमन्योन्य संसक्तमहस्त्रियामम् ॥ રઘુ.

સ્ત્રીઓના અધરોષ્ઠને તથા દંતને એ કવિ કુન્દપુષ્પ, બિમ્બફળ, પ્રવાલ, નવપલ્લવ વગેરેની સાથે સરખાવે છે; કેટલાએક અર્વાચીન કવિઓની પેઠે મુક્તાફલ, દાડિમ અથવા ગુલાબની સાથે સરખાવતા નથી; અર્થાત્ એમની સઘળી ઉપમાઓ પાછળ થયેલા કવિઓનાથી જુદાજ પ્રકારની છે. એમનાં કાવ્યોમાંના પ્રેમપત્રો કાં તો ભોજ પત્રપર ધાતુના રંગથી લખાયેલા, કિંવા કમળપત્રો ઉપર નખથી લખાંયેલા જોવામાં આવે છે, તેપરથી પણ બાણ, ભવભૂતિ, દંડી આદિ કવિઓના કરતાં એ કવિની પ્રાચીનતા જણાઈ આવે છે. ઉપમા સિવાય, ઉત્પ્રેક્ષા, દષ્ટાન્ત, અર્થાન્તરન્યાસ, સ્વભાવોક્તિ વગેરે મુખ્ય અલંકારો એ કવિની કવિતાને યોગ્ય સ્થળે દીપાવતા જોવામાં આવે છે. માઘની પેઠે અલંકારોનો ખીચડો એમનામાં કોઇ સ્થળે દીઠામાં આવતો નથી.

**ભાષા.** કાલિદાસની ભાષા ઘણી શુદ્ધ, સરળ અને મનોહર છે. પુરાણોની ભાષાના જેવી એમાં શિથિલતા કોઇ સ્થળે જોવામાં આવતી નથી. વળી ગ્રામ્યત્વ, કઠોરતા ઇત્યાદિ દોષનો તો તેમાં અવકાશજ નથી. સંસ્કૃત ભાષા એમની જીભે એવી રમી રહેલી છે કે ગમે તેવા વિષયમાં પણ અનુકૂળ થઇ શકે છે અને એક પ્રવાહની પેઠે સર્વદા સરખી ચાલી જાય છે. શબ્દો ઘણા સેહેલા, મધુર, અને પરિચિત હોય છે. એમનાં કાવ્યો સમજવાને માટે લેશ પણ પરિશ્રમ પડતો નથી. તમામ શબ્દોના અર્થ અમરકોષમાંથી મળી આવે છે; પરંતુ માઘ વગેરે કાવ્યોની રચનાઓ સમજવામાં ઘણો પરિશ્રમ પડે છે તથા શબ્દોના અર્થને માટે અનેક કોષનું સાહાય્ય લેવું પડે છે. કાલિદાસના કાવ્યોનું વ્યાકરણ પણ ઘણુંજ સેહેલું અને સરળ છે. લાંબા લાંબા સમાસ અને અપરિચિત વ્યાકરણની રચનાઓ, કોઇ પણ સ્થળે જોવામાં આવતાં નથી, તેમ છતાં બીજાં કાવ્યોના કરતાં અસર વધારે સારી કરે છે. પદ્યના છંદો પણ ઘણા સેહેલા અને વિવિધ જાતના હોય છે, જેથી વાંચનારને કદાપિ પણ કંટાળો આવતો નથી. વિષય પસંદ કરવામાં, તેને દીપાવવામાં, કાવ્યનો હેતુ પૂર્ણ કરવામાં, તથા પાત્રોની યોગ્યતા સાચવવામાં કાલિદાસની બરાબરી કરનાર કવિ ઘણાજ થોડા છે-કહીશું કે નથી. રઘુવંશ, કુમારસંભવ, શાકુન્તલ, વિક્રમોર્વશીય, માલવિકાગ્નિમિત્ર વગેરેનું વસ્તુ પસંદ કરવામાં તથા તેમાંના કેવળ શુષ્ક પ્રસંગોને પણ અપૂર્વ રસયુક્ત કરવામાં કવિએ કેવું ચાતુર્ય વાપરેલું છે તે એમનાં કાવ્યોનું સૂક્ષ્માવલોકન કરનારને સહજ સમજાય તેમ છે. વળી પાત્રોની યોગ્યતા સાચવવામાં પણ એમણે ભવભૂતિના જેટલીજ નિપુણતા દર્શાવી છે. ઉત્તરરામચરિતમાં ભવભૂતિએ સીતાને એક ઉજ્વળ પ્રેમની મૂર્તિરૂપે તથા સ્ત્રીઓના પ્રશસ્ય ગુણના પાત્રરૂપે વર્ણવી છે; તેવાજ પ્રસંગમાં કાલિદાસે સીતાને વર્ણવતાં એની પતિભક્તિ, ઉદારવૃત્તિ, પ્રેમાળ અંતઃકરણ વગેરેનો જે ચિતાર આપેલો છે તે બીજા કવિથી ભાગ્યેજ આપી શકાય. અગ્નિમાં પેશી શુદ્ધ થયા પછી પણ લોકાપવાદથી ડરી, કહ્યા કથ્યા વિના રામે સગર્ભા સીતાને વનમાં કાઢી હતી. લક્ષ્મણ એને નિર્જનવનમાં મુકી પાછો આવે છે તે વખતે સીતાના મુખે જે વચનો કવિએ લક્ષ્મણને કહેવડાવ્યાં છે તે સતી સીતાના મુખનેજ યોગ્ય છે.

* श्वश्रूजनं सर्वमनुक्रमेण विज्ञापय प्रापितमत्प्रणामः ।
प्रजानिषेकं मयि वर्त्तमानं सूनो रनुध्यायत चेतसेति ॥ ६० ॥
वाच्यस्त्वया मद्वचनात्स राजा वन्हौ विशुद्धामपियत्समक्षम् ।
मां लोकवादश्रवणादहासि श्रुतस्य किंतत्सदृशं कुलस्य ॥ ६१ ॥
कल्याणबुद्धे रथवा तवायं न कामचारो मयि शंकनीयः ।
ममेव जन्मान्तरपातकानां विपाकविस्फूर्जथुरप्रसह्यः ॥ ६२ ॥
उपस्थितां पूर्वमपास्य लक्ष्मीं नूनं मया सार्धमसिप्रपंनः ।
तदास्पदं प्राप्य तयातिरोषात् सोढास्मि न त्वद्भवने वसन्ती ॥६३॥
निशाचरोपप्लुतभर्तृकाणां तपस्विनीनां भवतः प्रसादात् ।
भूत्वा शरण्या शरणार्थमन्यान्कथं प्रपत्स्ये त्वयि दीप्यमाने ॥ ६४॥
किंवा तवात्यन्तवियोगमोघे कुर्यामुपेक्षां हतजीवितेस्मिन् ।
स्याद्रक्षणीयं यदी मे न तेजः त्वदीयमंतर्गतमंतरायः ॥ ६५ ॥
साहं तपः सूर्यनिविष्टदृष्टिरुर्ध्वं प्रसूतेश्चरितुं यतिष्ये ।
भूयो यथा मे जननान्तरेपि त्वमेव भर्ता न च विप्रयोगः ॥ ६६ ॥

ઉપરના શ્લોકો ઉપરથી જણાશે કે પાત્રની યોગ્યતા સાચવવામાં તથા મનોવૃત્તિઓ ચિતરવામાં કાલિદાસની કુશળતા ભવભૂતિના જેવીજ છે.

---

* અર્થ—હે લક્ષ્મણ! ‘મારી સર્વ સાસુઓને અનુક્રમે મારા પ્રણામ કહેજો અને વિજ્ઞાપના કરજો કે તમારા પુત્રનો મને ગર્ભ છે માટે તેના કલ્યાણને અર્થે સર્વદા મનથી તમે આશિશ આપતાં રહેજો. (૬૦) એ ઈક્ષ્વાકુ રાજાને પણ મારી વતીથી આટલું કહેજો કે તમારી સમક્ષ હું અગ્નિમાં પેશી શુદ્ધ થઈ છું તેમ છતાં માત્ર લોકાપવાદ સાંભળી મને આમ તજી દ્યો છો એ શું તમારા કુળને છાજે છે? (૬૧) આપ નિરંતર કલ્યાણ બુદ્ધિવાળા છો માટે આવું જાણી-જોઈને કર્યું હશે એવી શંકા મારે ન લાવવી જોઈએ. ખરેખર મારાં જન્માન્તરનાં પાપનાં ફળરૂપજ આ અસહ્ય વજ્રપાત મારા ઉપર થયો છે. (૬૨) અથવા પેહેલાં રાજલક્ષ્મીનો તિરસ્કાર કરી આપ મારી સાથે વનમાં આવ્યા હતા માટે હવે આપના ઘરમાં હું ઠરીને બેઠી છું તે રાજલક્ષ્મીથી દેખી ખમાતું નથી તેનું આ પરિણામ છે. (૬૪) રાક્ષસોથી પીડાતી રૂષિઓની પત્નીઓને હું આપની કૃપાથી આશ્રય આપનાર થઈ પડતી, તેને આજે આપ માથે ગાજો છો છતાં બીજાનું શરણ લેવા રખડવું પડશે. (૬૫) અરેરે! એમ કર્યા કરતાં તો આજ આપના સર્વદાના વિયોગથી નકામા થઈ પડેલા આ મારા બળ્યાજળ્યા પ્રાણને પણ હું વાહાલા ન કરત; પરંતુ મારા ગર્ભમાં રહેલું આપનું તેજ મારે રક્ષણ કરવાનું છે એ અંતરાય મને નડે છે. (૬૬) માટે હવે તો હું પ્રસવકાળ પછી સૂર્ય ઉપર એકાગ્રદૃષ્ટિ રાખી તપ આદરી માગી લઈશ કે, ભવોભવ આપજ મારા સ્વામી હજો અને વિયોગ કદાપિ પણ થશો નહીં.

# કાલિદાસના ગ્રંથો.

## (૧) રઘુવંશ

આ પાંચ મહાકાવ્યમાંનું મુખ્ય કાવ્ય ગણાય છે. એના ઓગણીસ સર્ગ છે અને એટલેથી અધુરૂં હોય એમ વિદ્વાનો માને છે; કારણ કે તેની સમાપ્તિ જેવી જોઇએ તેવી આશીર્વાદાત્મક શ્લોકથી સંપ્રદાય પ્રમાણે કરવામાં આવી નથી. એમાં વૈવસ્વત મનુથી માંડીને અગ્નિવર્ણ સુધીના સૂર્યવંશી રાજાઓનું ચરિતવર્ણન છે. કાલિદાસની પરિણતબુદ્ધિના ફળ રૂપ આ કાવ્ય સર્વે રસોનું નિવાસસ્થાન ગણાય છે.

## (૨) કુમારસંભવ.

કાર્તિકસ્વામિના જન્મને ઉદ્દેશીને કવિએ આ કાવ્ય લખેલું છે. આ પણ પાંચ મહાકાવ્યોમાંનું એક કાવ્ય ગણાય છે. હિમાલયના મનોહરવર્ણનથી એનો આરંભ થાય છે. શિવજી, પાર્વતીને કેવી રીતે પરણ્યા, કાર્તિકસ્વામિનો કેવી રીતે જન્મ થયો તથા તેમણે તારકાસુરને કેવી રીતે હરાવ્યો એ વગેરે કથાનો એમાં સમાવેશ થાય છે. એના ૧૭ સર્ગ છે. એવું કહેવાય છે કે કાલિદાસે આના આઠ સર્ગ લખ્યા છે; પાછળના સર્ગ કોઇ બીજા કવિના લખેલા છે. આઠમા સર્ગમાં શિવપાર્વતીની એકાન્ત ક્રીડાનું વર્ણન છે માટે સાત સર્ગ સુધી ભણવાનો શાસ્ત્રીય સંપ્રદાય છે. એમાં વીર, શૃંગાર, અને કરૂણાદિ રસો ઘણી ઉત્તમ રીતે વર્ણવેલા છે.

## (૩) મેઘદૂત.

આ વિપ્રલંભશૃંગારરસથી છલકાઇ જતું એક ખંડ કાવ્ય છે. યક્ષ એનો નાયક છે. એવું માનવામાં આવે છે કે આ કાવ્ય કાલિદાસે પોતાની વિયોગાવસ્થામાં પોતાની પ્રિયાને ઉદ્દેશીને લખેલું છે. આ ખંડ કાવ્ય છે છતાં અપૂર્વ ગુણોને લીધે એની મહાકાવ્યમાં ગણના કરવામાં આવી છે. એક યુરોપિયન વિદ્વાન લખે છે કે આ કાવ્યની બરાબરી કરી શકે એવું, આખી દુનિઆમાં એકે કાવ્ય નથી. કુબેરનો શાપ થવાથી એક વર્ષનો દેશનિકાલ પામી રામગિરિ પર્વતના આશ્રમોમાં વસતા યક્ષે અલકામાં વસતી પોતાની પ્રિયાને મેઘની સાથે આ કાવ્યમાં સંદેશો મોકલાવ્યો છે. સર્વત્ર મંદાક્રાન્તાવૃત્ત છે.

## (૪) શાકુન્તલ.

આ સપ્તાંકી નાટક છે. પુરૂવંશનો દુષ્યંત રાજા મૃગયા રમવા જતાં કણ્વ મુનિના આશ્રમમાં જાય છે, ત્યાં શકુન્તલાને જોઇ મોહ પામે છે. પુનઃમેળાપ થતાં રાજા ગંધર્વવિવાહથી એની સાથે લગ્ન કરે છે અને શકુન્તલાને ગર્ભ રહે છે. શાપથી હૈયાસૂની શકુન્તલા રાજાની આપેલી મુદ્રિકા પાડી નાખે છે, એટલે રાજા તેની સાથેનો પોતાનો સંબંધ વિસરી જાય છે. શકુન્તલા સાસરે જાય છે ત્યાં રાજા તેનો તિરસ્કાર કરે છે. ત્યાંથી એ પાછી આવી કાશ્યપના આશ્રમમાં રહે છે. માછીની મારફતે વીંટી મળતાં રાજાને પૂર્વના વૃત્તાન્તનું સ્મરણ થાય છે અને પુનઃ રાજાના, શકુન્તલાના તથા પુત્ર ભરતના સમાગમ સાથે નાટકની સમાપ્તિ થાય છે. સંસ્કૃત ભાષાનાં પાંચ મહાનાટકમાંનું આ એક છે. પૂર્વના આર્યોના સંસાર વ્યવહારનું આમાં યથાર્થ દર્શન છે.

## (૫) વિક્રમોર્વશીય.

આ પણ પાંચ મહાનાટકમાંનું એક છે. એની વિગત પ્રસ્તાવનામાં આપેલી છે. એમાં શૃંગારરસ પ્રધાન છે અને પાંચ અંક છે.

## (૬) માલવિકાગ્નિમિત્ર.

આ પણ એક મહા નાટક છે, અને કાલિદાસની પ્રથમકૃતિ હોવાથી શાકુન્તલ અને વિક્રમોર્વશીય કરતાં ઉતરતું છે. ઇ૦ સ૦ પૂર્વે એક, બે શતકમાં થયેલો વિદિશા નગરનો રાજા અગ્નિવર્ણ એનો નાયક છે. અને માલવિકા નાયિકા છે. એના વસ્તુની સંકલના ઘણે અંશે વિક્રમોર્વશીયને મળતી છે.

## (૭) ઋતુસંહાર.

આમાં છએ ઋતુઓનાં સુંદર વર્ણનો છે. એ ખંડ કાવ્ય ગણાય છે. કાલિદાસના વખતના વૈભવોનો, લોકની સમૃદ્ધિનો, વિલાસનો, અને સૃષ્ટિસૌન્દર્યનો આમાં ઘણો મનોહર ચિતાર આપેલો છે.

# કાલિદાસને નામે ચાલતા ગ્રંથો.

## (૮) નલોદય.

આ એક નાનું રસિક કાવ્ય છે અને કાલિદાસે લખેલું છે એવું કહેવાય છે; પરંતુ એની પદ્યની રચના ઉપરથી તથા નાયકપ્રેરિત દૂતિ વાકયો ઉપરથી આપણે કહી શકીએ છીએ કે એ મહાકવિ કાલિદાસની કૃતિ નથી. એ કાવ્ય ઈ. સ. ૧૬૬૪ માં લખાયું હતુ એવું ડા. પિટર્સન લખે છે* ડા. ભાણ્ડારકરને હમણાં આ કાવ્યની એક હસ્તલિખિત પ્રત મળી આવી છે જેમાં એના કર્તાનું નામ રવિદેવ એવું આપેલું છે. આ સીવાય બીજી એક બે પ્રતો જુના સંગ્રહમાંથી મળી છે તેમાં પણ એજ નામ આપેલું છે,† માટે એ મહાકવિ કાલિદાસની કૃતિ નથી એમ સિદ્ધ થાય છે.

## (૯) સેતુકાવ્ય.

આ કાવ્ય પ્રવરસેને કાશ્મિરમાં વિતસ્તા નદી ઉપર બંધાવેલા પુલની સ્મૃતિને અર્થે લખેલું છે. પ્રવરસેન રાજાએ માતૃગુપ્ત નામે કવિ, જેને વિદ્વાનો આપણા કાલિદાસ કહે છે તેમની પાસે લખાવેલું છે. આ સંબંધે આપણે પ્રસ્તાવનામાં વિસ્તારથી લખેલું છે. માતૃગુપ્ત એ કાલિદાસ નથી, માટે આ કાવ્ય પણ તેમનું લખેલું નથી. ખરૂ જોતાં આ કાવ્ય પ્રવરસેન રાજાએ પોતે લખી માતૃગુપ્ત કવિ પાસે સુધરાવેલું છે એમ જણાઇ આવે છે.

## (૧૦) જ્યોતિર્વિદાભરણ.

આ જ્યોતિષ્શાસ્ત્રનો ગ્રંથ કાલિદાસને નામે ચાલે છે. કાલિદાસ કવિ હતા છતાં આવું જ્યોતિષ્નું પુસ્તક શા માટે લખ્યું હશે તેને માટે એવી કથા ચાલે છે કે, એક સમયે શાસ્ત્રી અને જોશીઓ વિક્રમના દરબારમાંથી બહાર ગયા હતા, તે વખતે વિક્રમે મુહૂર્ત પૂછતાં કાલિદાસે તે બતાવ્યું હતું. આ વિષય સંબંધી પોતાની કુશળતા દેખાડવા માટે કાલિદાસે પાછળથી એ ગ્રંથ લખ્યો છે. આ સઘળી દંતકથાજ છે.

---

* રો. એશીયાટીક સોસાઈટીસ જરનલ. પુ. ૧૭.

† રીપોર્ટ ઓન ધી સર્ચ ઓફ સં. મેન્યુસ્ક્રીપ્ટ (૧૮૯૩-૯૪-૯૫).

ડા. **ભાઉદાજી** કહે છે કે આ ગ્રંથ **વિક્રમની પછી** સુમારે ૭૦૦ વર્ષ પછી લખાયેલો છે. આ ગ્રંથનો કર્તા, જીષ્ણુ, **વરાહમિહિર** અને **લલ્લ** આદિ વિદ્વાનોનાં નામ લખે છે. વિષુવદ્દિવસને માટે એ ગ્રંથકાર લખે છે કે જ્યારે સૂર્ય અયનાંશ મેષ રાશિના મુખ આગળ આવે ત્યારે સંક્રાન્તિ થાય. આ ઉપરથી એ પુસ્તક ૪૪૫ શક પછી લખાયેલું હોવું જોઇએ, કારણ કે અયનાંશ તે વખતે ૦ હતો. છઠ્ઠા શતકના જ્યોતિષિઓને આ વાત લક્ષમાં રહી નથી. સાતમા અને આઠમા શતકમાં અયનાંશ કાઢવામાં આવ્યો હતો. આ સિવાય બાર્હપસ્ત્ય સંવતત્સર કાઢવાના જે નિયમો અધ્યાય ૮, શ્લોક ૨૦-૨૧ માં આપેલા છે તે ઉપરથી, તથા અયનાંશ કાઢવા સંબંધે બીજા નિયમો આપેલા છે તે ઉપરથી ગણિત કરી જોતાં જણાય છે કે એ પુસ્તક અંદર લખ્યા પ્રમાણે ઇ. સ. પૂર્વે ૫૭ માં લખાયેલું નથી પરંતુ ઘણું આધુનિક છે અને કાલિદાસ તેનો કર્તા નથી.

આ સિવાય **(૧૧) શ્રુતબોધ. (૧૨) શૃંગારતિલક. (૧૩) શૃંગારરસાષ્ટક. (૧૪) કર્પૂરમંજરી. (૧૫) પુષ્પબાણવિલાસ. (૧૬) શ્યામલાદંડક. (૧૭) નવરત્નમાલા** વગેરે ગ્રંથો કાલિદાસને નામે ચાલે છે, પરંતુ એ એમનાજ છે એવો હજી નિર્ણય થયો નથી.

કાલિદાસના ચરિત વિષે આપણી ગુજરાતી ભાષામાં આજ સુધી કંઇ પણ લખવામાં આવ્યું નથી, એ કવિને માટે વિદ્વાનોએ કેવા કેવા શોધ કર્યા છે તે સામાન્ય વાચકવર્ગના જાણવામાં નથી, તથા ગુજરાતી પ્રજાનો મોટો ભાગ એ વિષયે કંઇક વિશેષ જીજ્ઞાસુ જણાય છે ઇત્યાદિ કારણોને લીધે એ કવિનું નિબંધરૂપે ચરિત લખવાનો આમાં મેં પ્રયાસ કરેલો છે. જો વિષય સારો લખાયો હોય, તો ડા. **ભાઉદાજી**, મી૦ **શંકર** પાંડુરંગ પંડિત, પ્રો. **આર. એન. આપ્ટે**, મિ૦ **નંદારગીકર**, ડા. કર્નિંગહામ, ડા. **પિટરસન**, ડા. **મેક્ષમ્યુલર** વગેરે જે વિદ્વાનોના લેખનો મેં સંપૂર્ણ આશ્રય લીધો છે તેમને એનો યશ છે અને એમાં જો ખામીઓ અને દોષ હોય તો તેના અપયશનો ભાગી હું છું. ધાર્યા કરતાં વિષય ઘણો લાંબો થઇ ગયો છે માટે એ વિષયને પ્રતિકૂળવૃત્તિવાળા વાચક કિંવા ટીકાકારને વાંચતાં કંટાળો આવે, અથવા મિથ્યા પિંજણ જેવું લાગે તો તેની માત્ર મારે ક્ષમા ઇચ્છવાની છે.

આ પ્રસ્તાવના છપાઇ રહેવા આવતી વખતે મિ૦ નંદારગીકરની રઘુવંશની નવી આવૃત્તિ મારા જોવામાં આવી છે. કાલિદાસના કાલનિર્ણય સંબંધે કેટલીએક બાબતો એમાં સારા વિસ્તારથી આપી છે; પરંતુ આ પ્રસ્તાવનાના ફરમાઓ છપાઇ રહેવા આવેલા હોવાથી મારાથી એનો ઉપયોગ થઈ શકયો નથી તેથી દિલગીર છું. જો તેમ બન્યું હોત તો કોઇ કોઇ સ્થળે વિષય વધારે સ્ફુટ અને દૃઢ કરી શકાત; તેમ છતાં આ પુસ્તકની જો સદ્ભાગ્યે બીજી આવૃત્તિ થવા પામશે તો એ વિદ્વાનના પરિશ્રમનો હું પણ લાભ લઇશ.

चिरादाबद्धसद्भावं नानावृत्तमनोहरम् ।
समाप्तं सहसाद्यैव चरितं तच्छिवेच्छया ॥

મુંબાઇ.
તા૦ ૯ નવેમ્બર ૧૮૯૭.

લી૦
કિ. ધ. ભટ્ટ.



# પાત્ર વર્ગ.

---

સૂત્રધાર–સર્વ નટોનો ઉપરી.
પારિપાર્શ્વક–સૂત્રધારનો સહાયક નટ.
રાજા–પુરૂરવ નામનો ચંદ્રવંશનો રાજા. નાટકનો નાયક.
ઉર્વશી–સ્વર્ગની એક અપ્સરા. નાટકની નાયિકા.
રંભા }
મેનકા } અપ્સરાઓ; ઉર્વશીની સખીઓ.
સહજન્યા }
ચિત્રલેખા–અપ્સરા; ઉર્વશીની પ્રિયસખી.
સૂત–રાજાનો સારથી.
ચિત્રરથ–ગંધર્વોનો રાજા. (કાદમ્બરીનો પિતા.)
વિદૂષક–રંગલો; રાજાનો મિત્ર.
ચેટી }
નિપુણિકા } રાણી કાશીરાજપુત્રીની માનીતી દાસી.
દેવી–પુરૂરવની પટરાણી કાશીરાજપુત્રી; ઉપનાયિકા.
ગાલવ }
પેલવ } ભરતમુનિના શિષ્યો.
કંચુકી–રાજાનો છડીદાર.
પરિજન–રાજાના ખાનગી સેવકો. ( ખવાસો. )
કિરાત–ભિલ્લ. ( શિકારી. )
યવની–રાજાનું ધનુષ ધરનારી ગ્રીક અથવા આયોનીયન દેશની કુમારિકા.
તાપસી–ચ્યવન ઋષિના આશ્રમમાંની એક તાપસ સ્ત્રી.
કુમાર–પુરૂરવનો ઉર્વશીથી થયેલો આયુ નામે પુત્ર.
નારદ–એ નામના પ્રસિદ્ધ મુનિ.
વૈતાલિકો–રાજાની સ્તુતિ કરનારા.

---

# विक्रमोर्वशीय.

## प्रथमोऽङ्क.

### नान्दी.

शार्दूलविक्रीडित.

[1]જે અદ્વૈત વદાય છે શ્રુતિવિષે વ્યાપી રહ્યો ભૂ નભે,
જેમાં ઈશ્વર એ અનન્યપદનું યાથાર્થ્ય આવી રહે;

---

૧. જે અદ્વૈત ઈત્યાદિઃ—જેને શ્રુતિવિષે, વેદ ઉપનિષદ્ વગેરેમાં, અદ્વૈત, એક રૂપે, વર્ણવ્યો છે; ઈશ્વરના અદ્વૈતભાવને માટે तैत्तिरीयउपनिषद्‌માં આ પ્રમાણે કહેલું છેઃ—

"पुरुषो वै रुद्रः सन् महो नमोनमः ।
वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकः ॥
तेनेदं पूर्णं पुरुषेण सर्वम्" इत्यादिः

વળી—इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान् परः ॥
महतः परमव्यक्तं अव्यक्तात्पुरुषः परः ।
पुरुषान्नापरं किंचित् सा काष्ठा सा परा गतिः ॥

વળી—अंगुष्ठमात्रपुरुषो ज्योतिरिवाधूमकः
ईशानो भूतभव्यस्य स एवाद्यः स उ श्वः ॥

એ પ્રમાણે काठोपनिषद्‌માં પણ વચનો છે.

**વ્યાપી** રહ્યો ઈઃ—જે પૃથ્વી અને આકાશમાં વ્યાપી રહેલો છે અર્થાત્ સર્વત્ર વ્યાપ્ત છે એવો; મૂળમાં व्याप्य स्थितं रोदसी એવું પદ છે. તેનો અર્થ મી૰ પંડિત પૃથ્વી અને આકાશમાં વ્યાપી રહેતાં અવશેષ રહેલો એવો લે છે, અને તેના પ્રમાણમાં पुरुषसूक्त (ऋग्वेद १०—९०) માંનું 'स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशांगुलम्' આ વચન ટાંકે છે. બીજા ટીકાકારો માત્ર ભૂમિ અને આકાશમાં વ્યાપી રહેલો એવો અર્થ લે છે. ઉભય અર્થ ઘટિત છે. व्याप्य स्थितं रोदसी

રૂંધી પ્રાણ મુમુક્ષુથી સતત જે શોધાયછે અંતરે,
તે આપો દૃઢ ભક્તિયોગસુલભ સ્થાણુ સદા મોક્ષને.' ૧

એનો લાક્ષણિક અર્થ પૃથ્વી અને અવકાશમાં વ્યાપી રહેલો એવોજ લાગે છે. **શા**કુન્તલમાં પણ "या स्थिता व्याप्य विश्वं" એમાં આવોજ અર્થ છે અને મેં પણ એ અર્થ સ્વીકાર્યો છે.

**જેમાં** ઈશ્વર ઈ:—જેમાં "ઈશ્વર" એ અનન્ય, બીજાને ન લગાડાય એવા, પદનું યાથાર્થ્ય એટલે યોગ્ય અર્થ આવી રહે છે. "ઈશ્વર" એ પદ એના વિના બીજાને લગાડાય નહીં તેમ તેનો યથાર્થ બીજામાં ઘટે પણ નહીં. ઈશ્વર શબ્દનો ગમે તે પ્રકારે અર્થ કરો તોપણ તે એનામાં સંપૂર્ણ રીતે ઘટતો આવે છે.

**રૂંધી પ્રાણ** ઈત્યાદિ:—પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન એ પાંચ પ્રાણને સ્થિર કરી મુમુક્ષુઓ જેને અંતરમાં શોધે છે એવો. ઈશ્વરને શોધવાનું સ્થાન અંતર સિવાય બીજું નથી. જુવો भगवद्गीता—"ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ॥

**તે આપો** ઈત્યાદિ:—'દૃઢ ભક્તિયોગ સુલભ' દૃઢ ભક્તિ અને યોગધ્યાનથી પ્રાપ્ત થઈ શકે એવો. એ શ્રદ્ધાભક્તિ અને ધ્યાનથીજ મળી શકે છે; અન્યથા નહીં. આને માટે रगंनाथ કૈવલ્યોપનિષદ્‌માંનું નીચેનું પ્રમાણ આપે છે.

"श्रद्धाभक्तिध्यानयोगादवेहि"

દૃઢભક્તિના યોગથી-ઉપાયથી સુલભ, એવો અર્થ પણ ટીકાકારો લે છે. રંગનાથ યોગનો અર્થ ઉપાય આપે છે. યોગને માટે काठोपनिषद् માંનાં નીચેનાં પ્રમાણો મી૦ પંડીતે આપેલાં છે.

"यदा पंचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम् ॥
तं योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।"

पातंजलयोगसूत्र માં પણ योगश्चित्तवृत्तिनिरोधः એ પ્રમાણે કહેલું છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે ચિત્તવૃત્તિઓનો નિરોધ કરી દૃઢભક્તિથી સાક્ષાત્કાર થતો સ્થાણુ (શિવ) તમને સર્વદા મોક્ષ આપો. શિવનું સ્થાણુ એ નામ તે નિરંતર ઉભા રહે છે તે ઉપરથી પડયું હશે એમ ઘણાનું મત છે. જુવો.

"ततः प्रभृति विश्वात्मा न प्रसूते शुभाः प्रजाः
स्थाणुवन्निश्चलो यस्मात्स्थितः स्थाणुरतः स्मृतः"

ઈત્યાદિ પુરાણવચનોથી આનું સમર્થન થાય છે. સમુચ્ચયાર્થ એજ કે:— જે વેદાન્તમાં અદ્વૈત વદાય છે, સર્વત્ર વ્યાપી રહ્યા છે, ઈશ્વર એ પદ જેને એકલાનેજ છાજે છે, મુમુક્ષુઓ જેને ધ્યાન ધરી અંતરમાં શોધે છે તથા જે દૃઢ ભક્તિ અને યોગથી (ધ્યાનથી) ગમ્ય છે તે સ્થાણુ, શિવ, તમને મોક્ષ આપો. તમારૂં કલ્યાણ કરો.

२(नान्धन्ते.)

२. नान्धन्ते ઈત્યાદિ—નાન્દીની વ્યાખ્યા જુદે જુદે ઠેકાણે કંઈ કંઈ જુદી જોવામાં આવે છે. નિર્વિઘ્ન સમાપ્તિને માટે મંગલાચરણ કરવાના સંપ્રદાયને અનુસરી સર્વે ગ્રંથોમાં નાન્દી જોવામાં આવે છે. मातृगुप्ताचार्य નાન્દીને માટે આ પ્રમાણે લખે છે.

"आशीर्नमस्क्रियारूपः श्लोकः काव्यार्थसूचकः"
'आशीर्वचनसंयुक्ता नित्यं यस्मात्प्रयुज्यते ।
देवद्विजनृपादीनां तस्मान्नान्दीति संज्ञिता'

આ ઉપરથી જણાય છે કે નાન્દીમાં મુખ્ય આશીર્વાદ, નમસ્કાર, અથવા વસ્તુનિર્દેશ એમાંનું કંઈપણ જોઈએ. ઘણી નાન્દીઓમાં આ ત્રણે હોય છે. કાલિદાસની નાન્દીઓમાં એમજ છે. આ નાન્દીમાં ત્રણે વાનાં છે. શિવની સ્તુતિ છે, સભાજનોને આશીર્વાદ છે અને વસ્તુનિર્દેશ પણ છે. વસ્તુનું સૂચન આ પ્રમાણે કરવામાં આવ્યું છે. વેદાન્ત એટલે બ્રહ્માવર્ત અથવા આર્યાવર્ત દેશમાં અસામાન્ય પ્રજાપાલન, દયા, દાક્ષિણ્ય આદિ ગુણોને લીધે જે અદ્વૈત શ્રેષ્ઠ રાજ્યકર્તા ગણાય છે; જે પોતાની કીર્તિવડે પૃથ્વી અને આકાશમાં, સ્વર્ગમાં, વ્યાપી રહ્યો છે, અર્થાત્ જેની કીર્તિ પૃથ્વી અને સ્વર્ગમાં ફેલાયેલી છે; (ઈન્દ્રને યુદ્ધ પ્રસંગે આ રાજાએ સાહાય્ય કરેલું છે એ ઉપરથી એની કીર્તિ સ્વર્ગમાં તથા પૃથ્વીપર ગવાય છે) કોઈનો નિગ્રહ કરવો, કોઈના ઉપર અનુગ્રહ કરવો ઈત્યાદિ સત્તાને લીધે જેનામાં ઈશ્વર એ શબ્દ યથાર્થ ઘટતો છે; નિયમમાં રાખેલા પ્રાણાદિથી મુમુક્ષુઓ, ઉદાસીન જનો, પણ જેનું અંતરમાં ધ્યાન કરે છે; (એ રાજાના જેવો બીજો પ્રજાપાલક કોઈ નથી એવું ચિન્તન કરે છે) દૃઢ ભક્તિના યોગથી, દૃઢ અનુરાગથી, જે પ્રજાને સુલભ થઈ પડે છે; (અથવા દૃઢ ભક્તિવાળી ઉર્વશીને જે યોગથી, સંગમનીય મણિરૂપ સાધનથી, સુલભ, પ્રાપ્ત થયેલો છે; આથી રાજાની ઉર્વશી પ્રત્યેની પ્રીતિ તથા સંગમનીય દ્વારાએ તેનો ઉર્વશી સાથે સંગમ, એ બંનેનું સૂચન થાય છે.) તે સ્થાણુ, અત્યંત સ્થિર, દૃઢ, પુરૂરવ નામનો કથાનાયક તમારૂં શ્રેય કરો—યોગ ક્ષેમ આપી કલ્યાણ કરો.

કાલિદાસનાં બધાં નાટકોમાં, કાવ્યોમાં આરંભે શિવની સ્તુતિ છે. શાકુન્તલ, વિક્રમોર્વશીય, માલવિકાગ્નિમિત્ર, રઘુવંશ વગેરેમાં આમ છે, અને આખો કુમાર તો શંકરનીજ કથાનો છે. આમ છતાં મિ. પંડિતનું એવું ધારવું છે કે કાલિદાસ શૈવના કરતાં વૈષ્ણવ વધારે હતો. માત્ર સેતુકાવ્યમાં વિષ્ણુની સ્તુતિ છે. એમનું કહેવું એમ છે કે જોકે કાલિદાસ શિવને સર્વ દૈવતમાં શ્રેષ્ઠ ગણે છે છતાં વિષ્ણુને માટે તથા બ્રહ્મદેવને માટે પણ એણે એવું લખેલું છે. રઘુવંશ, સર્ગ ૧૦ શ્લોક ૧૬-૧૮. કુમારસંભવ. સ. ૨-૪-૯. વળી સર્ગ ૭-૪૪. વગેરે સ્થળે વિષ્ણુ, બ્રહ્મા વગેરેને શ્રેષ્ઠ માન્યા છે, અથવા ત્રણેને એક માન્યા છે, માટે એ વૈષ્ણવ હોવો જોઈએ. આપણા કવિઓની એવી રીત છે કે જે જે દેવની સ્તુતિ કરે તે તે

**સૂત્રધાર**—(નેપથ્ય સામું જોઇ) મારિષ ! આમ આવો.

(પારિપાર્શ્વક પ્રવેશ કરીને)

**પારિપાર્શ્વક**—ભાવ ! આ આવ્યો.

---

દેવને શ્રેષ્ઠ ગણે છે. **શિવ**પુરાણ, **વિ**ષ્ણુપુરાણ, **કા**લિકાપુરાણ, **દે**વીભાગવત વગેરેમાં જ્યાં જ્યાં તે તે દેવતાઓની સ્તુતિ કરવામાં આવે છે ત્યાં ત્યાં તેમનેજ સર્વોપરિ ગણવામાં આવે છે. આવાં દૃષ્ટાન્ત અનેક પુરાણોમાંથી મળી આવશે. જે દેવતાને ઉદ્દેશી ગ્રંથ રચવા માંડયો હોય તે ગ્રંથમાં તેને ઉત્તમ માનવાનાં દૃષ્ટાન્ત આપણે જોઈએ છીએ. પુસ્તકના અંગમાં ક્યાંક સ્તુતિ આવી ત્યાં એમ લખે એમાં કંઈ નવાઈ નથી. પોતાના પ્રિય દેવના વિના બીજાની ગ્રંથને આરંભે સ્તુતિ કરવાની કોઈપણ ગ્રંથકારને ઈચ્છા થાય નહીં. ગમે તેમ હો પરંતુ **કા**લિદાસ વૈષ્ણવ હોય એમ માનવામાં આવતું નથી. **સે**તુકાવ્યમાં એણે **વિ**ષ્ણુની સ્તુતિ કરી છે. એ કાવ્ય **પ્ર**વરસેને આરંભેલું હતું અને તેથી તેમાં આવી સ્તુતિ મુકવાનું કંઈપણ કારણ હશે. વળી એ કાવ્ય **કા**લિદાસનું છે એને માટે હજી ક્યાં નિશ્ચય થયેલો છે?

૩. **સૂ**ત્રધાર—સૂત્ર એટલે સબીજ નાટકનું અનુષ્ઠાન, તેને ધારણ કરનાર; અર્થાત નાટકની દોરી ખેંચનાર, તેને હાથમાં રાખી ભજવનાર. કહ્યું છે કે :—

'नाट्यस्य यदनुष्ठानं तत्सूत्रं स्यात्सबीजकम् ।
रंगदैवतपूजाकृत् सूत्रधार उदीरितः'

**સા**ગર આ પ્રમાણે કહે છે.

'पूर्वरंगो भवेदेषां आदौ देवार्चनाविधिः ।
तद्विधाता स विज्ञेयः सूत्रधारश्च सूत्रभृत् ॥
अनुष्ठानं प्रयोगस्य सूत्रमाहुः सबीजकम् ॥

હવે સૂત્રધાર કેવો જોઈએ તેને માટે **મા**તૃગુપ્તાચાર્ય આ પ્રમાણે લખે છે.

"चतुरो नाट्यनिष्णातोऽनेकभाषासमावृतः ।
नानाभरणतत्वज्ञो नीतिशास्त्रार्थतत्ववित् ॥
वेषोपचारचतुरः पौरैषणाविचक्षणः ।
नानागतिप्रचारज्ञो रसभावविशारदः ॥
नाट्यप्रयोगनिपुणो नानाशिल्पकलान्वितः ।
छंदोविधानतत्त्वज्ञः सर्वशास्त्रविचक्षणः ॥
तत्तद्गीतानुगलयकलातालावधारणः ।
अवधाय प्रयोक्ता च योक्तॄणामुपदेशकः ॥
एवं गुणगणोपेतः सूत्रधारो निगद्यते ।"

૪ **સૂત્રધાર**—મારિષ ! ( આ )સભાએ પૂર્વના કવિઓનાં નાટકોના પ્રયોગો વારંવાર જોયા છે ( તેથી ) આજે હું 'વિક્રમોર્વશીય' નામનું અપૂર્વ નાટક ભજવી બતાવવા ધારૂં છું, માટે પાત્રવર્ગને કહો કે, 'સર્વેએ પોતપોતાના પાઠમાં સાવધાન રહેવું.':—

---

**નેપથ્ય**:- **રંગનાથ** રંગભૂમિની અંદરના વેષ પેહેરવાના સ્થાનને નેપથ્ય કહે છે. **સાગર**, અંદરનો પડદો એ નેપથ્ય એમ કહે છે. અને બીજાઓ ' नेपथ्यं स्याजवनिका ' નેપથ્ય એટલે પડદો એવું કહે છે. સામાન્ય અર્થ એ કે અંદરનો પડદો.

**મારિષ**-સૂત્રધારથી કંઈક ઉતરતા દરજ્જાવાળો પારિપાર્શ્વક નામનો નટ. ભરતમુનિ એની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે.

"सूत्रधारस्य पार्श्वे यः प्रवदन्कुरुतेऽर्थनाम् ।
काव्यार्थसूचनालापं स भवेत्पारिपार्श्वकः ॥"

૪. મૂળમાં "दृष्टः प्रयोगबन्धः" એમ છે. તેની ટીકામાં મી० પંડિત લખે છે કે પ્રયોગબન્ધ એ એક વચન બહુ વચનને અર્થે વપરાયેલું છે. 'વારંવાર જોયેલા છે' એપરથી સભાએ ઘણા પ્રયોગ જોયા હશે એમ અનુમાન થાય છે. બીજી પ્રતોમાં दृष्टाः प्रयोगबन्धाः એવો પાઠ છે અને તે ઉક્ત અર્થને અનુસરતો હોવાથી મેં સ્વીકાર્યો છે.

**વિક્રમોર્વશીય** નામનું ઇત્યાદી:- **રંગનાથ** આ નાટકને ઠેકાણે ત્રોટક એમ લે છે. ઘણા **વિક્રમોર્વશીય**ને ત્રોટક ગણે છે. **સાહિત્ય** દર્પણમાં એની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે.

"सप्ताष्टनवपंचाङ्कं दिव्यमानुषसंश्रयम् ।
त्रोटकं नाम तत्प्राहुः प्रत्यंकं सविदूषकम् ॥"

સાત, આઠ, નવ, અથવા પાંચ અંક ત્રોટકમાં જોઇએ. તે પ્રમાણે આમાં પાંચ અંક છે. દિવ્ય અને માનુષ પાત્રો પણ છે અને ચોથા અંક સિવાય બધા અંકોમાં વિદૂષક પણ છે. **રંગનાથ** આને ત્રોટક ગણતાં લખે છે કે એકાદ અંકમાં વિદૂષક ન હોય તો તે દોષ ગણાય નહીં. વળી એમાં શૃંગાર રસ પ્રાધાન્ય છે અને કૌશિકી વૃત્તિ છે. પ્રોફેસર **વિલસન** અને **મોનિર** વુલીયમ પણ આને ત્રોટક ગણે છે. એકલા ચોથા અંકમાં નહીં પણ પેહેલા અને ચોથા બંનેમાં વિદૂષક નથી. વળી સઘળાં દૃશ્ય કાવ્યોના બે મોટા ભાગ છે; એક રૂપક અને ઉપરૂપક. ત્રોટક એ ઉપરૂપકના પેટા ભાગમાં આવે છે અને ઉતરતાં પ્રકારનાં રૂપકોમાં ગણાય છે. **વિક્રમોર્વશીય** તેવું નથી; નાટકના કરતાં કોઇ પણ રીતે ઉતરે તેમ નથી માટે એને નાટક એ નામ વધારે યોગ્ય છે.

પારિપાર્શ્વક—જેવી ભાવની આજ્ઞા.

(એમ કહી જાય છે.)

સૂત્રધાર–લાવ ત્યારે હવે હું આ પૂજ્ય આર્યજનોને વિજ્ઞાપના કરૂં.

(પ્રણામ કરીને)

**ગીતિ.**

[૫] વિનય ધરી અમ સાથે, માન્યવડે ઉચ્ચપાત્રના અથવા;
મન દઈ સભાજનો સૌ, સુણજો કવિ કાલિદાસની કૃતિ આ. ૨

(નેપથ્યે)

દેવતાઓનો પક્ષ લેનાર અથવા તો જેની આકાશમાર્ગમાં ગતિ હોય તે અમારૂં રક્ષણ કરો! રક્ષણ કરો!!

સૂત્રધાર—(કાન દઈ) અરે! મારી વિજ્ઞાપના થઇ રહી એટલે આકાશમાં કુરરીના જેવો શબ્દ શાનો સંભળાય છે વારૂ? (વિચાર કરી) હાં, હાં; ઠીક, સમજ્યો.

**વસંતતિલકા.**

[૬]નારાયણોરૂથી થયેલી સુરસ્ત્રી આજે,
પાછી ફરી હતી કુબેરગૃહેથી તેને;
બંદી કરી હરી ગયા અડધેથી દૈત્યો,
તેથી હવે શરણ માગતી અપ્સરાઓ.

(એમ કહી જાય છે.)

## ઇતિ પ્રસ્તાવના.

---

૫. **વિનયધરીઇ**:– અમે પ્રયોગ જોવાની પ્રેમ પૂર્વક પ્રાર્થના કરીએ છીએ, પ્રણયી છીએ, તેના પ્રત્યે વિનય દર્શાવીને, કિંવા પુરૂરવ જે ઉચ્ચનાયક (પાત્ર) છે તેને માન આપીને આ કાલિદાસની કૃતિ સાંભળો. મૂળમાં सद्वस्तुपुरुषबहुमानात् એવું પદ છે. **રંગનાથ** સદ્વસ્તુ એટલે નાટકનું સરસ વસ્તુ અને પુરૂષ એટલે કથાનાયક એવો અર્થ લે છે. **કાટયવેમ** પ્રશસ્ત કથાનાયક એવો અર્થ લે છે. ઉચ્ચ કથાનાયક અથવા નાટકનું શ્રેષ્ઠ પાત્ર એવો સામાન્ય અર્થ આ ભાષાન્તરમાં લેવામાં આવ્યો છે.

૬. **નારાયણોરૂથી** ઈત્યાદિ-નારાયણની ઉરૂ, જંઘા, તેમાંથી. **નારાયણે** પોતાની જંઘામાંથી **ઉર્વશીને** ઉત્પન્ન કરી હતી. **દક્ષપ્રજાપતિની** દશ કન્યાઓમાંની એકને પેટ આ **નર** અને **નારાયણ** જન્મ્યા હતા. નાનપણથીજ જ્ઞાન થવાથી તેઓ

(પછી અપ્સરાઓ પ્રવેશ કરે છે.)

**સર્વ—દેવતાઓનો પક્ષ લેનાર, અથવા તો જેની આકાશ માર્ગમાં ગતિ હોય તે અમારૂં રક્ષણ કરો! રક્ષણ કરો!!**

(પછી રથમાં બેઠેલો રાજા અને સારથી પ્રવેશ કરે છે.)

---

બદ્રિકાશ્રમમાં તપ કરવા જતા રહ્યા અને આ કલિયુગમાં પણ મૂર્તિરૂપે તપ કર્યા કરે છે એમ માનવામાં આવે છે. એમનું ઉગ્ર તપ જોઈ ઈન્દ્રે ભય પામી તેમના તપમાં ભંગ પાડવાને માટે અપ્સરાઓ મોકલી; પરંતુ તેમનાથી ન ચળતાં **નારાયણે** એક પુષ્પ પોતાની જંઘા ઉપર મુકી તેમાંથી સ્ત્રી ઉત્પન્ન કરી. જંઘા—ઉરૂમાંથી ઉત્પન્ન થઈ માટે એનું ઉર્વશી એવું નામ પડયું. આને જોઈ સ્વર્ગની સઘળી અપ્સરાઓ લજવાઈ ગઈ. આમ કરી **નારાયણે** તેમને બતાવી આપ્યું કે જો મારે ભોગની ઈચ્છા હોય તો હું તમારા કરતાં પણ સુંદર સ્ત્રીઓ ઉત્પન્ન કરી શકું તેમ છે. આથી એમનો પ્રભાવ જાણી સર્વે અપ્સરાઓ લજવાઈ પાછી ગઈ અને **નારાયણે** ઇન્દ્રને આ ઉર્વશી અર્પણ કરી તે વખતથી તે સ્વર્ગમાં રહેવા લાગી. (જુવો 'પે'લાં નારાયણે આને ઈન્દ્રને અરપી હતી.' અંક ૧ પદ્ય ૧૪).

આ **નર** અને **નારાયણ** ઘણા જુના ઋષિઓ ગણાય છે. એમને માટે **ઋ**ગ્વેદમાં બે ઋચાઓ છે. (૬-૧૨ અને ૬-૧૩) **પુરૂષસૂક્ત** (ઋગ્વેદ ૧૦-૯૦) વેદના કાળ પછી પુરાણકાળમાં કૃષ્ણ અને અર્જુન એમના અવતાર છે એવું મનાવા લાગ્યું. **ભીષ્મપર્વમાં** આનું દૃષ્ટાન્ત છે. ઉર્વશીની ઉત્પત્તિની વધારે કથા માટે જુવો ટીકા (૮).

**અપ્સરાઓ**—દેવોએ જ્યારે હજાર વર્ષ સૂધી ક્ષીરસમુદ્રનું મંથન કર્યું ત્યારે તેમાંથી અપ્સરાઓ નિકળી. જુવો.

**"अप्सु निर्मथनादेव रसात्तस्माद्वरस्त्रियः ।**
**उत्पेतुर्मनुजश्रेष्ठ तस्मादप्सरसोभवन् ॥**
**षष्टिकोट्योभवंस्तासां अप्सराणां सुवर्चसाम् ।**
**दिव्यानां दिव्यरूपाणां दिव्याभरणवाससाम् ॥"**

**કાશીખંડમાં** એમની સંખ્યા સાડાત્રણ કરોડ લખે છે. અપ્સરાઓને સ્નાન કરવાનો ઘણો શોખ હોય છે. તેઓ ઈન્દ્રની પાસે રહે છે અને જ્યારે કોઈનું તપ ભંગ કરવું હોય ત્યારે તેમને મોકલવામાં આવે છે.

**પ્રસ્તાવનાનું** લક્ષણ સાહિત્યકારો આવું આપે છે.

**"नटी विदूषको वापि पारिपार्श्वक एव वा ।**
**सूत्रधारेण सहिताः संलापं यत्र कुर्वते ॥**
**चित्रैर्वाक्यैः स्वकार्योत्थैः प्रस्तुतापेक्षितैर्मिथः**
**आमुखं तत्तु विज्ञेयं नाम्ना प्रस्तावनापि सा ॥"**

७ રાજા—બહુ થયું; બહુ થયું; આક્રંદ કરવું જવાદો (અને) સૂર્યોપસ્થાન કરી પાછા આવેલા આ પુરૂરવ પાસે આવી કહો કે આપનું કોનાથી રક્ષણ કરવાનું છે?

---

નટી, વિદૂષક, પારિપાર્શ્વક વગેરે સૂત્રધારની સાથે પ્રસ્તુત વિષયને અનુસરતાં નાના પ્રકારનાં વાક્યોથી જે સૂચન કરે છે તે પ્રસ્તાવના અથવા આમુખ કહેવાય છે. એના પાંચ ભાગ છે.

'उद्घात्यकः कथोद्घातः प्रयोगातिशयस्तथा
प्रवर्तकावलगिते पंच प्रस्तावनाभिदाः '.

ઉદ્ઘાત્યક, કથોદ્ઘાત, પ્રયોગાતિશય, પ્રવર્તક, અવલગિત એ પાંચ ભેદ. અહીં પ્રયોગાતિશયથી પાત્રનો પ્રવેશ કરાવ્યો છે કારણ કે સૂત્રધારે પોતાની વાત કરી દઈ "રક્ષણ કરો રક્ષણ કરો" ઈત્યાદિ વાક્યોથી અપ્સરાઓનો પ્રવેશ કરાવ્યો છે. પ્રયોગાતિશયનું લક્ષણ આ પ્રમાણે છે.

"यदि प्रयोगे एकस्मिन्प्रयोगोन्यः प्रयुज्यते ।
तेन पात्रप्रवेशश्चेत्प्रयोगातिशयस्तदा ॥"

બીજા ભાગનાં લક્ષણ લંબાણ થવાના ભયથી અહીં આપ્યાં નથી.

૭. સૂર્યોપસ્થાન—વર્ષમાં બારવાર એટલે મહિને મહિને સૂર્ય જુદી જુદી રાશીઓમાં બદલાય છે તે વખતે વેદમંત્ર પ્રમાણે તેમની સ્તુતિ કરવા એક રૂષિ, નૃત્ય કરવા એક અપ્સરા, ગાયન કરવાને એક ગંધર્વ, અને એવી બીજી ઉપાસનાને માટે એક યક્ષ, રાક્ષસ અને નાગને રેહેવું પડે છે. પ્રત્યેક રાશીના સૂર્ય વખતે વારા પ્રમાણે જુદા જુદા રૂષિ, અપ્સરા વગેરેને જવું પડે છે. (જુવો. 'અપ્સરાઓના વારા પ્રમાણે ભગવાન્ સૂર્યના પાદકિરણોની ઉપાસના કરવા મારે જવાનું છે ' એ ચોથા અંકના આરંભનું ચિત્રલેખાનુ વચન) કૂર્મપુરાણમાં પ્રત્યેક રાશીવાર આનો વિસ્તાર લખેલો છે.

ઉર્વશીનું હરણ થયું તે વખતે પુરૂરવ સૂર્યનું ઉપસ્થાન કરવા ગયો હતો. આ નિત્ય કે નૈમિત્તિક વિધિ હતો એ બરાબર સમજી શકાતું નથી, પરંતુ મી૦ વૈદ્ય લખે છે તેમ કાશીરાજ પુત્રીના "ભગવાન્ સૂર્યની ઉપાસના કરી આવ્યા પછી આર્યપુત્ર હૈયાસૂના જેવા લાગે છે." એ વચનથી અનુમાન થાય છે કે એ નૈમિત્તિક ઉપસ્થાન હશે; કારણ કે રાજા પુનઃ બીજે દિવસે ગયો હોય એમ લાગતું નથી. તેમજ રાજાનાં કામ પ્રમાણે દિવસના જે વિભાગો સ્મૃતિકારે પાડેલા છે તેમાં પણ કંઈ નથી.

પુરૂરવ—ચંદ્રના પુત્ર બુધથી ઈલામાં ઉત્પન્ન થયેલો ચંદ્રવંશનું સ્થાપન કરનાર રાજા. મત્સ્યપુરાણમાં એની કથા આપેલી છે. ભાગવતમાં તથા ભવિષ્યોત્તર પુરાણમાં પણ છે. કૃતયુગના આરંભમાં સૂર્યનો નપ્તા મનુ પ્રતિષ્ઠાન નગરમાં રાજ્ય કરતો હતો. તેને ઘણા પુત્રો હતા તેમાંનો એક ઈલ નામે હતો. આ ઈલ

રંભા—અસુરોની ધૃષ્ટતાથી.

રાજા—અસુરોની ધૃષ્ટતાએ આપનો શો અપરાધ કર્યો છે?

૮ રંભા—સાંભળીયે મહારાજ! ઉગ્ર તપથી બી'તા રહેનાર ઇન્દ્રનું સુકુમાર અસ્ત્ર, રૂપથી છકી ગયેલી લક્ષ્મીનો મદ ઉતારવાનું સાધન, તથા જે સ્વર્ગની શોભા છે તે અમારી પ્રિય સખી

---

એક દિવસ મૃગયા કરવા જતાં ભૂલથી ઉમાવનમાં પેશી જતાં સ્ત્રી થઇ ગયો. જેમ કુમારવનમાં જે સ્ત્રી પેસે તે લતા બની જાય એવી કાર્ત્તિક સ્વામિએ મર્યાદા બાંધી હતી, તેમ પાર્વતીના વનમાં પેસતાં પુરૂષ સ્ત્રી થઈ જાય તેવી મર્યાદા શિવે બાંધી હતી. વનમાં પેસતાં સ્ત્રી થઇ ગયેલા ઈલની ઈલા થઇ. આગળ ચાલતાં બુધ સરોવરના તટમાં તપ કરતો હતો તે ઈલાને દેખી મોહિત થઇ ગયો અને તેની સાથે રહ્યો. બુધથી ઈલાને એક પુત્ર થયો તેનું નામ પુરૂરવ પાડયું. સ્ત્રીત્વથી કંટાળી ઈલાએ પુરૂષત્વ પામવાને મહાદેવની આરાધના કરી ત્યારે એવું વરદાન મળ્યું કે પાર્વતીના શાપથી તું એક મહિનો સ્ત્રી રહીશ અને શિવના અનુગ્રહથી એક મહિનો પુરૂષ થઈશ. આ પ્રમાણે થોડો કાળ નિર્ગમન કર્યા પછી ઈલ પોતાના પુત્ર પુરૂરવને રાજ્ય સોંપી તપ કરવા ગયો. પુરૂરવ એક દિવસે સૂર્યોપસ્થાન કરી પાછો આવતો હતો ત્યારે માર્ગમાં કેશી દાનવે હરણ કરેલી ઉર્વશી તેના જોવામાં આવી. દાનવને મારી રાજાએ ઉર્વશીને ઈન્દ્રની પાસે પોંચતી કરી. આ વખતથી રાજાની અને ઉર્વશીની પ્રીતિ બંધાઇ હતી. એક દિવસે સ્વર્ગમાં લક્ષ્મીસ્વયંવર નામના નાટકનો પ્રયોગ થતો હતો ત્યાં પુરૂરવને જોવા તેડાવ્યો હતો. તે વેળાએ પ્રેમથી મૂઢ બનેલી ઉર્વશીએ ભૂલ કરી તેથી મર્ત્યલોકમાં જવાને માટે ભરત મુનિએ તેને શાપ દીધો. આથી ઉર્વશી પૃથ્વીપર આવી પુરૂરવની સાથે રહી. એના પેટથી રાજાને છ પુત્રો થયા. કોઇ ઠેકાણે આઠ પુત્ર થયા એમ કહેલું છે. તેમનાં નામ ઉર્વશીપરની ટીકામાં આપેલાં છે. પુરૂરવ ઘણો પરાક્રમી હતો અને દેવદાનવોના યુદ્ધમાં ભાગ લેતો હતો.

૮. ઉર્વશી-(उरून् महतोपि अश्नुते वशीकरोतीति=મોટા મોટાને વશ કરનારી) ऋग्वेद માં ઉર્વશીનું નામ જોવામાં આવે છે. (उर्वश्यसि पुरूरवा असि घृतेनाक्ते वृषणं दधाथाम्) હરિવંશમાં એને માટે આ પ્રમાણે લખેલું છે.

**नारायणोरुं निर्भिद्य संभूता वरवर्णिनी।**
**एलस्य दयिता देवी योषिद्रत्नं किमुर्वशी।**

નારાયણની જંઘામાંથી-ઉરૂમાંથી ઉત્પન્ન થઈ માટે ઉર્વશી. આ ઉર્વશીને જોઈ મૈત્રાવરૂણનું વીર્ય સ્ખલિત થયું તેથી 'તું મર્ત્યલોકમાં જા' એવો તેમણે શાપ દીધો. આ શાપથી મર્ત્યલોકમાં આવી ઉર્વશી પુરૂરવપર આસક્ત થઈ અને બે સરતોએ તેની સાથે રહેવા માટે કબુલ થઈ. પેહેલી સરત એ કે રાજાએ કોઈ

ઉર્વશી, કુબેરભવનથી પાછી ફરી હતી (તે વેળાએ) અણચિંત્યા આવી ચઢેલા હિરણ્યપુરવાસી કેશી નામના દૈત્યે ચિત્રલેખાની સાથે તેને પકડીને બંદીવાન કરી છે.

રાજા—એ દુષ્ટ કયી દિશાએ ગયો તે તમે જાણો છો ?

સહજન્યા—(હા.) ઈશાનખુણામાં.

રાજા—ત્યારે વિષાદ કરવો જવા દ્યો. હું તમારી સખીને પાછી લાવવાનો પ્રયત્ન કરૂં છું.

રંભા—સોમના પૌત્રને તો એમજ ઘટે.

રાજા—ત્યારે આપ મા'રી કયાં વાટ જોશો ?

સર્વ—આ હેમકૂટ પર્વતના શિખર ઊપર.

રાજા—સૂત ! ઈશાનખુણામાં ઝડપથી જવા માટે ઘોડાઓને મારી મુકો.

સૂત.—જેવી આયુષ્માન્‌ની આજ્ઞા.

(કહ્યા પ્રમાણે કરે છે.)

---

દિવસ નગ્ન દૃષ્ટિએ પડવું નહીં અને બીજી સરત એ કે ઉર્વશીના બે ઘેટાઓનું રક્ષણ કરવું. રાજા કબુલ થયો અને ઉર્વશી તેની સ્ત્રી થઈ રહી. બંને જણાં પછી ગંધમાદનમાં જઈ વિહાર કરવા લાગ્યાં. ઉર્વશીના વિયોગથી ગંધર્વ તથા અપ્સરાઓ ઘણાં અકળાયાં ત્યારે તેને પાછી લાવવાનો ઉદ્યોગ આરંભ્યો. એક દિવસે રાજા અને ઉર્વશી સુતાં હતાં ત્યારે બે ગંધર્વો આવી પેલા ઘેટાઓને લઈ જવા લાગ્યા. રાજા અંધારૂં હતું તેથી નગ્ન સ્વરૂપ કોઈ નહીં દેખે એમ ધારી ગંધર્વોની પાછળ પડયો, પરંતુ તેમણે ઉર્વશીનો નિયમ તોડાવવા વિદ્યાના પ્રભાવથી વિજળીનો ઝબકારો કર્યો. ઉર્વશી જાગી ઉઠી અને રાજા નગ્ન નજરે પડતાં આકાશમાં ચાલી ગઈ. રાજાએ ઘણી વિનવી પણ ન રહી. આથી ગાંડો થયેલો રાજા વનમાં તેને શોધતો ઘણો કાળ રખડયો. એક દિવસે ફરતો ફરતો તે કુરૂક્ષેત્રમાં આવ્યો ત્યાં સરોવરમાં ઉર્વશીને બીજી અપ્સરાઓની સાથે સ્નાન કરતી જોઈ ત્યાં ગયો અને ઘણી પ્રાર્થના કરી. પૂર્વની પ્રીતિ સંભારી ઉર્વશીએ દરેક વર્ષે એકવાર તેની પાસે આવવાનું વચન આપ્યું. આ વચન પ્રમાણે પ્રતિ વર્ષે મેળાપ થતાં ઉર્વશીને રાજાથી આઠ પુત્ર થયા. કોઈ ઠેકાણે છ થયા એમ પણ જોવામાં આવે છે. તેમનાં નામ-**આયુ, અસાયુ**, દૃઢાયુ, **ધનાયુ**, ધૃતિમાન્, **વસુ**, દિવિજાત અને **સત્યાયુ**. **ભરત**મુનિના શાપથી તેને પૃથ્વીપર આવવું પડયું એમ આ નાટકમાં લખેલું છે. ઉર્વશીની કથા **પદ્મ**પુરાણમાં વિસ્તારથી આપેલી છે, તથા **વિષ્ણુ**પુરાણમાં પણ છે.

**રાજા**—(રથનો વેગ જોઇ) સાબાશ! સાબાશ!! આ(વા) રથના વેગથી તો આગળ ગયેલા ગરૂડને પણ પકડી પડાય, તો એ ઇન્દ્રના અપરાધિના શા ભાર? કારણ કેઃ—

**શાર્દૂલવિક્રીડિત.**

ઉડે આગળ ઝીણુ આ રજ સમી ચૂરા થતાં મેઘના,
આરાઓમહિં ચક્રની ગતિથકી દેખાય આરા નવા;
અશ્વોને શિર લાંબી આ કલગીઓ તે સ્તબ્ધ છે ચિત્રશી,
વાયુથી રથવેગના, વળી ધજા ખેંચાઈ સીધી બની ॥૪॥

(રથમાં બેસી રાજા અને સૂત જાય છે.)

**રંભા**—સખીઓ! આવો, આપણે પણ કહેલે ઠેકાણે જઇએ.

૧૦ "**બાકીનાં**—હા, ચાલો."

(બધાં પર્વત ઉપર ચઢતાં હોય એમ દર્શાવી ઉભાં રહે છે.)

**રંભા**—શું વારૂ એ રાજર્ષિ આપણા હૃદયનું સાલ કાઢી શકશે?

**મેનકા**—એમાં તા'રે લગારે શંકા રાખવી નહીં; જ્યારે જ્યારે કંઇ યુદ્ધનો પ્રસંગ આવે છે ત્યારે ત્યારે મનુષ્યલોકમાંથી બહુ માનભેર તેડાવી ઇન્દ્ર એમનેજ વિજયસેનાને મોખરે કરે છે.

---

૯. મેઘમંડળમાં સપાટાબંધ રથ ચાલવાથી વાદળાંના ચૂરેચૂરા થઈ પાણીની ઝીણુ, ફરફર, આગળ ઉડે છે. પૈડાના સપાટાબંધ ફરવાથી આરાઓની વચ્ચે નવા આરા દેખાય છે. ઘણી ઉતાવળી દોડતી ગાડીઓનાં પૈડાં જોતાં આ અનુભવ પ્રત્યક્ષ જણાઈ આવશે. રથવેગનું આવું વર્ણન શાકુન્તલમાં પ્રથમ અંકમાં છે. જુવો. "દોરી મુકી નરમ કે ઈત્યાદિ" (ઝ. ઉ. યાજ્ઞિકનું ભાષાન્તર).

૧૦. બાકીનાં ઈત્યાદિ—રંભાએ કહ્યું કે ચાલો આપણે જઈએ. ત્યાર પછી મી૦ પંડિતવાળી પ્રતમાં शेषास्तथेति शैलाधिरोहणं रूपयित्वा स्थिताः એવો પાઠ છે. આનો અર્થ એવો થાય કે બાકીનાં 'સારૂ' એમ કહી પર્વતપર જઈને ઉભાં રહે છે. આ પાઠમાં વાંધો એ આવે છે કે બાકીનાં ત્યાં જઈ ઉભાં તેમાં રંભા આવી નહીં. ખરૂં જોતાં સર્વે ત્યાં જઇને ઉભાં. આને માટે U નામની પ્રતમાંનો પાઠ સારો છે કારણ કે તેમાં ઉક્ત દોષ આવતો નથી. મી૦ વૈદ્યની પ્રતમાં, બાકીનાં બધાં—ચાલો એમ કહે છે અને ત્યારપછી નીચે કૌંસમાં નાટ્ય સૂચનાને માટે બધાં જઈ ઉભાં રહે છે એમ આપેલું છે. ઉભય પક્ષે અર્થ સામાન્ય છે, માત્ર રંભાના પ્રત્યુત્તરમાં આપેલું વચન એકલું જુદું પાડેલું છે.

**રંભા**—(ત્યારે) અહિં પણ એમનો સર્વથા વિજય થજો.

**સહજંન્યા**—(ક્ષણવાર થોભીને) અલીઓ! શાન્ત થાવ; શાન્ત થાવ; જુવો પેલી હરિણના ચિન્હવાળી ફરફરતી ધજાવાળો સોમદત્ત નામનો એ રાજર્ષિનો રથ આ દેખાય; એ (તો) કોઈ દિવસ કામ સિદ્ધ કર્યા વિના વળેજ નહીં.

(સર્વ ધારી ધારીને જુવે છે.)

(પછી રાજા, સૂત, તથા ચિત્રલેખાને હાથે ટેકો દઈ ભયથી મીચાયેલાં નેત્રવાળી ઉર્વશી પ્રવેશ કરે છે.)

**ચિત્રલેખા**—પ્રિય સખિ! શાન્ત થા; શાન્ત થા.

**રાજા**—સુન્દરિ! ધીરજ ધર; ધીરજ ધર.

**વંશસ્થવૃત્ત.**

૧૧ ગયો હવે એ ભય ભીરૂ! દૈત્યનો,
ત્રિલોકરક્ષી મહિમા મહેન્દ્રનો;
ઉઘાડ તેથી તુજ દીર્ઘ નેત્રને,
"નિશા જતાં પદ્મિની જેમ પદ્મને." ૫

**ચિત્રલેખા**—અરે! ઉચ્છ્વાસમાત્રથી જ જીવતી "લાગતી" (પ્રિયસખી)ને હજીએ શું કળ નથી વળતી?

**રાજા**—એમને ઘણીજ સોક પેશી ગઇ છે. જુવોનેઃ—

૧૧. ગયો હવે ઈત્યાદિઃ—રાજા પોતાનો વિજય ઈન્દ્રના મહિમાને લીધેજ થયો એમ દર્શાવે છે, એ નાયકનું નિરભિમાનપણું દેખાડે છે. ઉત્તરાર્ધના બીજા ચરણનો પાઠ મી૦ પંડિતની પ્રતમાં આવો છે. "महोत्पलं प्रत्युषसीव पद्मिनी" આ પાઠ યોગ્ય નથી, કારણ કે જ્યારે ઉપમા છે ત્યારે બીજાં પદો પણ યથાર્થ રીતે ઘટવાં જોઈએ. પૂર્વાર્ધમાં ભય ગયો તેથી તું પ્રભાતમાં કમલિની પદ્મને વિકાસે તેમ તારાં નેત્ર ઉઘાડ એમ કહેવામાં પદ્મિનીના સંબંધમાં કંઈક ભયના જેવી વસ્તુના જવાની અપેક્ષા રહે છે, અને તેટલા માટેજ મેં निशावसाने नलिनीव पंकजम् એ મી૦ વૈદ્યનો પાઠ સ્વીકાર્યો છે. જેમ રાત્રી (ના અંધકાર) જતાં કમલિની પદ્મને વિકાસે છે તેમ ભય જવાથી તું તારાં નેત્ર ઉઘાડ એમ કહેવાનો કવિનો અભિપ્રાય ઉપમા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. તેમજ निशावसाने એવો પાઠ ઘણોજ સ્વાભાવિક લાગે છે.

ગીતિ.

૧૨ "પાલવ છાતીપરનો, ઉછળે તેથી જણાય છે એનું-
કોમળ હૃદય કુસુમશું, ભયથી હજીએ રહે ન કંપાતું." ૬

ચિત્રલેખા—એ'ન ! તારો જીવ લગાર ઠેકાણે આણ. આમ કરવું એ આપણ અપ્સરાને ન છાજે.

( ઉર્વશી સચેત થાયછે. )

રાજા—અરે જુવો, જુવો; તમારી સખીને ભાન આવતું જાય છે!

મંદાક્રાન્તા.

૧૩ રાત્રી જાણે તમ હઠી જતાં ચંદ્રના ઉગવાથી,
જ્વાળા ધૂણીરહિત જયમ આ થાય નૈશાગ્નિકેરી;
ડો'ળાયેલી જયમ તટ પડયે જાન્હવી સ્વચ્છ થાતી,
તેવી લાગે વરતનુ હવે સે'જ મૂર્છા વળ્યાથી.† ૭

ચિત્રલેખા—સખિ ! (હવે) ધીરજ આણ; દેવોની આડે આવનાર મુવા રાક્ષસોનો (તો) પરાભવ કર્યો.

૧૪ ઉર્વશી—( આંખ ઉંચી કરી) શું પ્રભાવદર્શી મહેન્દ્રે ?

---

૧૨. પાલવ છાતીપરનો ઈત્યાદિઃ- મી૦ પંડિતનામાં पश्य हरिचंदनेन स्तनमध्योच्छ्वासिना कथितम् એવો પાઠ છે. એનો અર્થ એમ છે કે સ્તનના મધ્યમાં ઉછળતા હરિચંદનથી જણાઇ આવે છે કે એનું હૃદય હજી કાંપતું રહેતું નથી. આ પાઠ અયોગ્ય છે, કારણ કે ચિત્રલેખા સમીપ હોવાથી મૂર્છામાં પડેલી છતાં ઉર્વશીની આવી અમર્યાદ સ્થિતિ રાજાના જોવામાં આવેજ નહીં. ઉર્વશી એકલી બેભાન અવસ્થામાં હોય તો કદાપિ વસ્ત્રનું ભાન ન રહેવાથી આમ બને. આટલા માટે મેં બીજી પ્રતમાંનો सिचयान्तेन कथंचित् એ પાઠ લીધો છે.

૧૩. ચંદ્ર ઉગતાં અંધકાર નાશ પામતો જાય તેમ રાત્રી જેવી સ્વચ્છ થતી જાય, ધૂમનો નાશ થતાં અગ્નિની જ્વાળા જેમ પ્રકાશ મારતી થાય અને તેડો ધસી પડવાથી ડોળાયલી ગંગા જેમ સ્વચ્છ થાય તેમ મૂર્છા ઓછી થતાં ઉર્વશી સચેત અને પ્રસન્ન થતી જાય છે.

† રહ્યાથી.

૧૪. પ્રભાવદર્શી-પોતાના દૈવી પ્રભાવથી-શક્તિથી બહાર શો વૃત્તાન્ત ચાલે છે તે જાણી લેનાર. આ સ્થળે ઉર્વશી આગળ રાજાનો પ્રવેશ કરાવવાને માટે

ચિત્રલેખા—ના. મહેન્દ્રે નહીં, પરંતુ મહેન્દ્રના સરખા પ્રભાવવાળા આ રાજર્ષિએ.

[૧૫]ઉર્વશી—(રાજાને જોઇ મનમાં) અહો ! દાનવોએ (તો) ખરેખર (મને આથી) ઉપકાર કર્યો !

[૧૬]રાજા—( શુદ્ધિમાં આવેલી ઉર્વશીને નિહાળી મનમાં ) ખરે નારાયણ ઋષિને લોભાવતી સર્વ અપ્સરાઓ, એમની જંઘામાંથી ઉત્પન્ન થયેલી આ'ને જોઇ લજવાઈ ગઇ હતી તે યોગ્ય છે. અથવા આ (એ) તપસ્વિની ઘડેલી હોય એમ સંભવેજ નહીં.

### શાર્દૂલવિક્રીડિત.

શું આ'ને ઘડતાં પ્રજાપતિ થયો પોતે શશી "કાન્તિદ,"
કે શૃંગારરસે ભર્યો મદન, કે શું માસ પુષ્પાકર;
ઇચ્છા ગૈ વિષયોથકી જડ બન્યો જે વેદ ગોખ્યાથકી,
તે શું નિર્મિ શકે મનોહર રૂડું આ રૂપ જુનો મુનિ ? ૮

---

કવિએ ઉર્વશી પાસે આ પ્રશ્ન પુછાવ્યો છે. રાજાનું અવતરણ લગારપણ અસ્વાભાવિક ન લાગે એવી રીતે કર્યું છે એ કવિનું અસાધારણ નાટચકૌશલ દેખાડી આપે છે. કાચો નાટચકાર આવે પ્રસંગે ભુલ કર્યા વિના રહેજ નહી. જુવો શાકુન્તલમાં પણ, ભમરાનો ઉપદ્રવ મુકી રાજાનો, રક્ષણ કરવાના યોગ્ય અવસરેજ પ્રવેશ કરાવ્યો છે.

૧૫. મર્ત્યલોકમાંના આવા ઉત્કૃષ્ટ રૂપ, ગુણ, શૌર્યવાન્ રાજાનું ઉર્વશીને અકસ્માત્ દર્શન કરાવ્યું એ ઉપકાર. પાપ કરવા જતાં પુણ્ય થઈ જાય તેવો આ દૃષ્ટાન્ત છે.

૧૬. ઉર્વશીને જોઈ રાજાને ઘણું આશ્ચર્ય લાગે છે અને મનમાં તે વિચાર કરે છે કે **નારાયણ** જેવા તપ કરનાર શુષ્ક રૂષિનાથી આવી સર્વાંગ સંપૂર્ણ સુંદરી ઉત્પન્ન કરી શકાયજ નહીં. કર્તાના ગુણ કાર્યમાં આવે એ સ્વાભાવીક છે, તો જેને શૃંગાર શું છે, સૌન્દર્ય શું છે, તેનું ભાન નથી એવા **નારાયણ**થી આ ઉત્પન્નજ શી રીતે થાય. રાજાનો તર્ક નીચેના પદ્યદ્વારા બહાર પડે છે કે-શું કાન્તિદ-કાન્તિને આપનાર, વધારનાર, ચંદ્રમાએ પ્રજાપતિ થઈ એને ઘડી હશે, કે શૃંગારરસમાં ઝીલી રહેલા કામે કે વસંતે એને નિર્મી હશે ? (કાટચવેમ લખે છે કે ચંદ્રે ઘડી હશે એમ કહી રાજાએ એનું અત્યંત લાવણ્ય દર્શાવ્યું છે. કામે ઘડી એથી એનું અત્યંત સૌભાગ્ય દર્શાવ્યું છે, અને વસંતે ઘડી એમ કહેવાથી એના દેહનો પરિમળ અને

ઉર્વશી—અલિ! આપણી એ સખીઓનો સાથ ક્યાં?
[૧૭]ચિત્રલેખા—તે તો (તને) અભય આપનાર મહારાજ જાણે.
રાજા—(ઉર્વશીને જોતો જોતો) (એ બધાં) ઘણા વિષાદમાં પડી ગયાં છે; કારણ કે:-

વંશસ્થવૃત્ત.

[૧૮]કદાપિ જો કોઈકિ ભાગ્યશાળિની,
પડે અકસ્માત્ નજરે તું સુંદરિ!
અધીર તે થાય તને ન દેખતાં,
સખીજનો કેમ ન નેહથી ભર્યાં? ૯

---

સુકુમારતા દર્શાવ્યાં છે) એમજ હોવું જોઈએ; કારણ કે વેદ ગોખી ગોખી જડ થઈ ગયેલા અને શૃંગારવિનાના શુષ્ક, એ જુના મુનિથી આવું મનોહર રૂપ નિર્માણ થાયજ નહીં.

આ પદ્યથી ઉર્વશીનું અદ્ભુત સૌન્દર્ય કવિએ વર્ણવ્યું છે. શકુન્તલાના વર્ણનમાં પણ એમજ છે. (જુવો ભાષાન્તર પાનુ ૫૧. ઝ. ઉ. યાજ્ઞિક. બીજી આવૃત્તિ.)

આગળ ઉપર પ્રકાશમાન થતા રાજાના એના વિષેના અભિલાષનું અહિં બીજ રોપાવાથી ઉપક્ષેપ નામનું નાટકનું સંધિ અંગ સૂચવ્યું છે.

૧૭. ઉર્વશીના ઉત્તરમાં "महाराजो जानाति" એનો અર્થ મી૰ પંડિત, મહારાજ જાણે છે, એવો લે છે, અને લખે છે કે ઉર્વશીના કરતાં ચિત્રલેખા થોડી ગભરાયલી હોવાથી એણે રાજાને અપ્સરાઓને ધીરજ આપતાં સાંભળ્યો હોવો જોઈએ. આમ હોય તો જે વખતે રાજા બોલ્યો, તે વખતે રાક્ષસ ઉર્વશી અને ચિત્રલેખા થોડે દૂર હોવાં જોઈએ. રાજાએ પુછ્યું કે "કઈ દિશામાં એ દુષ્ટ ગયો" તેના જવાબમાં 'ઈશાન ખુણામાં' એવું ન કહેતાં અપ્સરાઓ તરતજ બતાવે છે કે ઓ જાય. આપરથી ચિત્રલેખાએ રાજાને દીઠો નથી તેમ તે અપ્સરાઓને મળ્યો છે એવું પણ એ જાણતી નથી. એટલા માટે जानाति નો અર્થ અનિશ્ચયાત્મક લેવો એ વધારે યોગ્ય છે. મિ૰ વૈદ્યનો આવોજ અભિપ્રાય છે. ચિત્રલેખાના જવાબનો એ એવો અર્થ કરે છે કે મહારાજ જે આટલે સુધી તારૂં રક્ષણ કરવા આવ્યા છે તે તારી સખીઓ ક્યાં છે તે જાણતા હશે. તને અભય આપ્યું છે તો તેમની સાથે તને મેળવશે.

૧૮. કદાપિ ઈત્યાદિઃ—રાજાનો કહેવાનો ભાવાર્થ એવો છે કે જો કોઈ સંપૂર્ણ ભાગ્યશાળીની દૃષ્ટિ તને અકસ્માત્ એક વખત નીરખી સફળ થઈ હોય તો તેવો માણસ પણ તને ફરી જોવાને માટે ઉત્સુક થાય તો પછી નેહથી, દૃઢ થયેલા પ્રેમથી ભરેલી સાહેલીઓ તને મળવાને માટે તલસે એમાં શી નવાઈ? 'કોઈ માણસ' એવો ત્રાહિત દૃષ્ટાન્ત આપી રાજાએ પોતાનામાં ઉત્પન્ન થતી ઉત્સુકતા દર્શાવી આરંભ નામની પ્રથમાવસ્થા સૂચવી છે. અહીં બીજ અને આરંભના સૂચનથી મુખસંધિ થાય છે.

**ઉર્વશી**—(મનમાં) ખરે એમનાં વચન પણ ઉમદા છે; અથવા ચંદ્રમાંથી અમૃત વરસે એમાં તે આશ્ચર્ય શું ? (પ્રકાશ) તેથીજ મારૂં અંતર એમને મળવાને તલસે છે.

**રાજા**—(હાથથી બતાવતો)

### ગીતિ.

તુજ મુખ સુતનુ ! નિહાળે, સખીઓ આ હેમકૂટ ઉપરથી;
નિર્મળ શશિની પેઠે, મુકાયલા સદ્ય રાહુના મુખથી.–૧૦

**ચિત્રલેખા**—અલિ ! જો.

૧૯ **ઉર્વશી**—(સસ્પૃહ રાજાને નિહાળતી) મા'રા દુઃખમાં ભાગ લેનાર એમને હા, હું જોઉ છું.

**ચિત્રલેખા**—(જરા ટોળમાં) અલિ ! એમને તે કોને ?

**ઉર્વશી**—(કોને તે મા'રી) સખીઓને.

**રંભા**—(હરખાતી) ચિત્રલેખા સાથે ઉર્વશીને લઈ વિશાખા સહિત જાણે ચંદ્ર હોય તેવા રાજર્ષિ તો આ આવી પહોંચ્યા.

---

૧૯. ઉર્વશીના આ ઉત્તરનાં ઘણાં પાઠાન્તર છે. મી૦ પંડિત समदुःखः पिबतीव मां नयनैः એ પાઠ લે છે. આના કરતા નીચેનો પાઠ વધારે યોગ્ય છે. समदुःखः पीयते नयनाभ्याम्. તેનાં કારણો આ પ્રમાણે છે. 'મારા દુખના ભાગીયાની પેઠે એ મને અનેક આંખોથી જુવે છે' આ પાઠ રાજા તથા સખીઓ બંનેને લાગુ પડે છે. नयनैः એ પદ રાજાપ્રત્યે લાગુ પાડતાં લગાર ક્લિષ્ટ કલ્પના કરવી પડે છે. બીજું એ કે **ચિત્રલેખા** કહે છે કે "અલિ જો" આનો સ્વાભાવિક ઉત્તર "જોઉં છું" એજ નિકળે, તેને બદલે એ મને જુવે છે એવો ઉત્તર અણઘટતો લાગે છે. રાજાએ જે વખતે હાથ કરી ઉર્વશીને એની સખીઓ તરફ જોવાનું કહ્યું તે વખતે ખરૂં જોતાં ઉર્વશી રાજા સંબંધી વિચારમાં ગુંથાયેલી હતી, તેથી એનું લક્ષ તે તરફ નહતું. ઉર્વશીની આવી સ્થિતિ **ચિત્રલેખા** સમજી ગઈ તેથી "અલિ જો" એમ કહી તેનું પુનઃ ધ્યાન ખેંચ્યું. ત્યારે પોતાનું ચિત્ત ઠેકાણે નહતું એમ ભાન આવતાં રાજાથી તે છુપાવવાને ઉર્વશીએ "મારા દુઃખમાં ભાગ લેનાર એમને હા હું જોઉં છું" એવો સ્વાભાવિક રીતેજ ગર્ભિત જવાબ આપી દીધો. અર્થાત્ ઉર્વશીએ પોતાની હૃદયની તે વખતની સ્થિતિ ન જણાઈ આવે એટલા માટે જાણે રાજાએ બતાવ્યું તે પોતે જુવે છે એમ જણાવવા આવો ઉત્તર આપ્યો. આમાં પણ બે અર્થ સમાય છે. એમને એટલે રાજાને તેમ સખીઓને. ઉર્વશીનો આવો દ્વિઅર્થી ઉત્તર સાંભળી **ચિત્રલેખા** એનું ટોળ કરે છે અને પુછે છે કે 'એમને એટલે કોને' ? ત્યારે ઉર્વશી જવાબ આપે છે કે સખીઓને.

**મેનકા**—(જોઇને) આપણું તો બેય રીતે પ્રિય થયું; એક તો આ આપણી પ્રિયસખીને પાછી લાવ્યા, અને બીજું એ કે મહારાજ અક્ષત પાછા આવ્યા.

**સહજન્યા**—તા'રૂં કેહેવું ખરૂં છે. દાનવોને જીતવા એ કંઇ રમત નથી.

**રાજા**—સૂત! આ એ પર્વતનું શિખર (આવ્યું); રથને ઉતારો.

**સૂત**—જેવી આયુષ્માન્‌ની આજ્ઞા.

(રથ ઉતારે છે.)

**રાજા**—(પૈડાનો હેલો આવ્યો હોય એમ બતાવી મનમાં) અહા! મારૂં આ વિષમસ્થળે ઉતરવું સફળ થયું!

ગીતિ.

[૨૦]ખભે, ખભો રથહેલે, અડતાં રથશા નિતંબવાળીના;
રોમાંચિત તન મારૂં, અંકુર જાણે ઉગ્યા મનોભૂના—૧૧

**ઉર્વશી**—(લજવાતી) અલિ! લગાર આઘી જાને!

**ચિત્રલેખા**—(લગાર હસીને) મા'રાથી તો જવાય તેમ નથી.

**રંભા**—ચાલો આપણે રાજર્ષિની આસનાવાસના કરીએ.

(સર્વ પાસે જાય છે.)

**રાજા**—સૂત! ત્યારે હવેઃ—

અનુષ્ટુપ્

[૨૧]થયેલી અધીરી ઝાઝી, આ સુભ્રૂ ફરીથી મળે;
અધીરી સખીઓ સંગે, ઋતુશ્રી જેમ વેલીને—૧૨
ત્યાંસૂધી રથ ઉભો રાખો.

(સારથી રથ ઉભો રાખે છે.)

---

૨૦. ખભે ખભો ઈત્યાદિ—રાજાનો કહેવાનો ભાવાર્થ એવો છે કે આ'વા વિષમ, ખાડાખૈયાવાળા, સ્થળે મારૂં ઉતરવું સફળ થયું; કારણ કે મારા ખભાને ઉર્વશીના ખભાનો સ્પર્શ થયો. આ સ્પર્શ થતાં રૂવાં ઉભાં થઈ ગયાં તે જોઈ રાજા હૃદયમાં બીજ રોપાયેલા કામનાં જાણે અંકુર ન ફૂટયાં હોય એવી ઉત્પ્રેક્ષા કરે છે. ઉર્વશીને જોતાં કામનું બીજ રોપાયું અને એનો સ્પર્શ થતાં બીજને અંકુર આવ્યાં. આ પ્રમાણે દર્શાવવાથી અહિં પરિકર નામનું સંધિઅંગ થાય છે.

૨૧. સુભ્રૂ=સુંદર વાંકી ભમરવાળી. ચીમળાઈ ગયેલી વેલીઓને જેમ રૂતુની

સર્વ—ધન્ય ભાગ્ય ! આજે મહારાજ વિજયથી શોભો છો.

રાજા—અને આપ સખીના સમાગમથી.

ઉર્વશી—( ચિત્રલેખાનો હાથ ઝાલી રથમાંથી ઉતરી) આવો બે'નો! તમે મને વા'લથી ખૂબ ભેટો; હું ફરીથી મા'રી સાહેલીઓને મળીશ એવી મને લગાર પણ આશા નહતી.

( ઉતાવળાં ઉતાવળાં ભેટે છે. )

[૨૨]રંભા—સર્વથા મહારાજનું રાજ્ય સેંકડો કલ્પ સૂધી અચળ તપજો.

સૂત—આયુષ્મન્! પૂર્વદિશામાં રથના મોટા સુસવાટનો શબ્દ સંભળાય છે; અને,

અનુષ્ટુપ્

આ કોઇ પે'રીને હાથે, પોંચી તસ સુવર્ણની;
વિદ્યુત્વાન્ મેઘની પેઠે, આવે એ' અંતરીક્ષથી–૧૩

(અપ્સરાઓ જોઇ રહે છે.)

[૨૩]સર્વ—અહો! (આતો) ચિત્રરથ !

(પછી ચિત્રરથ પ્રવેશ કરે છે.)

---

શોભા જઈ ભેટે, તેમ વિયોગથી દુઃખિત થયેલી સખીઓને તેમની શોભા જેવી ઉર્વશી ભેટે ત્યાં સુધી. ઉપમા અલંકાર છે.

૨૨. કલ્પ—બ્રહ્માનો એક દિવસ. 'चतुर्युगसहस्रं तु ब्रह्मणो दिनमुच्यते.' ૧૭૨૮૦૦૦ વર્ષનો કૃતયુગ, ૧૨૯૬૦૦૦ વર્ષનો ત્રેતાયુગ, ૮૬૪૦૦૦ વર્ષનો દ્વાપર અને ૪૩૨૦૦૦ વર્ષનો કલિયુગ; એ પ્રમાણે યુગ જ્યારે હજાર વખત પૂરા થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય તેને કલ્પ કહે છે. જ્યારે એક યુગ થાય છે ત્યારે પૃથ્વીનો પ્રલય થાય છે, અને એટલાજ માટે યુગને યુગાન્ત પણ કહેવામાં આવે છે. રંભાના કહેવાનો અહીં ભાવ એવો છે કે તમારૂં રાજ્ય ઘણાં વર્ષ સુધી તપો.

૨૩. ચિત્રરથ-ગંધર્વોનો રાજા. એ કશ્યપના સોળ પુત્રમાંનો એક પુત્ર છે. એની માતાનું નામ મુનિ છે. ગંધર્વો સ્વર્ગમાં અપ્સરાઓનું રક્ષણ કરે છે અને તેમના સ્વામિ ગણાય છે. આ કારણથી ઈન્દ્રે ઉર્વશીના રક્ષણને માટે ગંધર્વ રાજાને મોકલ્યો છે. ચૈત્રરથ નામનું વન એમનું છે તથા અચ્છોદ સરોવર પણ એમણે ખોદાવ્યું છે. એ મહાશ્વેતાના મશયેઈ કાકા થાય. વધારે કથા માટે જુવો કાદમ્બરી. પા. ૧૭૩. (છ. હ. પંડ્યા.)

**ચિત્રરથ**—(રાજાને જોઇ બહુ માનપૂર્વક) ધન્ય ભાગ્ય! આજે ઇન્દ્રના ઉપર કરેલા ઉપકારથીભર્યા પરાક્રમમહિમાથી આપ શોભો છો!

**રાજા**—અહો! કોણ ગંધર્વરાજ? (રથમાંથી ઉતરી) પ્રિય વયસ્ય! ભલે પધાર્યા.

(પરસ્પરને હસ્તસ્પર્શ કરી મળે છે.)

**ચિત્રરથ**—વયસ્ય! કેશી, ઉર્વશીને હરી ગયોછે એવું નારદના મુખથી સાંભળી,ઇન્દ્રે તેને પાછી લઇ આવવા માટે, ગંધર્વ સેનાને આજ્ઞા આપી મોકલી; પરંતુ રસ્તે ચારણોને મો'ડે આપનાં વખાણ સાંભળી, આપ અહીં હશો એમ ધારી અમે આપની પાસે આવ્યા છીયે. હવે આ ઉર્વશીને સાથે લઇ આપે અમારી સાથે ઇન્દ્રને મળવા પધારવું જોઇએ. ખરેખર, આપે ઇન્દ્રનું અત્યંત પ્રિય કર્યું છે. જુવોને:-

અનુષ્ટુપ્

પે'લાં નારાયણે આ'ને, ઇન્દ્રને અરપી હતી;
તેને આપે ફરી સોંપી, પાછી લૈ દૈત્યહાથથી-૧૪

**રાજા**—એમ શાને કહો છો?

ઔપચ્છંદસિક.

ખળ એ સઘળું મહેન્દ્રકેરૂં,
અમજેવાથકી હાર ખાય શત્રુ;
પડઘો જયમ સિંહગર્જનાનો,
સુણી નાસે ગજ પર્વતે પડેલો-૧૫

[૨૪]**ચિત્રરથ**-આપને એમજ કહેવું ઘટે. વિનયજ 'વિક્રમનું' ભૂષણ છે.

**રાજા**—સખે! મા'રે ઇન્દ્રને મળવાનો આ અવસર નથી; માટે આપજ આ'સને પ્રભુની પાસે પહોંચાડો.

---

૨૪. વિક્રમ:-કાલિદાસનો આશ્રયદાતા શકકર્તા રાજા વિક્રમ. આ સ્થળે પરાક્રમ એવો સામાન્ય અર્થ થાય છે. પરાક્રમ વગેરે શૌર્યવાચક બીજા શબ્દો ન વાપરતાં કાળીદાસે આ 'વિનય એ જ વિક્રમનું ભૂષણ છે' એવો દ્વિઅર્થી શબ્દ વાપર્યો છે તેનું કારણ એજ હશે. કવિઓની આ'વી વૃત્તિ સ્વાભાવિક છે.

**ચિત્રરથ**—ભલે; જેવી આપની ઇચ્છા. (અપ્સરાઓ પ્રત્યે) ત્યારે આપ આમ આવો.

(અપ્સરાઓ જાય છે.)

[૨૫]**ઉર્વશી**—(જનાન્તિક) અલિ! ચિત્રલેખા! આપણા ઉપકારી છે તેમ છતાં મા'રાથી રાજર્ષિની રજાસરખી પણ લઇ શકાતી નથી; માટે તું મા'રીવતી એમને કહે.

**ચિત્રલેખા**—(રાજા પાસે આવી) વયસ્ય! ઉર્વશી વિજ્ઞાપના કરે છે કે, 'જો મહારાજની રજા હોય તો હું મહારાજની કીર્તિને, પ્રિયસખીની પેઠે મા'રી સાથે સ્વર્ગમાં લઇ જાઉં.'

**રાજા**—("સખેદ") ભલે, સિધાવો; ફરી દર્શન આપવાની કૃપા કરજો.

(સર્વ ગંધર્વ સહિત આકાશમાં ઉડતાં હોય એમ દર્શાવે છે.)

[૨૬]**ઉર્વશી**—(ઉડવામાં વિઘ્ન પડયું હોય એમ દર્શાવી) અરે! આ લતાની ડાળીમાં મા'રી એકાવળી ભરાઇ ગઇ. (પાછું વળી "રાજાને જોતી") ચિત્રલેખા! લગાર એને છુટી કર.

**ચિત્રલેખા**—(લગાર હસીને) ખરે, બહુજ ગુંચાઇ ગઇ છે; મા'રાથી છોડાવાય તેમ નથી લાગતું. ભલે, લાવ યત્ન તો કરૂં.

---

૨૫. જનાન્તિક-મોં આગળ ત્રણ આંગળીઓ સહિત હાથ રાખી એક-બીજાની સાથે વાત કરવી તે. અર્થાત્ મોં આગળ આડો હાથ રાખી બીજાને ન સંભળાય તેમ એક વાત ચાલતી હોય તેમાં એકમેકની સાથે બોલવું તે. જુવો **સા**હિત્યદર્પણ.

'त्रिपताकान्तरेणान्यानपवार्यान्तरा कथाम्
अन्योन्यामंत्रणं यत्स्याज्जनान्ते तज्जनान्तिकम्.'

૨૬. એકાવલી-મોતીની એક સેરનો પગ સુધી પો'ચતો હાર. એકાવલી ભરાઈ જવાના નિમિત્તે ઉર્વશી રાજાને જતાં જતાં નિહાળી લે છે. પ્રથમાનુરાગના વિયોગનું આ અત્યંત સ્વાભાવિક ચિત્ર છે. જુવો **શા**કુન્તલ. 'વાગ્યો અરે દરભનો મુજ પાય કાંટો'. ઈત્યાદિ.

**ચિત્ર**લેખા ઉર્વશીનો મનોભાવ સમજી જાય છે અને માર્મિક ઉત્તર આપે છે કે 'હા બહુ ગુંચાઈ ગઈ છે;' એટલે તું અથવા તારી એકાવલી. **ચિત્ર**લેખાનો કહેવાનો ભાવાર્થ એમ છે કે તું મહારાજમાં એવી ગુંથાઈ ગઈ છું કે મારાથી

**ઉર્વશી**—આ તા'રા બોલ યાદ રાખજે હોં ?
**ચિત્રલેખા**—( છોડાવતી હોય તેમ દર્શાવે છે. )
**રાજા**—( મનમાં )

**ઔપચ્છંદસિક.**

[૨૭]પ્રિય આચર્યું માહરૂં લતા તેં,
જતી એને ક્ષણવાર રોકીરાખી;
ફરી મેં નિરખી અપાંગનેત્રા,
મુજ સામું મુખ આડુ રાખી જોતી. ૧૬.

**સૂત**—આયુષ્મન્ !

**ઉપજાતિ.**

[૨૮]સૌ ઈન્દ્રકેરા અપરાધિઓને,
નાંખીદઈ સદ્ય સમુદ્ર મધ્યે;
વાયવ્યસ્ત્ર ભાથે ફરીથી તમારૂં,
આ રાફડે સર્પ સમાન પેઠું.—૧૭

---

તને છોડાવી લઈ જવાય તેમ નથી. ઉર્વશી આ ટોળ સમજી જાય છે અને લગાર ખીજવાઈ જવાબ આપે છે.

૨૭. રાજાનો કહેવાનો ભાવાર્થ એવો છે કે, મેં પેહેલાં મૂર્ચ્છા વળ્યા પછી એને મારા સામું જોતાં જોઈ હતી, અને હવે હે લતા! તેં એને રોકી રાખી તેથી લગાર આડું મુખ કરી વાંકી આંખે મારા સામું જોતી મેં એને ફરીથી નિહાળી, તેથી તેં મારૂં અત્યંત પ્રિય કર્યું.

**અપાંગનેત્રા**-અપાંગ, કામ, જેના નેત્રમાં રમી રહ્યો છે એવી. અહીં આ અર્થના કરતાં અપાંગ એટલે આંખના ખુણા, તેની સમીપ આવતાં નેત્રવાળી, (પાછળની વસ્તુને જોવા માટે ખુણાભણી આડાં ઢાળેલાં નેત્ર વાળી) એ અર્થ વધારે યોગ્ય છે. અડધું મોં પાછું વાળી રાજાના તરફ જોતી હતી માટે અપાંગ-નેત્રા એવું વિશેષણ અહીં મુક્યું છે. અહીં **બીજ**ને દૃઢ કરવાથી **પરિન્યાસ** નામનું સંધિઅંગ થાય છે.

૨૮. **વાયવ્યસ્ત્ર**:-વાયુનું અસ્ત્ર. રાજાના અસ્ત્રમાં એવી શક્તિ હતી કે જ્યાં નાખ્યું હોય ત્યાં કાર્યસિદ્ધિ કરી પુનઃ ભાથામાં આવી પેસે. આવા દૃષ્ટાન્તો **રામાયણ** અને **મહાભારત**માં ઘણા છે. પૂર્વે આવી કોઈપણ પ્રકારની બાણ મારવાની ક્રિયા હશે, નહીં તો આટલા બધા દૃષ્ટાન્તો હોય નહીં. ઘણાના માનવામાં આ

રાજા—ત્યારે રથ પાસે લાવો એટલે હું અંદર બેસું.

સૂત—(રથ પાસે લાવે છે અને રાજા રથપર ચઢતો હોય તેમ દર્શાવે છે. ઉર્વશી રાજાને જોઇ નિસાસા નાંખતી સખીઓની સાથે જાય છે, અને ચિત્રરથ પણ તેમની સાથે જાય છે.)

રાજા—(ઉર્વશીના માર્ગ ભણી જોતો) અહો! મદન ખરે 'દુર્લભ વસ્તુપરજ ઇચ્છા કરાવનાર છે.'

વસંતતિલકા.

જોરે હરી હૃદય દેહવિષેથી મા'રા,
હા! સ્વર્ગમાંહિ ઉડીને જતી અપ્સરા આ;
અગ્રેથી ખંડિત થયેલ મૃણાલમાંથી,
લૈ જાય તંતુ બળથી જ્યમ રાજહંસી—૧૮

(સર્વે જાય છે.)

[૨૯] ॥ इति प्रथमोऽङ्कः ॥

---

વાત આવતી નથી. તાર અને આગગાડી થયાં તે પેહેલાં તે વિષે એવી વાત કરી હોય તો કોઈ માને નહીં; પરંતુ હાલ આપણે તે જોઈયે છીયે. આ પ્રમાણે જેમ જેમ અધ્યાત્મ વિદ્યાની વૃદ્ધિ થતી જશે તેમ તેમ આવા દૃષ્ટાન્તો સત્ય છે એમ સમજાતું જશે.

૨૯. કેટલાએકનો એવો મત છે કે, આ'વા ઉદાત્તનાયકે સાધારણ નાયિકાની સાથે પ્રીતિ કરી એ અનુચિત છે. આ દોષનો પરિહાર નિચેનાં વચનોથી થાય છે.

'या काचिन्नायिका राज्ञः सा दिव्या स्यान्न भैमिका.'

વળી

भरतः-'दिव्यवेश्याङ्गनायाश्च राज्ञा भवति संगमः' इत्यादि

રાજાની સામાન્ય નાયીકા હોય તે દિવ્ય હોય તો ચાલે. માનુષ ન જોઈએ. અત્રે ઉર્વશી દિવ્ય નાયિકા છે માટે દોષ ન ગણાય.

# द्वितीयोऽङ्कः

[१] ( વિદૂષક પ્રવેશ કરે છે. )

વિદૂષક—અરેરે ! નિમંત્રણે પરવશ થઇ ગયેલા બ્રાહ્મણની પેઠે, રાજાની ગુપ્ત વાત બાહાર નિકળવાનું કરે છે તેથી આ લોકોની ઠઠ દેખી મારી જીભ હાલ્યા વિના રહેતીજ નથી; માટે પ્રિયમિત્ર ધર્માસનપરથી ઉઠે એટલી વાર માણસની થોડી અવરજવરવાળા આ વિમાનોત્સંગની પાસેના ભાગમાં બેસુ ( જઇને બેસે છે. )

ચેટી—( પ્રવેશ કરીને ) દેવી કાશીરાજપુત્રીએ મને આજ્ઞા કરી છે કે, 'અલિ નિપુણિકા ! જ્યારથી ભગવાન્ સૂર્યનારાયણની ઉપાસના કરીને આર્યપુત્ર પાછા આવ્યા છે ત્યારથી હૈયાસૂના જેવા લાગે છે, માટે એમના પ્રિયમિત્ર આર્ય માણવક પાસેથી એમની ઉત્કંઠાનું કારણ શું છે તે જાણી લાવ.' ત્યારે મા'રે હવે એ બ્રાહ્મણભાઇને શીરીતે છેતરવો ? અરે ના; આછા ઘાસપર પડેલું ઝાકળનું પાણી જેમ ઝાઝી વાર ટકી

---

૧ વિદૂષકઃ-' बिकृतांगवचोवेषैर्हास्यकारी विदूषक ' નાના પ્રકારના અંગના ચાળાથી, ટોળથી તથા વેષથી હસાવનાર તે વિદૂષક–ગુજરાતીમાં એને રંગલો પણ કહે છે. विश्वनाथकावि એની વ્યાખ્યા આ પ્રમાણે આપેછે.

'कुसुमवसन्ताद्यभिधः कर्मवपुर्वेषभाषाद्यैः ।
हास्यकरः कलहरतिर्विदूषकः स्यात्स्वकर्मज्ञः ॥ '

રાજાએ ઉર્વશી સંબંધી વાત વિદૂષકને કહી છે, અને તે ગુપ્ત રાખવાનું કહેલું છે; આ ઉપરથી ઘણાં માણસો દેખી પોતાની જીભ હાથમાં ન રહી શકવાથી તે પોતાના સ્વભાવનું અહીં વર્ણન કરેછે. જેમ લાડુના લોભીયા બ્રાહ્મણનાથી પોતાને નોતરૂ આવ્યાની વાત પેટમાં રાખી શકાતી નથી તેમ વિદૂષકથી આ રાજાનું ગુહય જાળવી શકાતું નથી; કોઈને કહી દેવાનું મન થાયછે. આથી તે એકાન્તમાં જઈ બેસવાનો વિચાર કરેછે.

રહેતું નથી તેમ એના પેટમાં ગુપ્ત વાત ઝાઝી વાર ટકનારજ નથી; હવે એને શોધી કાઢું. (પરિક્રમણ કરી જોઇને) આ પણે ચિત્રમાં કાઢેલા વાનરની પેઠે કંઇ છાનોમાનો આર્ય માણવક બેઠો; ચાલ, હું તેની પાસે જાઉં. (પાસે જઇને) આર્ય! તમને વંદન કરૂં છું.

વિદૂષક—કલ્યાણ! (મનમાં) આ દુષ્ટ ચેટિકાને દેખી પેલું રાજરહસ્ય "જાણે" હૃદય ભેદીને બહાર નિકળવાનું કરે છે. (પ્રકાશ) નિપુણિકા! સંગીત વ્યાપાર મુકી (આજ) ક્યાં જવા નિકળી છું?

નિપુણિકા—દેવીની આજ્ઞાથી આપનેજ મળવાને.

વિદૂષક—મહારાણીની શી આજ્ઞા છે?

[૨]નિપુણિકા—દેવી કહે છે કે 'આપ સદાય મારો પક્ષ લ્યો છો અને અણઘટતી વેદનાથી હું દુઃખિ થતી હોઉં તો'ય મને વિસારતા નથી.'

વિદૂષક—(વિતર્ક કરતાં) શું વયસ્યે દેવીની પ્રત્યે કંઇ અવળું આચરણ તો નથી કર્યું?

નિપુણિકા—આર્ય! જેને માટે મહારાજ ઉત્કંઠિત છે તેનું નામ દઈ એમણે દેવીને બોલાવ્યાં.

વિદૂષક—(મનમાં) શું ત્યારે મહારાજે પોતેજ ભેદ ભાગી નાંખ્યો? ત્યારે હવે જીભ બંધ રાખી હું શું કરવા દુઃખ વેઠું (પ્રકાશ) ત્યારે શું 'ઉર્વશી' કહી એમને બોલાવ્યાં? એને જોઇ ગાંડા ઘેલા થયેલા મહારાજ એકલાં દેવીને નહીં, પરંતુ વિનોદ ન પામવાથી મનેય ઘણું સંતાપેછે.

નિપૂણિકા—(મનમાં) મેં મહારાજનો રહસ્યદુર્ગ તો ભેદ્યો. (પ્રકાશ) આર્ય ત્યારે દેવીને મારે શું કહેવું?

૨ 'દેવી કહે છે' વગેરે વચનો નિપુણિકાનાં પોતાનાં છે, રાણીએ એમાં [illegible] કહ્યું નથી. વિદૂષકને છેતરવાને માટે દાસી પોતે આ યુક્તિ [illegible]

વિદૂષક—નિપુણિકા ! દેવીને કહે જે કે, 'હું પ્રિયવયસ્યને આ મૃગતૃષ્ણામાંથી મુક્ત કરવાને પ્રયત્ન કરીશ, અને પછી દેવીનાં દર્શન કરીશ.'

નિપૂણિકા—જેવી આર્યની આજ્ઞા.

(જાય છે.)

૩ (નેપથ્યે વૈતાલિક.)

જય જય મહારાજ.

મંદાક્રાન્તા.

સૌ ઠામેથી પ્રકૃતિની તમોવૃત્તિને કાઢવાનો,
છે ઉદ્યોગ પ્રથમ સરખો સૂર્યનો ને તમારો;
થંભે છે આ, ક્ષણ નભવિષે સૂર્ય મધ્યાન્હ કાળે,
છઠ્ઠે ભાગે, સુખ, દિવસને, આપ લ્યો છો નિરાંતે—૧

વિદૂષક—(કાન દઈ) પ્રિય વયસ્ય ધર્માસનપરથી ઉઠી અહીં આવે છે; લાવ ત્યારે હું એમની પાસે જઈ ઉભો રહું.

(એમ કહી જાય છે.)

૪ ઇતિ પ્રવેશક.

---

૩ વૈતાલિક-ભાટ અથવા એવી જાતનો રાજાનો સેવક. એનું કામ, સવારમાં રાજાને સમયોચિત ગાયનથી જગાડવાનું, રાજાને પોતાનાં કામમાં પ્રવૃત્ત થવાનું સૂચવવાનું તથા તેનાં વખાણ કરી ઉત્સાહી કરવાનું હોય છે. અહીં રાજા મધ્યાહ્ન થતાં ધર્માસનપરથી ઉઠયો તેનું એ સૂચન કરે છે. વૈતાલિક અહિં રાજાનો અને સૂર્યનો અધિકાર સરખાવે છે. સૂર્ય જેમ લોકાન્તરમાંથી તમનો, અંધારાનો, નાશ કરે છે, તેમ તમે લોકોની તમોગુણવાળી વૃત્તિનો નાશ કરો છો; અર્થાત્ લોકોની નઠારી પ્રવૃત્તિઓનો નાશ કરો છો. સૂર્ય જેમ આકાશમાં મધ્યે આવતાં ક્ષણવાર થંભે છે, તેમ તમે પણ મધ્યાન્હે એટલે દિવસના બાર ભાગ કરતાં છઠ્ઠે ભાગે તમારી ઈચ્છા પ્રમાણે આરામ લ્યો છો, અથવા વર્તો છો. જુવો 'षष्ठे भागे विहारो मंत्रो वा सेव्यः' રાજાએ દિવસમાં કેવી રીતે વર્તવું તેને માટે મનુ અને યાજ્ઞવલ્કય આ પ્રમાણે કહે છે.

'हुत्वाग्निं ब्राह्मणानर्च्य प्रविशेत शुभां सभाम् ।'
'व्यवहारांस्ततो दृष्ट्वा स्नात्वा भुंजीत कामतः'
'भुक्तवान्विहरेच्चैव स्त्रीभिरंतःपुरे सह'

૪ नासूचितं विशेत् पात्रं. પાત્રનું સૂચન કર્યા વિના તેનો રંગભૂમિપર પ્રવેશ કરાવવો નહીં, એવો સાહિત્યકારોનો નિયમ છે. આ સૂચન, વિષ્કંભક,

( પછી ઉત્કંઠિત થયેલો રાજા તથા વિદૂષક પ્રવેશ કરે છે. )

રાજા—

ગીતિ.

પાછું પડે ન એવા, આવીને કામબાણના માર્ગે;
દીઠી તેજ ઘડીથી, અંતર સુરસુન્દરી વશી મા'રે—૨

વિદૂષક—( મનમાં ) ત્યારે ખરેખર બિચારી કાશીરાજપુત્રીને આ પીડાજ તો !

રાજા—કેમ રહસ્ય સોંપ્યું છે તે જાળવી રાખ્યું છે કે નહીં ?

વિદૂષક—( મનમાં વિષાદથી ) હાય ! હાય ! ! દાસીએ મને છેતર્યો; નિકર વયસ્ય આમ પૂછે નહીં.

રાજા—( શંકાથી ) કેમ કંઈ બોલ્યા નહીં ?

વિદૂષક—મેં જીભને એવી સજ્જડ કરી રાખી છે કે તમને પણ એકદમ ઉત્તર આપી શકતો નથી.

રાજા—એમજ જોઇએ. હવે હું કયાં જઇ મનરમાડો કરૂં ?

વિદૂષક—ચાલો ભોજનશાળામાં.

રાજા—ત્યાં શું છે ?

વિદૂષક—ત્યાં પાંચે પકવાન્નની તૈયાર થતી સામગ્રીની યોજના જોતાં ઉત્કંઠાની શાન્તિ થઇ શકશે.

---

ચૂલિકા, અંકાસ્ય, અંકાવતાર, અથવા પ્રવેશક, એમાંના એકાદથી કરાવવું. આ'નાં લક્ષણો અત્રે ઘણું લંબાણ થઈ જાય માટે આપેલાં નથી. ( તેને માટે જુવો રા. રા. રણછોડભાઈનું નાટ્ય પ્રકાશ. પા૦ ૭૭ થી ૭૯) એક અથવા બે મધ્ય પાત્રોથી પ્રાકૃત ભાષામાં આગળ આવતી કથાનું સૂચન કરાવવું તે પ્રવેશક. આ પ્રવેશક બે અંકની વચ્ચે આવવો જોઈએ. જુવો. ધનિક.

'तद्वदेवानुदात्तोक्त्या नीचपात्रप्रयोजितः
अंकद्वयान्तर्विज्ञेयः शेषं विष्कंभके यथा.'

પ્રવેશક, આ નિયમ પ્રમાણે પ્રથમ અંકમાં ન થાય કારણ કે બે અંકની વચ્ચે આવવો જોઈએ. જુવો दशरूपटीका.

'नासूचितस्य पात्रस्य प्रवेशः क्वचिदिष्यते ।
प्रवेशं सूचयेत्तस्मादमुख्यांके प्रवेशकात् ॥'

**રાજા**—(હસીને) ત્યાં તા'રી મનગમતી વસ્તુ સમક્ષ હોવાથી તને મઝા પડશે, પરંતુ મા'રે 'દુર્લભવસ્તુની આશાવાળા આ આત્માને શી રીતે વિનોદ કરાવવો?

[૫]**વિદૂષક**—મહારાજ! આપ ઉર્વશીની નજરે તો પડયા છો કેની?

**રાજા**—તેથી શું થયું?

**વિદૂષક**—ત્યારે હું એમ ધારૂં છું કે એ (હવે) દુર્લભ નથી.

**રાજા**—આ બધો પક્ષપાતજ કહેવાય.

**વિદૂષક**—આમ બોલીને આપે મારૂં કૌતુહલ વધાર્યું; શું ત્યારે ભગવતી ઉર્વશીની મારી પેઠે રૂપમાં જોડીજ નથી?

**રાજા**—માણવક! નક્કી માનજે કે તેના દરેક અંગનું તો વર્ણનજ કરી શકાય તેમ નથી. સામટું તને કહું તે સાંભળ.

**વિદૂષક**—સાવધાનજ છું.

**રાજા**—

ગીતિ.

[૬]ભૂષણ સૌ ભૂષણનું, બ્હારની શોભાતણો અલંકાર;
અંગ સખે! છે એનાં, ઉપમાનોનાં વિશેષ ઉપમાન!—૩

---

[૫] **વિદૂષક**ને આ પ્રશ્ન પુછવાનું કારણ રાજાએ વાપરેલા 'દુર્લભ વસ્તુની આશાવાળા' એ શબ્દો છે. જો ઉર્વશીએ તમને દીઠા છે તો તો એ દુર્લભ નહીં થઇ પડે; કારણ કે તમારૂં આ'વું રૂપ જોઇને તમને અનુકૂળ થયા વિના રહેશેજ નહીં.

[૬] **ભૂષણ** ઇત્યાદિ—રાજાનો કહેવાનો અર્થ એવો છે કે, ઉર્વશી સર્વ ભૂષણનું ભૂષણ છે; અર્થાત્ ભૂષણો એને શોભાવે છે તેના કરતાં એ ભૂષણોને વિશેષ શોભાવે છે. બહારની શોભા (ઠાઠમાઠ) ની એ શોભા છે, અને ચંદ્ર વગેરે ઉપમાનનું એ ઉપમાન છે. અર્થાત્ ચંદ્ર આદિ ઉપમા આપવાની વસ્તુઓને એની ઉપમા આપવી પડે એવી એ સુંદર છે. જેમકે ચંદ્ર જેવું ઉર્વશીનું મુખ છે, એમ ન કહેતાં, ચંદ્ર ઉર્વશીના મુખ જેવો છે, એમ કહેવું પડે તેમ છે.

જુવો **પાર્વતીપરિણય** ભાષાન્તર (કી ધ. ભટ્ટ.)

'કે'વત છે કે ભૂષણ વીસ વશાનાં શરીર શોભાવે;
પરંતુ આ'નાં અંગો ભૂષણને પણ વિશેષ શોભાવે.'

[7]વિદૂષક—અને તેથીજ આપે એ દિવ્યરસના અભિલાષી થઇ અપૈયાવ્રત ધારણ કર્યું છે.

રાજા—ઉત્સુક માણસને એકાન્ત સિવાય બીજો કોઇ આશ્રય નથી; માટે મને પ્રમદવનનો માર્ગ બતાવો.

[8]વિદૂષક—(મનમાં) શી દશા? (પ્રકાશ) મહારાજ આમ; આમ; (પરિક્રમણ કરીને) પ્રમદવને જાણે મોકલ્યો હોય તેમ, આ દક્ષિણ પવનજ આપ અતિથિનો સામો આવી સત્કાર કરે છે.

[9]રાજા—(જોઇને) 'દક્ષિણ' એ, આ વાયુને ઘટતુંજ વિશેષણ લગાડ્યું. કેમકે:-

અનુષ્ટુપ્.

સિંચતો માધવીને, ને નચાવે કુંદવેલીને;
સ્નેહ દાક્ષિણ્યથી લાગે, એ કામી સરખો મને—૪

વિદૂષક—આપનાં પણ આચરણ એવાંજ છે; ભલે; આ પ્રમદવનનું દ્વાર રહ્યું; આપ અંદર પધારો.

રાજા—તમે પેહેલા પેસો.

(બંને પ્રવેશ કરે છે.)

---

૭ **અપૈયો** જેમ દિવ્યરસ, આકાશનું જળ, તેનો અભિલાષી થઈ રહે છે, તેમ તમે આ દિવ્યસ્ત્રીના રસના અભિલાષી થયા છો.

૮ દક્ષિણ-દક્ષિણ દિશાનો અથવા વિનયવાળો; અનુકૂળ. રાજા આ'નો બીજો એટલે અનુકૂળ એવો અર્થ સમજે છે; કારણ કે તે પોતે પણ વાયુની પેઠે દક્ષિણ નાયક છે.

૯ જેમ કોઈ કામી, નવવધૂને સ્નેહથી પોષે અને પ્રગલ્ભાને લાડથી નચાવે, તેમ આ વાયુ, મધુવાળી માધવી તા૦ નવલતાને સ્નેહથી પોષે છે, અને કુન્દલતાને, કુન્દપુષ્પવાળી પ્રૌઢ થયેલી લતાને, નચાવે છે. અહીં રાજા પોતાની અવસ્થાં વાયુની સાથે સરખાવે છે. પોતે પણ નવી ઉર્વશીનાપર પ્રીતિ કરે છે અને પ્રૌઢ થયેલી કાશીરાજપુત્રીને અનુકૂળ રહી લાડ લડાવે છે; અર્થાત્ બંનેને અનુકૂળ રહે છે. આ ભાવ વિદૂષક પાછળના વાક્યમાં સ્પષ્ટ કરી બતાવે છે.

રાજા—(આગળ જઇને) વયસ્ય ! પ્રમદવનના ઉદ્યાનમાં જવાથી દુઃખની શાન્તિ થશે એમ ધારવામાં મેં ઠીક કર્યું નહીં.

અનુષ્ટુપ્.

પેસું ઉદ્યાનમાં તેથી, શાન્તિ ના મુજને વળે;
પ્રવાહે જેમ ખેંચાતાં, ઉલટું તરનારને—૫

વિદૂષક—એમ કેમ ?

રાજા—

માલિની.

[10]અતિ અસુલભવસ્તુ માગવામાં હઠીલું,
પ્રથમ મદન પીડે બાણથી ચિત્ત મારૂં;
મલયપવન વા'તાં જીર્ણપત્રો ખરીને,
ફુટી કળી સહકારે દેખતાં કેમ થાશે—? ૬

વિદૂષક—હવે રોદડા રોવા મુકી ઘો; ઇચ્છેલી વસ્તુ મેળવી આપનાર કામદેવજ થોડા કાળમાં આપને સુખદાતા થઈ પડશે.

રાજા—બ્રાહ્મણનું વચન માથે ચઢાવું છું.

(પરિક્રમણ કરે છે.)

વિદૂષક—વસંતઋતુનો આરંભ સૂચવતી આ પ્રમદવનની રમણીયતા જુવો.

રાજા—વૃક્ષે વૃક્ષ જોઉં છું, કેમકે અહીં આગળ,—

---

૧૦ અતિ અસુલભ ઈત્યાદિઃ-રાજા કહે છે કે કામ મારૂં ચિત્ત પીડવા લાગ્યો છે તે મા'રાથી સહન થઈ શકતું નથી, તો મલયપવન સેવતાં તથા નવાં પત્ર ખરી આંબા ઉપર આવેલી મો'રની નવી કળીઓ દેખતાં મારી શી દશા થશે. આંબાનો મો'ર, મલય પવન, કોયલોના ટુહુકાર વગેરે કમોદ્દીપન હોવાથી કામીને વધારે પીડા કરે છે. આંબાનો મો'ર, અરવિંદ વગેરે કામનાં પાંચ બાણ ગણાય છે.

'अरविंदमशोकं च चूतं च नवमल्लिका ।
नीलोत्पलं च पंचैते पंचबाणस्य सायकाः ॥'

### શાર્દૂલવિક્રીડિત.

રાતાં સ્ત્રીનખશાં મુખે કુરવકો છે શ્યામ બે પાસમાં,
રાતાંચોળ નવાં અશોક તરૂઓ આ ખીલવા માંડતાં;
બંધાતાં રજ, પીળી અગ્રથી, ઝુલે આંબે નવી મંજરી;
આવી, મિત્ર! સુમુગ્ધ યૌવનદશામધ્યે, મધુશ્રી, રહી. ૭

**વિદૂષક**—આ મણિશિલાની બેઠકવાળો અતિમુક્તલતાનો માંડવો, ભમરાઓના અડકયાથી પડેલાં પુષ્પોથી જાણે જાતેજ ઉપચાર કરી આપને આવકાર દેછે; માટે આપ એનો અનુગ્રહ કરો.

**રાજા**—જેવી તમારી ઇચ્છા. (પરિક્રમણ કરી બેસે છે.)

**વિદૂષક**—આપ અહિં સુખેથી વિરાજો, અને લલિત-લતાઓથી નયનને ઠારી ઉર્વશીસંબંધી ઉત્કંઠાને મટાડો.

**રાજા**—(નિસાસો નાંખીને)

### ગીતિ.

[૧૧]એનું રૂપ જોઈ ગાંડી, નથી લગારે સખે! નજર ઠરતી;
વાડીમાં રોપેલી, ફુલથી લળી લળી જતી લતા પેખી. ૮

માટે મા'રી પ્રાર્થના સફળ થાય એવો ઉપાય શોધી કાઢો.

[૧૨]**વિદૂષક**—અરે! અહલ્યાના જાર મહેન્દ્રનો વૈદ્ય, અને ઉર્વશીને માટે અધીરા થયેલા આપનો હું, એ બંને આમાં ગાંડા જેવા (નકામા) છીયે.

---

૧૧ લતાનાં પુષ્પ આભરણોને ઠેકાણે છે; લળી જતી ડાળીઓ બીજાં અંગને સ્થાને છે, તથા લતા ઉર્વશીની દેહ લતાને ઠેકાણે છે. લતાઓનું આટલું ઉર્વશીની સાથે સરખાપણું છે તોપણ એના જેવા ઉત્તમ રૂપના અભાવથી મા'રી નજર એમાં ઠરતી નથી. અહીં અણગમો દેખાડવાથી વિધૃત નામનું સંધિઅંગ થાય છે અને 'ઉપાય શોધી કાઢો' વગેરેથી પ્રયત્ન નામની દશા સૂચવાય છે.

૧૨ અહલ્યાનો જારઃ-ઈન્દ્ર અહલ્યાનો જાર ગણાય છે. પૌરાણિક કથા એવી છે કે ઈન્દ્ર ગૌતમની સ્ત્રી અહલ્યાને જોઈ મોહિત થઈ ગયો હતો. તેથી એક વખતે તે ઋષિ ઘરમાં નહુતા તે વખતે એમને ત્યાં ગયો અને અહલ્યાને

રાજા—પણ ઘણી પ્રીતિ માર્ગ કરી આપશે તો.

વિદૂષક—(તેમ છતાં) હું વિચાર કરૂંછું માટે પાછા રોદડા રોઈ મારી સમાધિ તોડાવશો નહીં.

(વિચાર કરતો હોય એમ દર્શાવે છે.)

રાજા—(નિમિત્ત સૂચવીને મનમાં)

**દ્રુતવિલંબિત.**

[13]સુલભ એ નથી ચંદ્રમુખી મને,
કંઈ કંઈ સ્મર તો'ય કર્યાકરે;
જયમ ન ઇપ્સિત સિદ્ધિ મળયાથકી,
ત્યમ નિરાંત મને સહસા થતી. ૯

(આશા ભર્યો ઉભો રહે છે.)

---

લોભાવી ફસાવી. ઋષિ જ્યારે ઘેર આવ્યા ત્યારે પ્રભાવથી એમને આ વાતની ખબર પડી, તેથી અહલ્યાને શિલા થવાનો, અને ઈન્દ્રને સેંકડો ભગંદર થવાનો શાપ દીધો. આ અહલ્યાના શાપનો ઉદ્ધાર રામચંદ્રે કર્યો એવી રામાયણમાં કથા છે. પુરાણકથા આ'વી છે. જે ઉપરથી પુરાણોમાં આ વાત ઘડાઈ તેને માટે વેદમાં આ પ્રમાણે છે. ऋक्संहिता માં 'स्वसूर्यो जार उच्यते' એમ છે. કુમારિલભટ્ટ લખે છે કે:—एवं समस्ततेजाः इन्द्रशद्बवाच्यः सूर्य एव, अहनि लीयमानायाः रात्रेः अहल्या शद्बवाच्यायाः क्षयात्मकजरणहेतुत्वात् जीर्यति अस्मात् अनेन वा उदितेन इति अहल्याजारः न परस्त्रीव्यभिचारात्. અહન્ એટલે દિવસ, તેમાં લીન થનારી તે અહલ્યા, રાત્રી. ઈન્દ્ર એટલે સૂર્ય. સૂર્ય પાસે આવે છે, ઉદય પામે છે, ત્યારે રાત્રી એનામાં જરિત થઈ, જીર્ણ થઈ, લીન થઈ જાય છે, માટે અહલ્યાજાર અથવા સૂર્ય એવો અર્થ છે. પરસ્ત્રી અહલ્યાની સાથે અનાચાર કરવાથી આ નામ પડયું એમ લેવાનું નથી. વૈદિક કલ્પના આ'વી છે.

વિદૂષકનું કહેવું એમ છે કે અહલ્યાને માટે ઉત્સુક ઈન્દ્રને, વૈદ્ય જેટલી મદદ કરી શકે, તેટલી હું તમને આમાં મદદ કરી શકુંછું; અર્થાત્ આમાં અમે બંને નકામા છીએ. પ્રીતિનો ઉપાય કંઈ ઔષધ નથી કે વૈદ્ય મદદ કરી શકે; તેમ મારામાં એવી અસાધારણ બુદ્ધિ નથી કે હું તમને મદદ કરી શકું.

[13] સુલભ ઈત્યાદિઃ-એ ચંદ્રમુખી મને મળે તેમ નથી તે છતાં આ કામ, હાથ આંખ વગેરે ફરકે છે એ દ્વારાએ કંઈ કંઈ ચેષ્ટાઓ શા માટે કરી રહ્યો છે? રાજા એમાં કંઈ ભેદ છે એમ સમજે છે, અને કહે છે કે મને ઉર્વશી જાણે મળનારીજ ન હોય એમ શાન્તિ વળે છે માટે કંઈ હશે ખરૂં.

રાજા—( છાનોમાનો બેશી રહે છે. )

ઉર્વશી—આ તે કઇ સ્ત્રી હશે કે જેની આ (મહારાજ) પ્રાર્થના કરે છે તેમછતાં (આડી થઇને તે) પોતાની જાતને છેતરે છે?

ચિત્રલેખા—કેમ, પાછાં મનુષ્યનાં આચરણ કરવા માંડ્યાં કે?

ઉર્વશી—સહેજ પ્રભાવથી જાણીલેતાં હું ડરૂં છું.

વિદૂષક—અરે! હું કહું છું કે મેં ઉપાય શોધી કાઢયો છે.

રાજા—ત્યારે કહો શો?

વિદૂષક—સ્વપ્ને સમાગમ કરાવનારી નિદ્રાનું આપ સેવન કરો, અથવા ભગવતી ઉર્વશીનું ચિત્ર ચિતરી નિરખ્યા કરો.

ઉર્વશી—(સહર્ષ) અધીરા હૃદય! લગાર ટાઢું પડ; ધીરૂં પડ.

રાજા—એ બંને ઉપાય નકામા છે. (કારણ કે)

હરિણી.

[16]શર મદનના સાલે હૈયે, નિરંતર તો પછી,
કયમકરી મળે નિદ્રા સ્વપ્ને સમાગમ આપતી;
છબી ચિતરતાં પે'લાં આખી સખે! સુતનુતણી,
મમ નયનથી આંસુધારા ક્ષણે શમતી નથી!—૧૦

---

૧૬ શરમદનના ઈત્યાદિઃ-રાજાનું કહેવું એમ છે કે નિદ્રા લેતાં પણ નિરાંતે એનું દર્શન થવાનું નથી, કારણકે કામબાણ સાલે છે તેથી નિદ્રા આવવાનો સંભવજ નથી; અને છબી ચિતરવા માંડતાં હું એ'ને પૂરી કરી નિરખું તે પેહેલાં મા'રાં નેત્રમાં આંસુ ભરાઇ આવે છે, એટલે તે પણ સુખે જોઈ શકાય તેમ નથી. વિયોગાવસ્થામાં પ્રેમીઓને પરસ્પરનો સંગમ થવાનો આ ઉપાય કાલિદાસનાં પુસ્તકોમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે. શાકુન્તલમાં છઠ્ઠા અંકમાં જુવો.

'प्रजागरखिलीभूतस्तस्याः स्वप्ने समागमः
बाष्पस्तु न ददात्येनां द्रष्टुं चित्रगतामपि'

મેઘદૂતમાં યક્ષ પોતાની પ્રિયાના સમાગમને અર્થે આ'વોજ વિચાર કરે છે.

'त्वामालिख्य प्रणयकुपितां धातुरागैः शिलायाम् ।
आत्मानं ते चरणपतितं यावदिच्छामि कर्तुम् ॥
अस्त्रैस्तावन्मुहुरुपचितैर्दृष्टिरालुप्यते मे ।
क्रूरस्तस्मिन्नपि न सहते संगमं नौ

**ચિત્રલેખા**—તેં સાંભળ્યું ?

**ઉર્વશી**—હા સાંભળ્યું; તો'ય મા'રૂં મન માનતું નથી.

**વિદૂષક**—મા'રી તો આટલે સૂધિ મતિ પહોંચી શકે છે.

**રાજા**—(નિશ્વાસ નાખી)

**માલિની.**

[૧૭]કઠણ મનની પીડા જાણતી એ નથી, કે,
મનપર નથી લેતી પ્રેમ જાણી પ્રભાવે;
કરી, મુજ મનસુબા ઉર્વશીને મળ્યાના,
અફળ, રસ વિનાના, કામ! જા તું સુખી થા.—૧૧

**ચિત્રલેખા**—(લે, હવે) સાંભળ્યું ?

**ઉર્વશી**—હાય હાય! શું એ મને એવી ધારે છે? એમની સામે જઇ મા'રાથી પ્રતિઉત્તર અપાતો નથી; (પણ) પ્રભાવથી બનાવેલા (આ) ભોજપત્રથી એમને ઉત્તર આપવાની મા'રી ઇચ્છા થાય છે.

**ચિત્રલેખા**—એ તો મને ગમશે.

**ઉર્વશી**—(ગાભરી ગાભરી લઇ કહ્યા પ્રમાણે કરે છે.)

**વિદૂષક**—(જોઇને) અરે જુવો જુવો! સાપની કાંચળી જેવું આપણા આગળ આ શું પડ્યું ?

**રાજા**—(જોઇને) આ તો ભોજપત્રપર કંઇ અક્ષરો લખેલા હોય એમ છે.

**વિદૂષક**—ભગવતી ઉર્વશીએ આપનો (આ) બળાપો સાંભળી અદૃશ્ય રહી સમાન પ્રીતિ સૂચવતો પત્ર તો લખીને નાંખ્યો નહીં હોય ?

---

૧૭ કઠણમનની ઈત્યાદિઃ-કાંતો મારા મનની આ'વી કઠણ પીડા એ જાણતી નહીં હોય, અથવાતો પ્રભાવથી મા'રો (એનાપરનો) પ્રેમ જાણી લીધા છતાં ગણકારતી નહીં હોય. ઉર્વશીને મળવાના મા'રા મનોરથોને, નિષ્ફળ બનાવી નીરસ કરી નાંખી કામ ભલે સુખી થાવ, કૃતાર્થ થાવ. અર્થાત્ મનોરથ ભાગતાં મા'રૂં મરણ થાય અને તેથી કામ સુખી થવા ધારતો હોયતો ભલે તેમ કરે.

**રાજા**—મનોરથને કંઇ અગોચર નથી હતું. ( હાથમાં લઇ વાંચી, હરખાતો ) સખે ! તમારો તર્ક ખરો પડયો.

**વિદૂષક**—ત્યારે હવે આપ (જરા) ખુશી થાવ; એમાં શું લખ્યું છે તે મને સાંભળવાની ઇચ્છા થઇ છે.

**ઉર્વશી**—સાબાશ આર્ય ! તું પણ પહોકેલો જણાય છે.

**રાજા**—સાંભળો (વાંચે છે.)

## ગીતિ.

[૧૮]મુજ અંતર નવ જાણો, તથાપિ જેવી મને ગણો નાથ,
તેવી નિર્દય છુંતો, પ્રેમે ભીના સદાય તમ સાથ;
સુતાં, કોમળ ફુલાં-પત્રોની પારિજાતશય્યામાં,
નંદનવનની લે'રો, બાળે ગાત્રો તમામ શે મા'રાં—૧૩

**ઉર્વશી**—હવે એ શું બોલશે વારૂ ?

**ચિત્રલેખા**—(શું બોલશે તે) કમળના નાળ જેવાં (દુબળાં) એમનાં અંગોજ કહી આપે છે.

**વિદૂષક**—મને ભૂખ્યાને સ્વસ્તિવાચન મળે તેમ સદ્ભાગ્યે આપને (પણ) આશ્વાસન મળ્યું.

**રાજા**—'આશ્વાસન' એમ શાને કહોછો ?

---

૧૮ મુજ અંતર ઈ:-ઉર્વશીનો ભાવ એવો છે કે, તમે મા'રૂં અંતર નથી જાણતા તેમ છતાં એમ ધારોછો કે હું તમ પ્રેમીપર લગારપણ પ્રીતિ રાખતી નથી. જો તમારૂં ધારવું ખરૂં હોય તો પારિજાતની શય્યામાં સુઈ રહુંછું છતાં નંદનના શીતળ પવનની લે'રે મા'રાં ગાત્રો કેમ ધીખે છે ? અર્થાત્ હું કામને વશછું અને તમારા જેવીજ સ્થિતિ મા'રી પણ છે. ઉતાવળમાં રચેલું હોય તેવું આ પદ્ય કવિએ બહુજ ચતુરાઈથી મુકયું છે.

શકુન્તલા પણ દુષ્યન્ત પ્રત્યે મોકલવાના પત્રમાં આ'વાંજ વચન લખે છે. જુઓ—

'તુજ નવ જાણું હૈયું અંગો મારાં અનંગ દિન રાત્રિ;
શોકે છે ઓ નિર્દય, તારામાં છે સમાઈ મુજ વૃત્તિ'

વસંત તિલકા.

[૧૯]તુલ્યાનુરાગ વદતું લલિતાર્થવાળું,
આ પદ્ય પત્રમહિં વાંચીજતાં પ્રિયાનું;
જાણે મળ્યું વદનશું "મદિરેક્ષણાના,"
ઉત્પક્ષ્મવાળુ મુજ આનન તે સખે! આ.—૧૪

ઉર્વશી—ત્યારે હવે (તો) આપણ બંનેની સરખે સરખી પ્રીતિ ખરી.

રાજા—વયસ્ય! આંગળીના પરસેવાથી અક્ષરો ચેહેરાઇ જશે, માટે આ પ્રિયાના હાથનો લેખ ઝાલી રાખો.

---

૧૯ તુલ્યાનુરાગ ઈત્યાદિ:-તુલ્ય–સમાન, અનુરાગ, પ્રીતિ, દેખાડનારૂં લલિત અર્થથી ભરેલું પત્રમાં લખેલું આ પદ્ય વાંચી હુંતો એમજ માનું છું કે ઉંચી કરેલી પાંપણોવાળું મારૂં મુખ, મદિરાદૃષ્ટિવાળી એ પ્રિયાના મુખનો સ્પર્શ કરી ચુકયું. મૂળમાં 'उत्पक्ष्मणा मदिरक्षणेन आननेन' એવું પદ છે. આ પાઠ ખોટો છે; કારણ કે એમ લેતાં એ રાજાનાં નેત્રને લાગે. પુરૂષને માટે 'મદિરાક્ષ' એવું વિશેષણ વાપરવામાં આવતુંજ નથી; કવિએ આ વિશેષણ ઉર્વશીને માટેજ વાપરેલું છે. જુવો ચોથા અંકમાં પણ 'मधुकर मदिराक्ष्याः शंस तस्या प्रवृत्तिम्' એ રાજાનું વચન. વળી રાજા પોતાનું આવું વર્ણન કરે એ પણ અસંભવિત લાગે છે. આટલા માટે મી૦ પંડિતનો પાઠ ન લેતાં मादिरेक्षणायाः (उर्वश्याः) એવો પાઠ લઈ ભાષાન્તર કરેલું છે. ઉત્પક્ષ્મવાળું–ઉંચી કરેલી પાંપણોવાળું; ઉર્વશીના મુખનો સ્પર્શ કરવાને માટે ઉત્સુકતાથી ઉંચી કરેલી પાંપણોવાળું રાજાનું મુખ.

મદિરેક્ષણા=(મદિરાક્ષી) મદિરાના જેવાં ઘેરાં નેત્રવાળી. મદિરદૃષ્ટિ કોને કહેવી તેને માટે આદિભારતમાં આ પ્રમાણે કહેલું છે.

'आघूर्णमानमध्या या क्षामा चांचिततारका ।
दृष्टिर्विकसितापांगा मदिरा तरुणे मदे ॥'

હેમાદ્રિની સંગીતકલિકામાં એને માટે આ પ્રમાણે લખેલું છે.

'स्निग्धार्धमुकुलीकृता लंभिता मदिरा तथा ।
पंचैवात्र प्रतिज्ञाता शौर्यादित्येन दृष्टयः ॥
सौष्ठवेन परित्यक्ता स्मेरापांगमनोहरा ।
वेपमानान्तरा दृष्टिर्मदिरा परिकीर्त्तिता ॥'

**વિદૂષક**—(હાથમાં લઇ) ત્યારે શું ભગવતી ઉર્વશી આપના મનોરથોને પુષ્પ લાવી ફળ વેળાએ હવે છેતરશે ?'

**ઉર્વશી**—સખિ ! એમની પાસે જતાં બી'તા આ હૃદયને હું લગાર ઠેકાણે આણું ત્યાં સૂધિ તું પ્રકાશ થઇ મા'રે માટે જે તને યોગ્ય લાગે તે કહેતી થા.

**ચિત્રલેખા**—(બહુ સારૂં; એમ કહી તિરસ્કરિણી કાઢી નાંખી રાજાની પાસે આવી) જય જય મહારાજ !

**રાજા**—(સહર્ષ) પધારો. ભદ્રે !

અનુષ્ટુપ્.

ન આનંદ મને આપે તું એ સખીવિના, યથા,
દીઠેલી સંગમે પે'લાં, યમુના જાન્હવીવિના—૧૫

**ચિત્રલેખા**—ખરૂં કહ્યું (પણ) પ્રથમ તો મેઘઘટા દેખાય, અને વિદ્યુત્લતા તો પછીજ હોય.

**વિદૂષક**—(આડું જોઇ) શું આ ઉર્વશી નો'ય ! આ તો એ, ભગવતીની પ્રિય સખી.

**ચિત્રલેખા**—મહારાજને પ્રણામ કરી ઉર્વશી વિજ્ઞાપના કરે છે.

**રાજા**—શી આજ્ઞા કરે છે ?

**ચિત્રલેખા**—'દૈત્યનાથી થયેલા કષ્ટ વેળાએ મહારાજેજ મને ઉગારી હતી, તો હવે આપના દર્શનથી ઉત્પન્ન થયે મદન મને અત્યંત સંતાપે છે ત્યારે માહારાજે મા'રે દયા જાણવી જોઇએ.'

**રાજા**—અરે મીઠાબોલિ !

વસંતતિલકા.

[20] કે' છે અધીરી બહુ એ પ્રિયદર્શના, તો,
એને લીધે નથી શું જોતી મને પીડાતો;

---

[20] કે' છે ઈત્યાદિ:—હે **ચિત્રલેખા** જો તું કહે છે કે ઉર્વશી મા'રે મ' ઘણી અધીરી થઇ રહી છે, તો એને અર્થે અધીરા તો નહીં પણ, પીડા પામેલા

છે બેઉનો પ્રણય આ સ્મરનો સમાન,
એ લોહખંડ સરખા તપતાં ઘડાય. ૧૬

ચિત્રલેખા—(ઉર્વશીની પાસે આવી) અલિ! આમ આવ! તા'રા કરતાંય એમનાપર મદન વધારે નિર્દય થયેલો છે, તે જોઇ હું તા'રા પ્રિયતમની (આ વખતે) દૂતી થઇ છું.

ઉર્વશી—(તિરસ્કરિણી ખશેડી) વાહ એટલામાં મા'રી મટી (એમની થઈ) ગઇ કે?

ચિત્રલેખા—કોણ કોનું થઇ જાય છે તે હવણાં જણાશે; (પણ) લગાર ભારમાં રહેજે.

ઉર્વશી—(લજવાતી લજવાતી) જય જય મહારાજ!

રાજા—સુન્દરિ!

અનુષ્ટુપ્

[21]'જયશબ્દ' ન જે છાજે, ઇન્દ્રના વિણ અન્યને;
ધન્ય માનું હું આત્માને, જે અર્થે જય તું કહે—૧૭

(હાથ ઝાલી તેને બેસાડે છે.)

વિદૂષક—ભગવતિ! રાજાનો પ્રિયમિત્ર, અને વળી બ્રાહ્મણ, તેને તો વંદનજ નહીં?

ઉર્વશી—(લગાર હસતી હસતી પ્રણામ કરે છે.)

વિદૂષક—સ્વસ્તિ, કલ્યાણ.

(નેપથ્યે દેવદૂત.)

ચિત્રલેખા! ઉર્વશીને કહે ઝટ કરે.

---

મને શું તું નથી જોતી? અમારી બન્ને જણની કામની પ્રીતિ સમાન છે; અર્થાત્ અમને બન્નેને કામે સરખાં તપાવ્યાં છે, માટે જેમ લોઢાના બે કકડા સરખા તપે ત્યારે ભેગા ઘડાય છે, તેમ સરખાં તપેલાં અમને બન્નેને તું હવે એક કરવાનો પ્રયાસ કર.

૨૧ જય શબ્દ ઈત્યાદિઃ—રાજા કહે છે કે તા'રા મુખમાંથી 'જય' એ શબ્દ ઇન્દ્રના પ્રત્યેજ વપરાય, બીજા પ્રત્યે નહીં. એ જય શબ્દ તેં મા'રા પ્રત્યે વા તેથી હું મા'રા આત્માને કૃતાર્થ માનું છું.

## વસંતતિલકા.

[૨૨]શૃંગાર આદિ રસ આઠથકી ભરેલો;
છે જે પ્રયોગ તમને ભરતે શિખાવ્યો.
જોવા ચહે લલિત આજ પ્રયોગ તેનો;
ભેગા મળી સુરપતિ સહ લોકપાલો—૧૮

(સર્વે કાન દે છે.)

**ઉર્વશી**—( ખેદ પામી હોય એમ દર્શાવે છે.)

**ચિત્રલેખા**—પ્રિય સખિ! દેવદૂતનું વચન સાંભળ્યું? હવે મહારાજની રજા લઇ લે.

**ઉર્વશી**—મા'રાથી તો બોલાવાનું નથી.

**ચિત્રલેખા**—મહારાજ! આ બિચારી પરવશ છે; માટે જો આપ રજા આપો તો દેવોના વાંકમાં ન આવે માટે જાય.

**રાજા**—( પરાણે પરાણે બોલ ગોઠવી ) તમારા પ્રભુની આજ્ઞા તોડાવવા હું ઇચ્છતો નથી; ( એટલુંજ કે ) અમને વિસારતાં ના.

**ઉર્વશી**—( વિયોગ દુઃખ દર્શાવતી, સખી સાથે જાય છે. )

**રાજા**—(નિશ્વાસ નાંખી) સખે! હવે નેત્ર તો જાણે સૂનાં સૂનાં લાગે છે.

---

૨૨ પ્રયોગ ઈત્યાદિઃ—આઠ રસથી ભરેલો, (શૃંગાર, વીર, કરૂણા, બિભત્સ, રૌદ્ર, હાસ્ય, અદ્‌ભુત અને ભયાનક, એ) આઠ રસવાળો. રસ બધા મળી નવ છે. પરંતુ શાન્ત રસ નાટકમાં આવવો ન જોઈએ એવો પ્રતિબંધ હોવાથી આ'માં તેને ગણ્યો નથી. નાટકમાં શૃંગાર, વીર, અને કરૂણા, એ ત્રણેમાંનો એકરસ મુખ્ય જોઇએ, અને બીજા રસો ગૌણ જોઇએ.

જુવો કાવ્યપ્રકાશ (૪–૨૯)

'शृङ्गारहास्यकरुणरौद्रवीरभयानकाः
विभत्साद्भुतसंज्ञौ चेत्यष्टौ नाट्ये रसाः स्मृताः'

આ ઠેકાણે જે પ્રયોગ કહેલો છે તે લક્ષ્મીસ્વયંવરનો છે, જેમાં ચુક થતાં ઉર્વશીને ભરતમુનિએ આગળના અંકમાં શાપ દીધો છે.

વિદૂષક—(પત્ર દેખાડવા ઇચ્છતો હોય તેમ) ત્યારે આ- (એમ અડધું બોલી સ્વગત) હા ધિક્! ધિક્! ઉર્વશીને દેખી વિસ્મિત થઇ જતાં એ ભોજપત્ર હાથમાંથી પડી ગયું, તે પણ બેભાનમાં મેં જાણ્યું નહીં.

રાજા—ભદ્ર! હમણાં કંઇક કહેવા જતા હતા તે શું?

વિદૂષક—આપ નિરાશ ન થશો; ઉર્વશીની પ્રીતિ આપના ઉપર અત્યંત દૃઢ થયેલી છે. આટલે સૂધી પહોંચેલી પ્રીતિ એ હવે જવા નહીં દે.

રાજા—મા'રૂં મન પણ એજ આશા રાખે છે; એણે જતી વખતે ખરેજઃ—

અનુષ્ટુપ્.

૨૩ "સ્તન"કંપથી દેખાતા, જાણે નિશ્વાસથી, મને;
પારકા દેહવાળીએ, સોંપ્યું સ્વાધીન ચિત્ત જે--૧૯

વિદૂષક—(સ્વગત) મહારાજ આ વેળા હમણાં પેલું ભોજપત્ર સંભારશે, એ વિચાર આવતાં મા'રૂં હૃદય કંપે છે.

રાજા—("અરેરે"!) હવે શાનાથી દૃષ્ટિને આનંદ પમાડું? (યાદ લાવી) હા, પેલું ભોજપત્ર લાવો.

વિદૂષક—(ખેદ બતાવી) અરે! એ તો જડતું નથી. (જાણ્યોમાં) ઉર્વશીની પાછળ(જ) ગયું.

રાજા—બધેય આ'વી મૂર્ખાઈ અને પ્રમાદ? ચાલો શોધી કાઢો.

---

૨૩ **સ્તન** ઇત્યાદિ—ઉર્વશીનો દેહ પરવશ હતો પરંતુ મન એને સ્વાધીન હતું તેથી, સ્તન કંપથી દેખાઇ આવતા નિશ્વાસોની સાથેજ એણે મને એનું મન આપી દીધું, એવી રાજા ઉત્પ્રેક્ષા કરે છે. મૂળમાં 'सूनकंप' છે. એ પાઠ બરાબર બેસતો ન આવ્યાથી "**સ્તન**કંપ" એ પાઠ લીધો છે. નિશ્વાસ નાંખતાં હમેશાં છાતીનો કંપ વિશેષ જણાય છે. 'પુષ્પકંપ' એમ લઈએ તો પુષ્પશાનાં, તેનું પણ કંઇ સૂચન નથી.

વિદૂષક—(ઉભો થઇ) નક્કી આટલામાં ને આટલામાંજ હશે.
(શોધતો હોય એમ દર્શાવે છે.)

(એટલામાં પરિજનો સાથે દેવી કાશીરાજપુત્રી પ્રવેશ કરે છે.)

દેવી—અલિ નિપુણિકા! તેં આ લતામંડપમાં આર્ય માણવકનીસાથે આર્યપુત્રને પેસતાં જોયા એમ કહ્યું તે ખરૂં પડયું.

નિપુણિકા—મેં કોઈ દિવસ પણ આપના આગળ ખોટું કહ્યું છે?

દેવી—લાવ ત્યારે આ લતાને ઓથે રહી એમની ઉઘાડાં અંતરની વાતો સાંભળું. જોઉં જોઇયે તેં કહ્યું તે ખરૂં છે કે ખોટું.

નિપુણિકા—જેવી દેવીની "ઇચ્છા."

દેવી—(પરિક્રમણ કરી) અલિ નિપુણિકા! આ જૂના ચીરના કકડા જેવું દક્ષિણ પવનથી આપણા ભણી ઉડતું ઉડતું શું આવે છે?

નિપુણિકા—(જોઇ) ઉડતાં ઉડતાં અક્ષરો દેખાય છે, અને જાણ્યામાં એ ભોજપત્રજ છે એમ લાગે છે. અહા! એ તો દેવીનાજ ઝાંઝરની કડીમાં આવી ભરાયું. (હાથમાં લઇ) (લ્યો) વાંચો તો ખરાં.

દેવી—લે ત્યારે તુંજ વાંચ. જો સાંભળવા જેવું હશે તો હુંયે સાંભળીશ.

નિપુણિકા—દેવિ! એ તો પેલીજ વાતનું પોગળ હોય એમ લાગે છે. હું ધારૂંછું કે ભર્તાને ઉદ્દેશીને ઉર્વશીની લખેલી કવિતા હશે, અને આર્ય માણવકના બેભાનમાં આપણે હાથ આવી ચઢી હશે.

દેવી—ત્યારે તો એનો શો અર્થ છે તે જાણવો જોઇએ.

નિપુણિકા—(રાજાએ પહેલાં વાંચેલું તે વાંચે છે.)

દેવી—ઠીક! હવે તો આ જ ભેટ લઇ એ અપ્સરાના કામુકને મળું.

(એમ કહી પરિજન સહિત લતાગૃહમાં પ્રવેશ કરે છે.)

વિદૂષક—મિત્ર! પ્રમદવન પાસેના ક્રીડાપર્વતની પાસે પેલું શું દેખાય છે?

રાજા—(ઉભો થઇ) ભગવન્ વસંતપ્રિય દક્ષિણવાયુ!

## શાર્દૂલવિક્રીડિત.

[૨૪]લ્યો વાસાર્થ હરી પરાગ મધુએ જામ્યો લતાપુષ્પથી,
શું મિથ્યા લઇજાવ પત્ર દયિતાનો માહરા હાથથી;*
પ્રીતિ અંજનીસાથ છે કરી તમે તેથી બધું જાણતા,
કે આ'વાથી વિનોદ આપી મનને કામીજનો જીવતા–૨૦

નિપુણિકા—દેવિ! "જુવો જુવો!" એનીજ શોધાશોધ ચાલી રહીછે.

દેવી—હા; એજ જોઉં છું; "છાની રહે."

વિદૂષક—અરે! ચીમળાઈ ગયેલા કેશરના સરખા વર્ણવાળા મોરના પીંછાથી હું છેતરાઇ ગયો.

રાજા—(અરેરે!) માં'રૂં સર્વે ધૂળ મળ્યું!

દેવી—("એકદમ" પાસે આવી) આર્ય પુત્ર! ગભરાવાનું શું કારણ છે; આ રહ્યું એ ભોજપત્ર.

રાજા—(ગભરાતો ગભરાતો) અરે! શું દેવી? પધારો, પધારો, દેવિ!

---

૨૪ લ્યો વાસાર્થ ઈત્યાદિ—રાજાનું ધારવું એવું છે કે એ ભોજપત્ર પવન ઉશડી લઈ ગયો છે, માટે તે એની પ્રાર્થના કરે છે કે-હે વાયો! તારે સુગંધીને અર્થે વસંતે એકઠો કરેલો લતાઓના પુષ્પનો પરાગ જોઈએ તેટલો છે, તે મુકી આ મા'રી પ્રિયાનો પત્ર તું શું કરવા લઇ જાયછે? તેં અંજનાની સાથે પ્રીતિ કરેલી છે, અર્થાત્ તને પ્રીતિનો અનુભવ છે, તેથી તું જાણે છે કે પત્ર, ચિત્ર, ઈત્યાદિ વાનાંથી કામીજનો મનરમાડો કરી જીવતા રહે છે. આમ છે ત્યારે તું મને શામાટે સંતાપે છે? વાયુ અંજના, હનુમાનની માતા ઉપર અત્યંત મોહિત થયો હતો અને હનુમાન એ તેમના સંગમનું ફળ હતું. હનુમાન્ વાયુપુત્ર પણ કહેવાય છે.

* શું કર્શો લઈ પ્રેમપત્ર દયિતાએ જે લખ્યો હાથથી.

વિદૂષક—(જનાન્તિક) ભોગ મળ્યા; આ વખતે આ ક્યાંથી આવી ચઢયાં?

રાજા—(જનાન્તિક) સખે! હવે શી વલે?

વિદૂષક—("આડું જોઇ") ચોરીના માલ સાથે પકડાઇ ગયેલા ચોરને તે વળી જવાબ આપવાનો શો હોય?

રાજા—"(જનાન્તિક) મૂઢ આ હસવાનો વખત નથી. (પ્રકાશ)" દેવિ! હું એને શોધતો નહુતો; જેને માટે શોધ કરૂં છું તે તો બીજું ભોજપત્ર.

દેવી—આપનું સૌભાગ્ય છુપાવો; એમજ ઘટે.

*વિદૂષક—મહારાણિ! એમને લગાર પિત્ત ચઢિઆવ્યુંછે માટે તે શાન્ત થાય એવું કંઇક ભોજન સત્વર આણી આપો.

દેવી—નિપુણિકે! બ્રાહ્મણે વયસ્યનું છાવરવા તો ઠીક માંડયું!

વિદૂષક—આપજ જુવો કે ભોજનથી (તો) પિશાચ પણ શાન્ત પડે છે.

રાજા—મૂર્ખ! પરાણે મને અપરાધી ઠરાવે છે?

દેવી—એમાં આપનો અપરાધ નથી; એમાં દોષ માત્ર મા'રોજ છે, કે અળખામણી લાગું તે વખતે તમારી આગળ આવીને ઉભી રહી છું. ભલે; હું મા'રે આ ચાલી.

("ચાલ અલિ નિપુણિકા." કોપ કરી ચાલવા માંડે છે.)

---

* વિદૂષક કહે છે કે રાજાને આ વખતે પિત્ત ચઢી આવ્યું છે, અને ઉન્માદ એ એક પિત્તપ્રકોપનું લક્ષણ છે, માટે રાજા ઉન્માદઅવસ્થામાં આમ તેમ બોલે છે. આ'ની શાન્તિને અર્થે કંઇ મિષ્ટાન્ન લાવો તો ઠીક. વિદૂષકને જ્યાં ત્યાં ખાવાનીજ વાત હોય, પણ અહિં તેનું કહેવું સત્ય છે. કંઈક મિષ્ટભોજન આપવાથી પિત્ત શમે છે. જુવો નિચેનો શ્લોક—

'कफं दुर्जनवत्तीक्ष्णैर्वातं स्नेहेन मित्रवत् ।
पित्तं जामातरमिव मधुरैर्भोजनैर्जयेत् ॥'

દુર્જનની પેઠે કફને તીક્ષ્ણ ભોજનથી, મિત્રની પેઠે વાતને સ્નેહપાન વગેરેથી, અને પિત્તને જમાઇની પેઠે મધુર ભોજનથી શાન્ત પાડવું—

રાજા—("પાછળ જઈ.")

ગીતિ.

[૨૫]અપરાધી છું તા'રો, કોપ તજી થા પ્રસન્ન રંભોરૂ !
સ્વામી કોપે ત્યારે, સેવક નિર્દોષ શે રહે વારૂ ?—૨૧

(એમ કહી પગે પડે છે.)

દેવી—(સ્વગત) (આ'વા) કાલાવાલાથી હું કંઇ ભોળવાઇ જઉં તેવી નથી; પરંતુ ઉછાંછળાઇને લીધે પાછળથી વિમાસવું પડે તેથી ડરૂં છું.

(રાજાને મુકી પરિવાર સહિત ચાલી જાય છે.)

વિદૂષક—ચોમાસાની નદીની પેઠે દેવી તો અપ્રસન્ન ચાલ્યાં ગયાં. (હવે) ઉઠો.

રાજા—(ઉઠી) વયસ્ય ! એ કંઈ અણઘટતું નજ કહેવાય; જુવો.

પુષ્પિતાગ્રા.

[૨૬] પ્રિય બહુ વચનોથકી ભરેલી,
પ્રિયતમની લુખ્ખી પ્રાર્થના સ્ત્રીઓની;

---

૨૫ **અ**પરાધી ઇત્યાદિ—રાજા પોતાનો અપરાધ કબુલ કરે છે અને રાણીને વિનવી કહે છે કે, તું કોપે તો પછી હું કયાંથી અપરાધ વિનાનો રહી શકું. શેઠ જ્યાં કોપે ત્યાં દાસજન શી રીતે નિર્દોષ રહે? અર્થાત્ ગમે તે રીતે પણ એ દોષિત ઠરે જ. માટે હે રંભોરૂ! કદલીના જેવી જંઘાવાળિ! તું મા'રાપર પ્રસન્ન થા.
સ્ત્રીઓનું માન મુકાવવાના છ પ્રકાર છે.

**'साम्ना भेदेन दानेन नत्युपेक्षारसान्तरैः**
**मानापनयनं स्त्रीणां उपायैः षड्भिराचरेत्'॥—वसंतराजीय.**

સામ, ભેદ, દાન, નમી પડવું, લગાર ડાખી કરવી, અથવા બીજા રસોમાં લીન કરવી. એમાંના **સા**મનો રાજાએ અહિં ઉપયોગ કર્યો છે. રાણીનું સાન્ત્વન કરવાથી પર્યુપાસન નામનું સંધિઅંગ થાય છે. અને પગે પડવાથી **ન**તિ નામનો ઉપાય યોજેલો છે. નતિ ઉપાય વ્યર્થ જતાં, આગળ 'હું ધીરેથી કામ લઈશ' એ વચનથી રાજાએ **ઉ**પેક્ષા નામનો ઉપાય રાણી પ્રત્યે વાપર્યો છે. **કા**ટયવેમ.
૨૬ પ્રિય બહુ ઇત્યાદિઃ—જેમ બનાવટના રંગવાળો મણિ ઝવેરીના ધ્યાનમાં ઉતરતો નથી, તેમ કૃત્રિમરાગ (ઉપરચોટીયા પ્રીતિ)વાળાં સવાસલાં, પ્રીતિના

મન નથી વસતી પરીક્ષકોના,
મણિ જયમ કૃત્રિમરાગથી ભરેલા—૨૨

વિદૂષક—આપને તો એ ફાવતુંજ છે, (કારણકે) આંખે આવતાં પીડાતાથી પોતાના સામી દીવાની જોત સંખાયજ નહીં.

રાજા—નહિં નહિં, એમ મા કહો. જોકે ઉર્વશીમાં મા'રૂં મન લોભાયું છે તેમ છતાં દેવીના ઉપર તો મા'રો પ્રેમ એવે ને એવોજ છે. પરંતુ મા'રા કાલાવાલા ન ગણકાય માટે એમની સાથે હું ધીરો રહી કામ લઇશ.

વિદૂષક—તમારી ધીરજ હમણાં રહેવા દ્યો, અને આ ભૂખ્યા બ્રાહ્મણના જીવને કંઇ આધાર આપો. ખરે હવે તો સ્નાન ભોજન કરવાનો સમય થયો છે.

રાજા—(ઊંચુ જોઇ) મધ્યાન્હ થયા. "કારણ કે."

શાર્દૂલવિક્રીડિત.

તાપે વ્યાકુળ મોર શીતળ તરૂકયારાવિષે બેસતો;
ફોડીને મુખ કર્ણિકારકળીનાં પેસે મહિ ષટ્પદો.
ઊનાં વારિ વિસારી પદ્મવનમાં સંતાય કારંડવો;
પાણી પાણી કરે મુંઝાઇ શુક આ ક્રીડાગૃહે હાંફતો—૨૩

(સર્વે જાય છે.)

इति द्वितीयोऽङ्कः

ઝવેરી રૂપ સ્ત્રીઓની નજરમાં લગાર પણ આવતાં નથી. અર્થાત્ ઝવેરી જેમ ખરા ખોટા મણિ તરત પારખી કાઢે છે, તેમ સ્ત્રીઓ પણ ખરી ખોટી પ્રીતિની તુલના ઝટ કરી શકે છે. રાજા આટલા માટે પોતાનો દોષ સ્વીકારે છે, અને રાણીને એમાં નિર્દોષ ઠરાવે છે. કારણ કે ઉર્વશીનાપર પ્રીતિ થતાં એને આમ કોપ ચઢે એ સ્વાભાવિક છે. માલવિકાગ્નિમિત્રમાં પણ કાલિદાસે આ'વોજ પ્રસંગ ધારિણીના તથા અગ્નિમિત્રના સંબંધમાં મુકેલો છે.

# तृतीयोऽङ्कः

(પછી ભરત(મુનિ)ના બે શિષ્યો પ્રવેશ કરે છે.)

ગાલવ—સખે પલ્લવ! મહેન્દ્રભવન પ્રત્યે જતા ઉપાધ્યાયે તને (એમનું) આસન લેવાનું કહી સાથે લીધો, અને મને અગ્નિગૃહ સાચવવા બેસાડયો. એટલા માટે (તને) પુછુંછું કે, ગુરૂજીના પ્રયોગથી દિવ્યસભા પ્રસન્ન થઈ કે નહીં?

પલ્લવ—ગાલવ! પ્રસન્ન થઈ કે નહીં તે તો હું જાણુતો નથી; સરસ્વતીએ રચેલા 'લક્ષ્મીસ્વયંવર' નામના એ નાટકમાંના ભિન્ન ભિન્ન રસોમાં તન્મય તો થઇ રહી હતી; પરંતુ—

ગાલવ—તારૂં બાકીનું વાકય જાણે દોષનો સંભવ જણાવતું હોય તેમ લાગે છે.

પલ્લવ—હા. એમાં પ્રમાદને લીધે ઉર્વશીએ બોલવામાં ચુક કરી.

ગાલવ—કેવી રીતે?

[1]પલ્લવ—લક્ષ્મીનો વેષ લીધેલી ઉર્વશીને, વારૂણીનો વેષ ધારેલી મેનકાએ પુછયું કે, સખિ! ત્રૈલોકયના સારા સારા પુરૂષો તથા કેશવ સહિત લોકપાલો અત્રે પધાર્યા છે, તેમાંના કોનામાં તા'રી પ્રીતિ દૃઢ છે?

---

૧. **લક્ષ્મી** અને **વારૂણી**:—પૂર્વે દેવ અને દાનવોએ ઘણાં વર્ષ સૂધી સમુદ્રનું મંથન કર્યું, પરંતુ અમૃત નીકળતા પેહેલાં ઘણાં રત્ન નીકળ્યાં. **લક્ષ્મી** અને **વારૂણી** (સૂરા અથવા મદ્યની દેવતા) એ બંને એમાં હતાં. આ **વારૂણી**, **લક્ષ્મી**ની મોટી બેન થાય, જેને આપણા લોકો **અલક્ષ્મી** કહે છે તે એ હશે. દેવો અને દાનવો વચ્ચે **લક્ષ્મી**ને પરણવા વિષે વાંધો ઉઠયો, ત્યારે ઈન્દ્રે એવું સમાધાન કર્યું કે તમે બધા સમુદ્રનું મંથન કરી અમૃત કાઢો અને આ **લક્ષ્મી**ને માટે આપણે સ્વયંવર કરીશું, તેમાં એને જે પસંદ આવશે તે એનો સ્વામી થશે. **સરસ્વતીએ** આ પ્રમાણે થયેલા **લક્ષ્મીસ્વયંવરનું** વસ્તુ લઈ નાટક રચ્યું હતું અને દેવ તથા બીજા ત્રૈલોકયના શ્રેષ્ટ શ્રેષ્ટ પુરૂષો સ્વર્ગમાં તે જોવા મળ્યા હતા. ત્યાં **વારૂણી**એ **લક્ષ્મી**ને પુછેલું છે કે 'તને આમાંથી કયો વર ગમે છે'? આ'ના ઉત્તરમાં ઉર્વશીએ ભુલ કરી. કેટલાકનું ધારવું એમ છે કે આ સભામાં **પુરૂરવ** પણ હતો.

ગાલવ—પછી.

પલ્લવ—ત્યારે 'પુરૂષોત્તમમાં' એમ કહેવું જોઇએ તેને ઠેકાણે 'પુરૂરવમાં' એમ તેનાથી બોલાઈ જવાયું.

ગાલવ—ભાવિ પ્રમાણે (જ) ઇન્દ્રિયો (પણ) વર્તે છે. ત્યારે તો ગુરૂ એનાપર કોપાયમાન થયા હશે?

પલ્લવ—ઉપાધ્યાએ તો એને શાપ દીધો, (પરંતુ) મહેન્દ્રે તેનો અનુગ્રહ કર્યો.

ગાલવ—કેવી રીતે?

પલ્લવ—'તેં મા'રા ઉપદેશનું ઉલ્લંઘન કર્યું માટે તા'રાથી સ્વર્ગમાં નહીં રહેવાય' એવો ઉપાધ્યાયે શાપ દીધો. પછી પ્રયોગ પૂરો થતાં ઉર્વશી શરમની મારી નીચું મુખ કરી ઉભી રહી, ત્યારે પુનઃ મહેન્દ્રે એને કહ્યું કે 'તા'રી જેનામાં પ્રીતિ બંધાઈ છે, તે મને રણમાં સહાય કરનાર રાજર્ષિનું પ્રિય કરવું જોઇએ; માટે જ્યાં સૂધી એમનાથી તને સંતાન થાય ત્યાં સૂધી તું તા'રી ઇચ્છા પ્રમાણે એ પુરૂરવની સાથે રહેજે.'

ગાલવ—અન્ય જન(ના અંતરભાવ) ને જાણનાર મહેન્દ્રને એમ જ કરવું ઘટે.

પલ્લવ—(સૂર્ય ભણી જોઇને) વાતમાં ને વાતમાં આપણે ઉપાધ્યાયની અભિષેકવેળા વીતાડી દીધી. ચાલ ચાલ, એમની પાસે (હવે) જઈ પહોંચીએ.

(એમ કહી જાય છે.)

[2]મિશ્રવિષ્કંભક.

---

૨. વિષ્કંભકનું લક્ષણ વિશ્વનાથ આ પ્રમાણે આપે છે.

'વૃત્તવર્તિષ્યમાણાનાં, કથાંશાનાં નિદર્શકઃ ।
સંક્ષિપ્તાર્થસ્તુ વિષ્કંભઃ આદાવંકસ્ય દર્શિતઃ ॥'

(પછી કંચુકી પ્રવેશ કરે છે.)

કંચુકી—

[3] શાર્દૂલવિક્રીડિત.

રે' ઉદ્યોગી ગૃહસ્થ પૂર્વવયમાં જે અર્થને "પામવા,"
પુત્રોને ઘરબાર સોંપી પછી તે વિશ્રામ લેવા જતા;
સોસે વૃદ્ધ થતાંય હા! શરીરને સેવારૂપી કેદ આ,
રાણીવાસનું કામ રક્ષણતણું છે કષ્ટદાતા અહા!—૧

[4](પરિક્રમણ કરી) નિયમ પાળતાં (દેવી) કાશિરાજપુત્રીએ મને આજ્ઞા કરી છે કે, 'વ્રત સંપાદન કરવાને અર્થે માન મુકીને

---

मध्येन मध्यमाभ्यां वा पात्राभ्यां संप्रयोजितः ।
शुद्धः स्यात्स तु संकीर्णो नीचमध्यमकल्पितः ॥'

થયેલી અથવા થવાની કથાના અંશનું સંક્ષેપમાં સૂચન કરવું, તેનું નામ વિષ્કંભક. આ'ના બે ભાગ છે; એક શુદ્ધ અને બીજો સંકીર્ણ. એક અથવા બે મધ્યમ પાત્રોથી કરવામાં આવે તે શુદ્ધ, અને મધ્યમ અને નીચ એવાં મિશ્ર પાત્રથી કરવામાં આવે તે સંકીર્ણ કહેવાય. આ સંકીર્ણ અથવા મિશ્ર વિષ્કંભક છે, કારણકે એક સંસ્કૃત અને એક પ્રાકૃત પાત્રથી કરવામાં આવ્યો છે.

૩. કંચુકીનું લક્ષણ દશરૂપક વગેરેમાં આ પ્રમાણે આપેલું છે.

'अंतःपुरचरो राज्ञो विप्रो गुणगणान्वितः ।
उक्तिप्रयुक्तिकुशलः कंचुकीत्यभिधीयते ॥'
'ये नित्यं सत्यसंपन्नाः कामदोषविवर्जिताः ।
ज्ञानविज्ञानकुशलाः कंचुकीयास्तु ते स्मृताः ॥'

અનેક ગુણવાળો, સમયોચિત બોલવામાં કુશળ, કામ આદિ દોષ વિનાનો, વગેરે ગુણનો કંચુકી રાજાઓના અંતઃપુરમાં જોઈએ. તે જાતે બ્રાહ્મણ જોઈએ અને વયમાં વૃદ્ધ જોઈએ. અહીં પ્રવેશ કરતાં કંચુકી પોતાની સ્થિતિનું વર્ણન કરે છે.

એના કહેવાનો અર્થ એવો છે કે, જે જે ગૃહસ્થો પોતાની જુવાનીમાં અર્થ સંપાદન કરવાને માટે પ્રયત્ન કરે છે, તે બધા સંસારનાં સુખ લઈ પોતાના પુત્રોને ઘરબાર સોંપી વૃદ્ધવયમાં વિશ્રાન્તિ લે છે; પરંતુ અમારી તો તેથી ઉલટી સ્થિતિ છે. રાજાઓના અંતઃપુરમાં રહી વૃદ્ધવય થતાં પણ આ સેવારૂપી બંદીખાનામાં જન્મારો પૂરો કરવો પડે છે.

૪. નિયમ પાળતાં—નિયમ દશ પ્રકારના છે.

'शौचमिज्या तपो दानं, स्वाध्यायोपस्थनिग्रहः ।
व्रतमौनोपवासं च, स्नानं च नियमा दश'

શૌચ, યજ્ઞ, હોમ વગેરે, તપ, દાન, સ્વાધ્યાય, ઈન્દ્રિયોને વશ રાખવી, વ્રત, મૌન, ઉપવાસ, અને સ્નાન કરવું, એ દશ નિયમો ગણાય છે.

મેં નિપુણિકાની મારફતે મહારાજની આગળથી યાચના તો કરી છે, તેમ છતાં મા'રી વતીથી (તું પણ) મહારાજને ફરીથી વિનવી આવ;' ત્યારે હવે મહારાજ સંધ્યાકર્મમાંથી પરવાર્યા હશે, માટે એમને મળું. (પરિક્રમણ કરી, જોઈ,) (અહો!) સંધ્યાકાળનો દેખાવ રાજમંદિરમાં ખરે રળીઆમણો લાગે છે. આ અહિં:—

શાર્દૂલવિક્રીડિત.

[૫] કોરીને જ્યમ વાસયષ્ટિપર આ બેસાડીયા હોયના,
સંધ્યા વીતિજતાં મયૂર દિસતા નિદ્રાથી ઘેરાયલા;
ધાડી ધૂપની ધૂમ આ નીકળતી તે જાળીયાંમાંહીથી,
ભાસેછે વલભીપરે ભ્રમવડે પારાવતોના સમી;
આચારે થઇ શુદ્ધ પુષ્પ બલિનાં સ્થાનોવિષે ગોઠવી,
સંધ્યામંગળદીપિકા પ્રકટતી શુદ્ધાન્તવૃદ્ધા બધી.—૨

(નેપથ્ય સામું જોઇ) અહો! દેવ તો અહીંજ આવતા જણાય છે.

પુષ્પિતાગ્રા.

[૬] પરિજનયુવતી ઉભી ધરીને,
કરમહિં દીપક, રાય તેની મધ્યે;
તટપર ખિલવાથી કર્ણિકારો,
ગિરિ જ્યમ જંગમ હોય પાંખવાળો.—૩

ત્યારે એમની નજરે પડાય એમ ઉભો રહી વાટ જોઉં.

---

૫. કોરીને ઈત્યાદિ:—જેમ કોતરીને વાસયષ્ટિ (પાંજરાઓમાં પક્ષિઓને બેસવાના આડા સળીયા)પર બેસાડયા ન હોય, તેવા આ મયૂરો સંધ્યા વીતી જતાં રાતની ઉંઘે ઘેરાઈ ગયેલા હોવાથી સ્તબ્ધ દેખાય છે. અંદર ચાલી રહેલા ધૂપની ધૂણીના જાળીયાંમાંથી નીકળતા ગોટાઓ, વલભી (ઘરના મો'તીયાના આડા ટેકાઓ) પાસેથી પસાર થતાં કબુતરોના જેવા દેખાય છે, (જાણે કબુતરો લપાઈને બેશી રહ્યાં હોય તેવો ભાસ આપે છે) અને અંતઃપુરની વૃદ્ધ સ્ત્રીઓ, ના'ઈ ધોઈ સ્વચ્છ વસ્ત્રો પહેરી, દીવાઓ મુકવાનાં ઠેકાણાંમાં પુષ્પ, બલિ વગેરે પૂરી, દીવીઓ, રામાઈઓ, પ્રકટી પ્રકટી મુકે છે.

૬. દાસીઓ હાથમાં દીવાઓ લઈ ઉભી છે, અને રાજા તેમની વચ્ચે છે, તે જાણે તટમાં ચારેપાસે ખીલી રહેલાં કરેણનાં પુષ્પવાળો, પાંખો સહિત

(ઉપર કહ્યા પ્રમાણેની સ્થિતિમાં રાજા તથા વિદૂષક પ્રવેશ કરે છે.)

**રાજા**—(આત્મગત.)

ગીતિ.

૭ જયમ ત્યમ મેં દિન કાઢયો, ઉત્કંઠા કાર્યથી શમાવીને;
લાંબા પો'રની રજની, વિનોદ વિણ, હા! જશે કઇં રીતે.-૪

---

પર્વત ચાલતો હોય તેવો દેખાય છે. પર્વતોને પૂર્વે પાંખો હતી તેથી તે આકાશમાં પક્ષિઓની પેઠે ઉડતા હતા. આથી ભૂતમાત્રને અત્યંત ભય લાગ્યો તેથી ઈન્દ્રે તેમની પાંખો કાપી નાંખી. જુવો-

'पुरा कृतयुगे तात पर्वताः पक्षिणोऽभवन् ।
तेऽपि जग्मुर्दिशः सर्वा गरुडा इव वेगिनः ॥
भूतानि च भयं जग्मुस्तेषां पतनशंकया ।
ततः क्रुद्धः सहस्राक्षः पर्वतानां शतक्रतुः ॥
पक्षांश्चिच्छेद वज्रेण शतशोऽथ सहस्रशः'

વેદમાં આ'વો વૃત્તાન્ત નથી, પરંતુ આ પ્રમાણે છે. ઈન્દ્ર એટલે સૂર્ય, તે પર્વતોની આસપાસ વિંટાઈ વળેલાં વાદળાંને છેદી નાંખી પૃથ્વીપર રસકસ વધારવાને માટે વૃષ્ટિ મોકલે છે. આ ઉપરથી પુરાણોમાં ઉપરની કથા ઘડાઈ હશે.

૭. જયમત્યમ, ઈત્યાદિઃ-ભાવાર્થ એ કે, રાજ્યના કામમાં ગુંથાવાથી મેં દિવસ તો બળેબળે કાઢયો, પણ વિનોદ વિના લાંબા લાંબા પોહોરની રાત્રી શી રીતે ગાળીશ? કામીઓની દશાનું આ આબેહુબ ચિત્ર છે. પ્રેમીઓને પરસ્પરના સંયોગ વિના આનંદ પડતો નથી, અને દિવસ કરતાં રાત્રીઓ ઘણીજ લાંબી અને દુઃખ-આપનાર થઈ પડે છે.

મેઘદૂતમાં યક્ષ, પોતાની પ્રિયા વિયોગમાં દિવસ તો જેમ તેમ ગાળે છે, પણ રાત્રી શી રીતે ગાળશે, તેને માટે આ'વોજ વિચાર દર્શાવે છે.

'सव्यापारामहनि न तथा पीडयेन्मद्वियोगः
शंके रात्रौ गुरुतरशुचं निर्विनोदां सखीं ते.'

સંયોગમાં આથી વિરૂદ્ધ થાય છે. સીતા અને રામની રાત્રીઓ ક્યાં જતી હતી તે પણ જાણવામાં આવતું નહતું.

જુવો નીચેનો ઉત્તરરામચરિતનો શ્લોકઃ—

કંઈ કંઈ અતિ ધીમે ગાલશું ગાલ ચાંપી,
પ્રીતિવશ પડીકર્તાં ગોઠડી ગાંડીઘેલી,
અડકી સજડ સુતાં હાથ અકકેક નાંખી.
પ્રહર નવ જણાતા, રાત્રિયે વીતિજાતી.

૮કંચુકી—(પાસે આવી) જય જય મહારાજ! દેવી વિજ્ઞાપના કરેછે કે, 'મણિહર્મ્યની અગાશીપરથી ચંદ્રનાં સારી રીતે દર્શન થાય તેમ છે, માટે રોહિણીસંગમ થાય ત્યાંસૂધી મહારાજની સાથે (ત્યાં રહી) હું તેમની (ચંદ્રરોહિણીની) પૂજા કરવા ઇચ્છું છું.'

રાજા—આર્ય લાતવ્ય! દેવીને કહો કે ભલે; તમે કહેશો તેમ કરીશું.

કંચુકી— જેવી મહારાજની આજ્ઞા.

(એમ કહી જાય છે.)

રાજા—વયસ્ય! વ્રતને નામે દેવીએ આ આરંભ શું અંતઃકરણ પૂર્વકજ કર્યો હશે?

વિદૂષક—હા! પશ્ચત્તાપ થતાં, વ્રતને નામે મહારાણી આપના પ્રણિપત્યનું ઉલ્લંઘન કરવાના દોષમાંથી મુક્ત થવા ઇચ્છેછે, એમ મા'રૂં ધારવું છે.

રાજા—તમે કહોછો તે યોગ્ય છે; કારણ કે,

ગીતિ.

૯ પ્રણામને તરછોડી, પછીથી સંતાપ ચિત્તમાં કરતી;*
છાની અંતર લાજે, માનિનીઓ કાન્તના અનુનયથી. ૫

ત્યારે (હવે) મણિહર્મ્યની અગાશીનો માર્ગ બતાવો;

---

* પસ્તાવો થાય તો'ય પણ પાછી.

૮. રોહિણીઃ-દક્ષપ્રજાપતિની પુત્રી અને ચંદ્રની પ્રિય પત્ની; (જે ચોથું નક્ષત્ર ગણાય છે.)

૯. આ શ્લોકના પાઠને માટે ઘણી તકરાર છે. રંગનાથ निभृतैः गुप्तैः अनुशयैः पश्चात्तापैः એમ લે છે. કાટયવેમે આ'નાપર ટીકા આપીજ નથી, એટલે એનો ભાવ સમજાતો નથી. મી० વૈદ્યવાળી પ્રતમાં विविधैः अनुतप्यंते છે. अनुशय ને બદલે એ अनुनय લે છે, અને अपि ને બદલે हि લે છે. આ'ની લાંબી તકરારમાં અહીં ઉતરવા કરતાં એટલુંજ કહેવું બસ થશે કે निभृतैः એને વિશેષણ લીધા કરતાં કૃદંત લેવાથી ભાવ સારો બેસે છે. રાજાનો કહેવાનો અર્થ એવો છે કે

વિદૂષક—મહારાજ! આમ, આમ; આ ગંગાના તરંગસરખી શોભાવાળાં, સ્ફટિકમણિનાં પગથિઆં ઉપર થઇ પ્રદોષ સમય થતાં રમણીય લાગતા મણિહર્મ્યપર આપ પધારો.

રાજા—તમે આગળ ચઢો.

(પગથીઆંપર ચઢતા હોય એમ દર્શાવેછે.)

વિદૂષક—(જોઇને) અહો! ચંદ્રોદય હવે થવાની તૈયારીમાંજ છે; કારણ કે આછાથતા અંધકારવાળું પૂર્વદિશાનું મુખ દેખાવમાં સુંદર થતું જણાયછે.

રાજા—તમે ખરૂં કહોછો.

### દ્રુતવિલંબિત.

[10] ઉદયગૂઢ મરીચિથી ચંદ્રનાં,
અહિંથકી તમ દૂર હઠીજતાં;
અલકબંધનથી જયમ શોભતું.
નયનહારિ દિસે મુખ પૂર્વનું, ૬

---

પેહેલાં પ્રણામનો તિરસ્કાર કરી, પાછળથી પસતાતી છતાં માનિનીઓ (માન રાખી રહેનારી સ્ત્રીઓ) પોતાના સ્વામીના અનુનયથી માત્ર અંતરમાં લાજે છે; આટઆટલું છતાં પણ બહાર જણાવા દેતી નથી. આટલા માટેજ વ્રતને બહાને રાણીએ આ આરંભ કર્યો છે; તેમ નહોત તો ઉઘાડી રીતે મા'રી માફ માગી લેત.

૧૦. ઉદયગૂઢ ઈત્યાદિ:—આ શ્લોકમાં પૂર્વદિશાને સ્ત્રીનીસાથે સરખાવી છે. જેમ વિયોગિની સ્ત્રી પોતાનો સ્વામી નહોય ત્યારે પોતાના કેશ ન બાંધતાં છુટા રાખે છે, તેમ ચંદ્ર નહોવાથી અંધકારરૂપી કેશથી પૂર્વદિશારૂપી વધૂનું મુખ ઢંકાઇ ગયું હતું; પરંતુ ચંદ્રે આવી તેના કેશને ખશેડવા (બાંધવા) માંડયા ત્યારે એનું મુખ પ્રકાશવા માંડયું. વિયોગમાં સ્ત્રીઓને કેશસંસ્કાર કરવાની શાસ્ત્રમાં મના છે.

જુવો મેઘદૂતમાં યક્ષ પોતાની વિરહિણી પ્રિયાનું વર્ણન કરેછે તેમાં આ'ને મળતોજ ભાવ છે.

आद्ये बद्धा विरहदिवसे या शिखा दाम हित्वा
शापस्यान्ते विगलितशुचा तां मयोद्वेष्टनीयाम्
स्पर्शक्लिष्टामयमितनखेनासकृत्सारयन्तीं
गण्डाभोगात्कठिनविषमामेकवेणीं करेण.

વિદૂષક—આહા હા ! ખાંડના લાડુજેવો ધોળો દ્વિજાતિનો રાજા ચંદ્ર તો આ ઉગ્યો.

રાજા—(સ્મિત કરી) ખાઉધરાનેતો જયાં હોય ત્યાં ખાવાનીજ વાત. (હાથ જોડી પ્રણામ કરી) ભગવાન્ રજનીનાથ !

પુષ્પિતાગ્રા.

૧૧ રવિમહિં વસનાર સાધુઅર્થે,
અમૃતથી તૃપ્તિદ પિતૃ, દેવતાને;
પ્રસરતું તમ કાપતા નિશાનું,
હરચૂડામણિ ! આપને નમું હું.-૭

(ઉઠે છે.)

---

ઉદયગૂઢઃ-ઉદયાચલને ઓઠે રહેલાં-ચંદ્રનાં કિરણોએ અંધકાર ઓછો કર્યો એટલે જાણે અલક, કેશ, વેણીને સમારવાથી, બરાબર ઓ’ળવાથી, પૂર્વદિશાનું મુખ ઘણુંજ નયનહારિ-નજર ખેંચે એવું લાગે છે.

૧૧. રવિમહિંઈત્યાદિઃ- ચંદ્ર પૂર્ણિમાને દિવસે સૂર્યની પાસે આવે છે અને તે દિવસે દાર્શિક પિંડ, પિતૃયજ્ઞ વગેરે ક્રિયાઓ કરવામાં આવે છે, માટે સાધુઓના, સત્પુરૂષોના, કામને અર્થે સૂર્યમાં વસેછે એમ કહેલું છે.

જુવો કાદમ્બરી. પા. ૧૭૮ (છ. હ. પંડયા) ‘કૃષ્ણપક્ષમાં ક્ષય પામતા ચંદ્રની સકલ કળાઓનું સુષુમ્ન નામના કિરણવડે સૂર્ય પાન કરે છે,’ વગેરે.

ચંદ્ર, પિતૃ અને દેવતાઓને પોતાનું અમૃત પાઈ તૃપ્ત કરેછે. અર્થાત પિતૃઓ, દેવતાઓ વગેરે એની એકેકી કળાનું પાન કરે છે અને તેથીજ ચંદ્રનો કૃષ્ણપક્ષમાં ક્ષય થાય છે. આધ્યકલાનિર્ણયમાં તેની વ્યવસ્થા આ પ્રમાણે છે.

પેહેલી કળા અગ્નિ પીયે છે, બીજી સૂર્ય, ત્રીજી વિશ્વેદેવો, ચોથી વરૂણ, પાંચમી વષટ્કાર, છઠ્ઠી વાસવ, સાતમી દિવ્ય રૂષિઓ, આઠમી અજ, નવમી યમ, દશમી વાયુ, અગીઆરમી ઉમા, બારમી પિતૃઓ, તેરમી કુબેર, ચૌદમી શિવ, પંદરમી પ્રજાપતિ પીએ છે, અને સોળમી કળા જળમાં પ્રવેશ કરે છે. અમાવાસ્યાને દિવસે ચંદ્ર ઔષધિઓમાં પ્રવેશ કરે છે; આ ઔષધિઓ અને જળ ગાયોના ખાધાપિધામાં આવે છે, તેમનું દૂધ બ્રાહ્મણોના મંત્રથી પવિત્ર થઈ અમૃત થાય છે, અને તે યજ્ઞોમાં અગ્નિમાં હોમાય છે. પછી પાછો ચંદ્ર ક્રમ પ્રમાણે વધતાં વધતાં પૂર્ણિમાને દિવસે પૂરો થાય છે.

હરચૂડામણિઃ-શંકરે ચંદ્રકળા માથે ધારેલી છે, તેથી તેને શંકરનો ચૂડામણિ કહેવામાં આવે છે.

વિદૂષક—અરે! તમારા પિતામહ, બ્રાહ્મણના મુખમાંથી નીકળતાં આ વચનોથી સૂચવેછે કે, 'મેં તમારી પ્રાર્થના સ્વીકારી,' માટે આસનપર બિરાજો; એટલે હું પણ જરા સુખે બેસવા પામું.

રાજા—(એ પ્રમાણે વિદૂષકનાં વચન સ્વીકારી બેસે છે. પરિજનોને જોઇ) આટલીબધી સ્વચ્છ ચંદ્રિકા પડે છે એટલે મશાલોનું શું પ્રયોજન છે? તમે જરા વિસામો લ્યો.

પરિજન—જેવી મહારાજની આજ્ઞા.

(જાય છે.)

રાજા—(ચંદ્રના સામું જોઇ) દેવીને આવવાની મુહૂર્તેક વાર છે, એટલામાં એકાન્તમાં હું તમને મા'રી અવસ્થા તો કહું.

વિદૂષક—અરે એતો દેખાઈજ આવે ને! પરંતુ (એનો) એવો અનુરાગ જોઈ આશાએ બાંધ્યા આત્માને ધારણા આપી શકાય તેમ (તો) છે.

*રાજા—એ તો ખરૂં, પણ મા'રા મનનો તાપ (અત્યંત) બળવાન્ થઈ પડયો છે.

ગીતિ.

સંગમનું સુખ અટકયે, કામીનો સૉગણો વધે કામ;
વિષમ શિલામાં ખળતાં, પ્રવાહ સરિતાતણો વહે જેમ.–૮

વિદૂષક—ગાત્ર સોસાઈ ગયાં છે છતાં આપ મનોહર લાગો છો, તેથી પ્રિયાસમાગમ હવે સમીપ છે એમ મને લાગે છે.

રાજા—(નિમિત્ત સૂચવતો) વયસ્ય!

અનુષ્ટુપ્.

[૧૨]આશાજનક વાકયોથી તમારી પેઠ, દુઃખીને,
ફરકી જમણો હસ્ત, આશ્વાસન કરે મને.–૯

---

* અહિં ઉર્વશી મળશે એવી સંભાવના દર્શાવ્યાથી પ્રત્યાશા નામની ત્રીજી અવસ્થા થાય છે.

૧૨. આશાજનક ઈત્યાદિ: રાજા અહિં પોતાનો હાથ તથા જમણી આંખ વગેરે ફરકે છે, તેથી ઉર્વશી મળશે એવી આશા રાખે છે, અને કહે છે કે મિત્ર

**વિદૂષક**—બ્રાહ્મણનું વચન તો (કોઈ દિવસ) ખોટું પડેજ નહીં.

**રાજા**—(આશાભર્યો બેશીરહેછે.)

(આકાશમાર્ગે રહી અભિસારિકાનો વેષ ધારણ કરેલી ઉર્વશી, તથા ચિત્રલેખા પ્રવેશ કરેછે.)

[13]**ઉર્વશી**—(પોતાના સામું જોઈ) અલિ ચિત્રલેખા! આછાં આછાં આભરણથી શોભતો કાળી સાડીવાળો મા'રો અભિસારિકાવેષ તને ગમેછે કે?

---

વિદૂષક! આ મા'રો જમણો હાથ પણ તમે જેમ આશાભર્યાં વચનો કહી મા'રૂં આશ્વાસન કરોછો તેમ, શુભ સૂચન કરી મને દિલાસો આપે છે. અહિં આશાજનક ઈત્યાદિ નિમિત્તોથી ઉર્વશી મળશે એવું દર્શાવવાથી **અનુમાન** નામનું સંધિઅંગ થાયછે.

જુવો **શાકુન્તલ** (જ. ઉ. યાજ્ઞિક) કંઈક શુભ થવાનું છે એમ ધારી રાજા કહે છે.

**ગીતિ.**

'શાન્ત છતાં આશ્રમપદ, ફરકે મુજ કર હશે શું ફળ તેનાં,
અથવા થનાર વસ્તુ, તેનાં સર્વત્ર દ્વાર છે છાનાં.'

કાલિદાસે **રઘુવંશના** છઠ્ઠા સર્ગમાં **અજને** આ'વા હસ્તસ્ફુરણથી શુભ શુકન સૂચવ્યા છે.

**तस्यां रघोःसूनुरुपस्थितायां, वृणीत मा वेति समाकुलोऽभूत् ।
सव्येतरः संशयमस्य बाहुः केयूरबन्धोच्छ्वसितैर्नुनोद ॥**

પુરૂષનાં જમણાં અંગ, અને સ્ત્રીનાં ડાબાં અંગ ફરકે તે શુભ શુકન ગણાય છે.

**अंगविस्फुरणं नृणां दक्षिणं सर्वकामदम्
तदेव शस्यते सद्भिर्नारीणामप्रदक्षिणम्**, (निमित्तनिदान)

ચારિત્રવર્ધન કહે છે કે 'दक्षिणभुजस्फुरणं कान्तालिंगनं कथयति' જમણો હાથ ફરકે તો કાન્તાનું આલિંગન પામે. આટલામાટેજ કાલિદાસે આ નાટકમાં, **શાકુન્તલમાં** તથા **રઘુવંશમાં** જમણા હાથના ફરકવાના શુભ શુકન બતાવ્યા છે.

13. અભિસારિકાઃ-એનું લક્ષણ આપ્રમાણે છે.

**'हित्वा लज्जां समाकृष्टा मदनेन मदेन वा ।
अभिसारयते कान्तं स्वयं वा साभिसारिका'॥**

વસંતરાજીયમાં આ પ્રમાણે કહે છે.

**'मदेन मदनेनापि प्रेरिता शिथिलत्रपा ।
योत्सुकाभिसरेत्कान्तं सा भवेदभिसारिका'॥**

ચિત્રલેખા—એનાં વખાણ (તો) મા'રાથી થઇ શકે એમજ નથી. મને એમ થાય છે કે હું પુરૂરવ થઇ હોત તો † કેવું સારૂં ?

૧૪ઉર્વશી—સખિ ! મદનજ તને આજ્ઞા કરે છે, માટે તું મને (હવે) સત્વર એ ભાગ્યશાળીને મેહેલે લઇજા.

ચિત્રલેખા—કૈલાસપર્વતનું શિખર જાણે રૂપાન્તર પામ્યું ન હોય, તેવા એ તા'રા પ્રિયતમના મેહેલ પાસેજ આપણે આવી પહોંચ્યાં છીએ.

ઉર્વશી—ત્યારે પ્રભાવથી જોજો, એ મા'રા હૃદયનો ચોર ક્યાં છે, અને શું કરે છે ?

---

મદનને વશ થયેલી જે સ્ત્રી રતિને માટે પોતાના વલ્લભની પાસે જાય, અથવા તેને પોતાની પાસે બોલાવે, તેનું નામ **અભિસારિકા**. આ'ના બે ભેદ છે; **શુક્લાભિસારિકા** અને **કૃષ્ણાભિસારિકા**. અજવાળે જનારી તે **શુક્લાભિસારિકા** અને અંધારે જનારી તે **કૃષ્ણાભિસારિકા**. **શુક્લાભિસારિકા**નાં વસ્ત્ર વગેરે ધવળ હોવાં જોઇએ, અને **કૃષ્ણાભિસારિકા**નાં કાળાં હોવાં જોઈએ.

અહિં ઉર્વશી કૃષ્ણાભિસારિકા બની છે, અને તેટલા માટેજ કાળું વસ્ત્ર પેહેર્યું છે.

† **ચિત્રલેખા**નો કહેવાનો અર્થ એવો છે કે, અત્યારે તા'રૂં રૂપ એટલું તો મનોહર લાગે છે કે મા'રાથી તેનું વર્ણન થઈ શકે તેમ નથી. હું પુરૂરવ હોત તો કેવું સારૂં ? આ અત્યંત મોહક ભાવ છે; અર્થાત્ જો હું પુરૂરવ હોત તો આ તા'રા સૌન્દર્યનો લાભ લઈ સફળ થાત. સ્ત્રીઓ પણ સ્ત્રીઓના સૌન્દર્યપર જ્યારે મોહિત થઇ જાય છે ત્યારે આ'વી વિપરીત ઇચ્છા થાય છે. આ ઉર્વશીનું અદ્ભૂત સૌન્દર્ય સૂચવે છે.

૧૪. અહિં મૂળમાં 'मदनः आज्ञापयति नयमां तस्य वसातिमिति' એ પાઠ બરાબર નથી. આ'નો બરાબર અર્થ એવો થાય કે મદન આજ્ઞા કરે છે કે મને (**મદનને**) એ ભાગ્યશાલિને મેહેલે લઈ જા. અહિં ઉર્વશીને લઇ જવાની છે, **મદનને** નહીં. **મદન**ની આજ્ઞાના શબ્દો પ્રમાણે લેતાં માં એ પદ **મદન**ની સાથે સંબંધ રાખે છે. માટે કાંતો इति રાખીએ તો 'માં' ને ઠેકાણે 'एनां' જોઈએ, અને ન રાખીએ તો 'માં' એ કાયમ રહે છે. 'एनां' એ પાઠ બીજી પ્રતોમાં જોવામાં આવતો નથી, માટે इति કાઢી નાંખી तत् અથવા तावत् એવું પદ ઉમેરી અર્થ લીધો છે. મી૦ ગ્રૈઘનામાં આ પાઠ બરાબર આપેલો છે.

[૧૫]ચિત્રલેખા—(ધ્યાન કરી સ્વગત) ઠીક છે; લાવ જરા આ'ને ખીલાવું. (પ્રકાશ) સખિ! એ તો મનોરથલબ્ધપ્રિયાના સમાગમનું સુખ અનુભવતા, ઉપભોગને યોગ્ય અગાશીમાં બેઠેલા છે.

[૧૬]ઉર્વશી—(વિષાદ દર્શાવી) "ભલે; એનાં ધન્ય ભાગ્ય."

*ચિત્રલેખા—જા જા ઘેલી! બીજી પ્રિયાના સમાગમનો આ'વો વિચાર શો આણે છે?

ઉર્વશી—(સોચ્છ્વાસ) આ મા'રા અધીરા હૃદયને વિશ્વાસજ પડતો નથી ને.

ચિત્રલેખા—(જોઈને) આ મણિહર્મ્યની "અગાશીમાં" રાજર્ષિ માત્ર એમના મિત્રની સાથેજ બેઠા છે, માટે ચાલ આપણે એમની પાસે જઈએ.

(બન્ને ઉતરે છે.)

રાજા—વયસ્ય! રાત્રી જતીજાયછે તેમ તેમ મદન પીડા પણ વૃદ્ધિ પામતીજ જાયછે.

---

૧૫. અહિં ચિત્રલેખા, ઉર્વશીનું ઉપહાસ્ય કરે છે. 'મનોરથલબ્ધ' એવો દ્વિઅર્થી શબ્દ વાપરી ઉર્વશીને સદેહમાં નાંખે છે. 'મનોરથલબ્ધપ્રિયા' એના બે અર્થ થાય છે: એક એ કે, મનોરથ પ્રમાણે પ્રાપ્ત થયેલી પ્રિયા; અને બીજો મનોરથોથી, વિચારોથી, પ્રાપ્ત કરેલી; અર્થાત્ વિચારોમાં અનુમાન કરી પ્રાપ્ત કરેલી. પહેલો અર્થ કોઇ બીજી સ્રી એવું સૂચન કરે છે. ઉર્વશી પ્રથમ અર્થ સમજે છે, પણ ચિત્રલેખાનો કહેવાનો અર્થ બીજો છે. રાજા કોઇ બીજી મનગમતી પ્રિયાના સંગમાં બેઠા છે એવું સમજી ઉર્વશી નારાજ થાય છે.

અહિં કપટકલ્પનાને લીધે અભૂતાહરણ નામનું સંધિઅંગ થાય છે.

૧૬. અહીં મૂળ પાઠ 'વિપાદ પામે છે' એમ છે. ચિત્રલેખાના કહેલા વ્યંગનો અર્થ આથી બરાબર સ્ફુટ થતો નથી. ઉર્વશી કંઈક પ્રતિકૂળ અર્થ સમજી છે એવું બરાબર સૂચન થતું નથી. આથી P નામની પ્રતનો પાઠ લેવામાં આવ્યો છે.

* મૂળના પાઠ કરતાં:-મુગ્ધે 'का उण चिन्ता अण्णपिआसमाअमस्स' એ પાઠ સારો લાગવાથી લીધો છે. કારણ કે 'અન્ય' શબ્દ ચિંતાના કરતાં 'પ્રિયાની' સાથે લેવો વધારે સારો છે.

૧૭ઉર્વશી—આ મોઘમ વચન સાંભળી મા'રૂં હૃદય કંપે છે. અદૃશ્ય રહી આપણે એમની સ્વચ્છંદપણે ચાલીરહેલી વાતો સાંભળીએ એટલે આપણો સંશય ટળશે.

ચિત્રલેખા—જેવી તા'રી ઈચ્છા.

વિદૂષક—આપ આ અમૃત ભર્યાં ચંદ્રકિરણોનું સેવન કરો.

રાજા—એ કશાથીએ આ સંતાપ શમે તેમ નથી. જુવો,

હરિણી.

૧૮ નવકુસુમની શય્યા કે આ, મરીચિ શશાંકનાં,
મલયરસ આ ગાત્રે ગાત્રે, ન હારમણિતણા;
શમવી શકાશે કામવ્યાધિ વિના દયિતાઽથવા,

ઉર્વશી—("કાળજે હાથ દઈ") અથવા એટલે બીજી તે કેઇ?

રાજા—રહસમયમાં આરંભેલી તદાશ્રયિણી કથા. ૧૦

ઉર્વશી—મને મુકીને અહીં આવીભરાયેલા હૃદય! તને ફળ મળ્યું તો ખરૂં.

---

૧૭. રાજાએ માત્ર કામપીડા વધતી જાય છે એવું કહ્યું, પણ કઇ સ્ત્રીને માટે તે ન જણાવાથી ઉર્વશી કહે છે કે, એ મોઘમ વચન અન્ય સ્ત્રીને માટે તો નહીં હોય, એમ ધારી મા'રૂ હૃદય કંપે છે. અદૃશ્ય રહીને-તિરસ્કરિણી વિદ્યાને લીધે કોઈના દીઠામાં ન આવીએ તેવી રીતે. મૂળમાં 'अंतरिदा' એવું પદ છે; તેનું સંસ્કૃત બી૦ પંડિતે अंतरिता એમ લખેલું છે. આથી અર્થ બરાબર બેસતો નથી. કારણ કે 'અંતરિતા'નો અર્થ ઓથે રહીને એવો થાય છે. આગળ ઉપર પાને (૬૧)મે ચિત્રલેખાએ ઉર્વશીને કહેલું છે કે 'અલિ રઘવાટીયણ, હજી તેં તો તા'રી તિરસ્કરિણીએ કાઢી નથી નાંખી' તે પરથી જણાય છે કે ઉર્વશી તિરસ્કરિણીથી ગુપ્ત હતી, કશાને ઓથે નહતી. માટે 'अंतरिदा'નો 'अंतर्हिते' એ અર્થ અહીં વધારે યોગ્ય લાગે છે. એનાએજ પદનું સંસ્કૃત બી૦ પંડિતે ૮૯ પાને 'अंतर्हिते' એમ આપેલું છે, માટે અહીં પણ એજ અર્થ લેવો વધારે સારો છે. પ્રાકૃતમાં અનેક વચન છે કારણ કે એમાં દ્વિવચન નથી.

૧૮ નવાં ફુલની પથારીમાં સુતાં, કે ચંદ્રનાં કિરણો સેવતાં, કે ભીનું ચંદન ચોપડતાં, કે મણિના હાર પેહેરતાં, મને શાન્તિ વળશે નહીં. પરંતુ દયિતા-પ્રિયા વિના, અથવા તો તેના સંબંધની વાતના વિના, આ મા'રી પીડા મટવાની કે ઓછી થવાની નથી. કાંતો પ્રિયા મળે તો મટી જાય, અથવા રહસમયમાં-એકાન્તમાં તેના વિષેની વાત કાઢો તો ઓછી થાય. એ બે ઉપાયજ માત્ર કામના છે.

વિદૂષક—અરે! મને પણ જ્યારે મીઠા હરિણીમાંસનું ભોજન નથી મળતું, ત્યારે હું પણ આશામાં ને આશામાં એનું નામ દઇ દઈ મનને રમાડુંછું.

રાજા—પણ તને તો તે મળી આવેછે.

વિદૂષક—(તેમ) આપને પણ એ થોડા વખતમાં મળશે.

રાજા—સખે! મા'રૂં પણ એમજ ધારવું છે.

ચિત્રલેખા—સાંભળ, અસંતુષ્ટા! સાંભળ!

વિદૂષક—કેમ વારૂ!

રાજા—

અનુષ્ટુપ.

[१९]આ સ્કંધ, સ્કંધશું એના, અડેલો રથ હાલતાં;
ધન્ય છે એકલો, ભૂમિભાર છે ગાત્ર સૌ બધાં. ૧૧

ચિત્રલેખા—ત્યારે હવે વાર શાને કરેછે?

ઉર્વશી—(એકાએક પાસે આવી) અલિ બેહેન! હું મોં' આગળ ઉભી છું તેમ છતાં મહારાજ તો જાણે ગણકારતાયે નથી.

---

વિયોગાવસ્થામાં શીતળતાવાળાં સાધનો પણ સંતાપ વધારનાર થઈ પડે છે. જુવો:—

'લાગે સૂર્યસમાન ચંદ્ર હમણાં, વા વજ્રજેવો બન્યો,
ખૂંચે સોયસમાન ફૂલ કળિયો, આ લેપ અગ્નિ ધખ્યો;
રાત્રી કલ્પસમાન પ્રાણ પણ આ ભાસે છ ભારે મને,
શું દુર્ભાગ્ય કહું પ્રિયાવિરહનું સંહાર આવ્યો. કને.'

શિવલક્ષ્મી (ભા. ના.)

વળી જુવો શાકુન્તલમાં રાજાનાં વિરહાવસ્થામાં ચંદ્ર અને કામ પ્રત્યેનાં વચન. પાનું ૪૨.

'તુજ શરફુલરૂપે ચંદ્રનાં શીતકીર્ણો.
અઘટિત મુજજેવામાં કરે છે વિકારો.' વગેરે.

૧૯ રાજાનો કહેવાનો અર્થ એવો છે કે, રથ હાલતાં મા'રો જે ખભો એના અંગને અટક્યો છે, તેજ આખા શરીરમાં કૃતાર્થ અંગ છે; બાકીનાં બીજાં અંગો પૃથ્વીને ભાર રૂપજ છે. અહીં ઉત્કર્ષવાળાં વાક્યો યોજવાથી ઉદાહરણ નામનું સંધિઅંગ થાય છે.

## ગીતિ.

૨૦ શ્વેતાંશુક ધરી અંગે, મંગળ મંગળ વિભૂષણો પે'રી,
પવિત્ર દૂર્વાકેરા અંકુર ગુંથી સમારીને વેણી;
નિમિત્તથી વ્રત કેરા, ગર્વની વૃત્તિ તમામ છાંડીને,
પ્રસન્ન આજ થયેલાં, જોતાં એ દેહથીજ લાગે છે.–૧૨

દેવી—(પાસે આવતાં) જય જય આર્યપુત્ર !

---

૨૦ શ્વેતાંશુક–ધોળી સાડી; મંગળ વિભૂષણો–સ્ત્રીને સૌભાગ્યનાં જેટલાં સામાન્ય રીતે આભૂષણો જોઈએ તેટલાંજ; દુર્વાનાં–ધ્રોનાં અંકુર વેણીમાં ગુંથેલાં છે. દુર્વાનાં અંકુરો પવિત્ર ગણાય છે એ સર્વવિદિત છે. વ્રતના નિમિત્તથી, વ્રતને બા'ને, પોતાનું માન મુકીને એ મા'રાપર પ્રસન્ન થઈ છે એમ દેહ જોતાંજ લાગે છે. આ'ના છેલ્લા ચરણના બે પાઠ છે. 'मयि प्रसन्ना वपुषेव लक्ष्यते' એ મી૦ પંડિતનો પાઠ છે. 'वपुषैव' એવો બીજો પાઠ છે. આ પાઠ ઘણી પ્રતોએ સ્વીકારેલો છે. 'वपुषा इव' એટલે શરીરથી જાણે પ્રસન્ન હોય તેવાં લાગે છે, પછી મનમાં હોય કે ન હોય, એવું રાજાનું અનિશ્ચયાત્મક વચન છે. 'वपुषा एव' માત્ર દેહથી પ્રસન્ન હોય તેવાં લાગે છે, પછી મનમાં ગમે તેમ હો. આ'માં રાજાનો ભાવાર્થ એવો છે કે દેહથી તો એ મા'રાપર પ્રસન્ન છે એમ લાગે છે, એવો અર્ધ નિશ્ચયાત્મક રાજાનો વિતર્ક થાય છે. પરંતુ एव પદને વપુની સાથે ન લેતાં 'प्रसन्ना एव' એમ લેતાં કંઇક અર્થ સારો બેસે છે. 'वपुषा एव' એમ મુકવાનું કારણ માત્ર ગણની રચનાજ હશે એમ લાગે છે. इव, एव, ઇત્યાદિને પદ્યમાં આગળ પાછળ લેવામાં કંઇ વાંધો નથી. કેટલાકનું કહેવું એમ છે કે, રાજાની સ્થિતિ આ વખતે કંઇ અર્ધમત્ત જેવી છે, તેથી 'એ મને દેહથી પ્રસન્ન હોય તેવી લાગે છે માટે એનું મન પણ પ્રસન્ન હોવુંજ જોઈએ' એવો યથાર્થ તર્ક કરવાની એનામાં શક્તિ નહોય. આમ માનવાને આપણને કંઇ પણ કારણ નથી. રાજાના મનની સ્થિતિ જેવી જોઇએ તેવી છે. પેહેલા અને બીજા પાઠમાં રાજાના મનમાં રાણીના દેહના અને મનના ભિન્નત્વની ભ્રાન્તિ થાય છે. બહારથી પ્રસન્નતા દેખાડે છે પણ અંદર તેમ નહીં હોય, એવી રાણીની કદાપિ ડોળઘાલુ પ્રકૃતિ હશે. આમ ધારવું એ કેવળ અન્યાય છે. રાણીની પ્રકૃતિ તેવી નથી, પણ માની સ્ત્રીઓની પ્રકૃતિને અનુસાર ઉઘાડી રીતે પોતાનો દોષ કબુલ ન કરાવાથી વ્રતને બા'ને ગર્વ તજી દઈ રાજાને પ્રસન્ન કરવા ઇચ્છે છે, અને તેટલા માટેજ રાજા કહે છે કે મા'રાપર પ્રસન્ન થયાં છે એમ દેહથીજ દેખાઇ આવે છે. અર્થાત્ બહારથી પ્રસન્ન દેખાય છે તો અંતરમાં પ્રસન્ન હશેજ. આ પાઠથી રાજાનો રાણી પ્રત્યેનો સદ્ભાવ અને રાણીની નિખાલસ પ્રકૃતિ સ્પષ્ટ થાય છે.

ચિત્રલેખા—અરે ઘેલી ! બીજીઓના ઉપર પ્રેમજાળ પાથરનારા નાગરિકો તો (ઘરમાં) ઘણાજ વિનયી હોય.

દેવી—(હશીને) આ એ વ્રતઆચરણનોજ પ્રભાવ કે આર્યપુત્ર આમ બ્બાટલુંયે બોલ્યા.

વિદૂષક—આપ છાના રહેો; વહાલનાં વચનની વિરૂદ્ધ બોલવું એ ઠીક નહીં.

દેવી—દારિકા ! પૂજાસામગ્રી લાવ એટલે હું આ મણિહર્મ્યે ઉપર પડેલાં ચંદ્રકિરણોની પૂજા કરૂં.

પરિચારિકા—ગંધ કુસુમાદિ પૂજાસામગ્રી લ્યો, આ રહી.

દેવી—(ગંધ પુષ્પાદિથી ચંદ્રકિરણોની પૂજા કરતી હોય તેમ દર્શાવી) લે અલિ ! આ નૈવેદ્યના લાડુ આર્ય માણવકને આપ.

પરિચારિકા—જેવી મહારાણીની આજ્ઞા. આર્ય માણવક ! લ્યો આ તમારૂં:-

વિદૂષક—(મોદકની થાળ લઇ) કલ્યાણ ! કલ્યાણ ! તમારો ઉપવાસ બહુ ફળદા થજો.

દેવી—આર્યપુત્ર ! લગાર અહિઆં પધારો.

રાજા—આ આવ્યો.

[૨૧]દેવી—(રાજાની પૂજા કરી, હાથ જોડી પ્રણામ કરી,) આ હું, દેવતામિથુન રોહિણી અને ચંદ્રને સાક્ષી રાખી, આર્યપુત્રને પ્રસન્ન કરૂંછું કે, આર્યપુત્ર જે સ્ત્રીની પ્રાર્થના કરે છે, અને જે આર્યપુત્રના સમાગમને અર્થે તલસી રહેલી છે, તેની સાથે આજથી હું પ્રીતિપૂર્વક વર્ત્તિશ.

[૨૨]ઉર્વશી—અહો ! આ'નો મર્મ શો હશે તે કંઇ કળાતું નથી; હશે; પણ વિશ્વાસથી મારૂ અંતર તો ટાઢું પડયું.

---

૨૧. આ'વોજ પ્રસંગ માલવિકાગ્નિમિત્રમાં પણ છે. ત્યાં પ્રસન્ન થયેલી ધારિણી માલવિકાને પોતાને હાથે રાજાને અર્પણ કરે છે.

૨૨. રાણીનાં આ વચનોનો મર્મ ઉર્વશીનાથી સમજી શકાતો નથી. એના મનમાં હજી શંકા રહે છે કે, રાણી કાંતો અંતઃકરણથી કહે છે કે કાંતો કૈટાગીમાં કહે છે. ગમે તેમ હો, પણ મા'રૂં મનનો વિશ્વાસ પડયે ટાઢું થયું, કારણ કે હવે રાજા મને પ્રાપ્ત થઈ શકશે.

ચિત્રલેખા—સખી! મોટા મનવાળાં પતિવ્રતા (દેવી)ની રજા મળી એટલે હવે તા'રા પ્રિયસમાગમમાં અંતરાય નહીં નડે.

૨૩વિદૂષક—(આડું જોઈ) પોતાના હાથમાંથી મત્સ્ય નાશી જતાં ખેદ પામેલો માછી એમજ કહે કે ઠીક થયું, આપણને પુણ્ય થશે. (પ્રકાશ) રાણી સાહેબ! ત્યારે મહારાજ તો તમને આટલાજ વાહાલા કે?

દેવી—મૂઢ! હું મા'રૂં પોતાનું સુખ કોરે મુકી આર્યપુત્રને સુખી કરવા ઈચ્છું છું, તે ઉપરથીજ વિચાર કરી જો કે વાહાલા છે કે નહીં?

રાજા—

ગીતિ.

૨૪બીજી પાસ જવા કે, ના કે'વા છે સમર્થ વા'લી તું;
જેવો તું ધારે છે, તેવો તુજશું લગાર નથી ભીરૂ!* ૧૪

---

૨૩. મૂળમાં 'छिन्नहस्त'(કપાઇ ગયેલા હાથવાળો) એવો પાઠ છે. પરંતુ કપાઈ ગયેલા હાથવાળા માછીથી માછલાં પકડાયજ નહીં, હમેશાં તેની પાસેથી છટકીજ જાય; માટે भिन्नहस्ते એવો પાઠ લીધેલો છે. વિદૂષકનો કહેવાનો ભાવાર્થ એ છે કે જેમ માછલું નાશી જતાં માછી કહે કે, ભલે, આપણને પુણ્ય થયું ને એક જીવ બચ્યો, તેમ હવે રાજા હાથથી ગયો છે, ત્યારે તમે પણ બળતું ઘર કૃષ્ણાર્પણ કરનારની પેઠે કરો છો. અર્થાત્ તમને ખાત્રી છે કે રાજા હવે તમારો રોકયો રહેનાર નથી ત્યારે તમારે હાથેજ એને ઉર્વશીને આપી ભલાશ લ્યો છો.

૨૪. આ શ્લોકના ઉત્તરાર્ધના પ્રથમ પાદમાં 'नाहं पुनः तया त्वं' એવો મૂળ પાઠ છે. પરંતુ તેના કરતાં 'नाहं पुनः तथा त्वयि' એ પાઠ સારો છે, માટે અહીં તે લીધેલો છે. રાજા પોતાના અંતરમાં સમજે છે કે, ઉર્વશીનાપર પ્રીતિ થવાથી રાણીને મનમાં ઓછું આવ્યું છે, અને કદાપિ તે મનમાં એમ પણ ધારતી હશે કે રાજાનો મા'રાપરથી પ્રેમ ઓછો થયો. આ'ના સમર્થનને અર્થે રાજા 'त्वयि' એ પદ વાપરી રાણીની ખાત્રી કરી આપે છે કે, તું મને તા'રા પ્રત્યે જેવો ધારે છે, તેવો હું નથી. અર્થાત્ તા'રાપરનો મા'રો પ્રેમ એનો એ છે-લગાર પણ પલટાયો નથી. રાજા અહીં ખરેખરૂં કહી દે છે. જુઓ બીજા અંકનું પાનું (૪૬) રાજા કહે છે કે 'જો કે ઉર્વશીમાં મારી પ્રીતિ છે તો પણ' ઇત્યાદિ.

* 'જેવો તું ધારે છે તેવો હું નથિ લગાર હે ભીરૂ!' એ પાઠ

[૨૫]**દેવી**—તેવા હો કે ન હો! મેં તો મા'રે ધાર્યું હતું તે પ્રમાણે પ્રિયાનુપ્રસાદન નામનું વ્રત સફળ કર્યું. અલિ દારિકા! ચાલ; જઈએ. (જવા માંડે છે.)

**રાજા**—પ્રિયે! જો (આમ) અહિં મૂકીને ચાલ્યાં જાવ તો તો મને પ્રસન્ન કર્યો ન કહેવાય.

[૨૬]**દેવી**—આર્યપુત્ર! મેં આજ સુધી મા'રો નિયમ તોડયોજ નથી.

(એમ કહી સપરિવાર જાય છે.)

**ઉર્વશી**—અલિ બેન! રાજર્ષિને રાણી તો કંઈ બહુજ વાહાલાં દેખાય છે; અને આ મા'રૂં હૃદય તો વાર્યું કરતું નથી!

**ચિત્રલેખા**—તેમાં તું નિરાશ થઈ પાછી શામાટે પડે છે?

**રાજા**—(આસન પાસે જઈ) વયસ્ય! દેવી આઘાં તો નહીં ગયાં હોય.

---

કેવળ શુષ્ક અને ચમત્કૃતિ વિનાનો છે. વળી એ વાક્ય છેક મોઘમ છે. ખરૂં જોતાં **રાજા** અહીં **રાણી**ની પ્રશંસા કરી તેની ખાત્રી કરી આપવા માગે છે કે, તા'રા પ્રત્યે હું હતો તેનો તેજ છું, લગાર પણ પલટાયો નથી. આ ભાવ પેહેલા પાઠમાં આવી શકતો નથી, માટે બીજોજ પાઠ વધારે યોગ્ય છે.

૨૫. **રાણી**નો આ ઉત્તર દર્શાવી આપે છે કે તે અંતઃકરણ પૂર્વક **રાજા**ને પ્રસન્ન કરવા આવી હતી. પરંતુ એને પોતાનું દેહાભિમાન છે, અને જ્યાં પોતાની ઝાઝી જરૂર નથી ત્યાં વધારે વાર ઉભી રહેવાને માટે ઈચ્છતી નથી. કાલિદાસે માનિની સ્ત્રીનો અહિં આબેહૂબ ચિતાર આપ્યો છે. આ'વે પ્રસંગે પણ આર્ય સ્ત્રીઓ પોતાની કુલિનતા અને પતિભક્તિ છોડતી નથી એ પણ લક્ષમાં રાખવા જેવું છે.

**રાણી**ની પાસે **રાજા**ને, ઉર્વશીસાથે પ્રીતિ કરવાની રજા અપાવવાનો કવિનો હેતુ, **રાજા**ને આગળની ઉર્વશી પ્રત્યેની વર્તણુકને માટે નિર્દોષ રાખવાનો હશે. **રાણી**ની આજ્ઞા વિના જો **રાજા** ઉર્વશીની સાથે **સ્વામી** તરીકે સંબંધ કરે તો દૂષિત ગણાય, એટલા માટેજ કવિએ આ'વો પ્રસંગ આ નાટકમાં, તેમજ **માલવિકાગ્નિમિત્ર**માં પણ મુકયો હશે.

૨૬. **રાણી**એ આજે ઉપવાસ કરેલો છે અને ચંદ્રનાં દર્શન, પૂજન કર્યા પછી, કુલદેવતાઓ વગેરેની પૂજા કરવાની તથા ભોજન કરવાનું બાકી હશે, માટે **રાજા**ની પાસે બેસતાં તે નિયમનો ભંગ થાય એવું ધારી આ'વો પ્રત્યુત્તર આપ્યો હશે.

વિદૂષક—તમારે જે કહેવાની ઈચ્છા હોય તે નિરાંતે કહો; અસાધ્ય જાણી વૈદ્ય જેમ રાગીને છોડી દે, તેમ એમણે હાથે કરી હવે તમને જતા કર્યા છે.

રાજા—જાણે ઉર્વશીઃ—

ઉર્વશી—આજે (ઉર્વશી) કૃતાર્થ થજો !

રાજા—

શાર્દૂલવિક્રીડિત.

[૨૭]પોતે ગુપ્ત રહી મને નૂપુરના મીઠા સુણાવે સ્વરો,
આવી પાછળથી ધીરે કરવડે ઢાબીરહે લોચનો;
આ હર્મ્યે ઉતરી પછી ભયથકી એ મંદ જાણે થતી,
ખેંચીને સખી એહની પ્રતિપદે મા'રીકને લાવતી. ૧૫

---

૨૭. પોતે ઈત્યાદિ:-રાજાને અહિંઆં ઉર્વશીના ભણકારા વાગે છે, અને મનોરથ થઈ આવે છે કે, જાણે ઉર્વશી મને ગુપ્ત રહી પોતાના નૂપુરના ઝમકારા સંભળાવે; અથવા પાછળથી છાનીમાની આવી મા'રી આંખો દાબી રાખે, અથવા જાણે આ મેહેલમાં ઉતરી મા'રી પાસે આવતાં ડરવાથી પાછી હઠે છે ત્યારે એની ચતુર સખી એને મા'રી પાસે ડગલે ડગલે સમજાવી લાવે છે.

પાછળથી આવી આંખો દાબવી, એ વાહાલની ગમ્મત કરવાની રીત ઘણી જૂની છે, અને પ્રેમીઓના અકસ્માત્ મેળાપ વખતે ઘણી રસદા થઈ પડે છે. હાલમાં પણ આ'વી બાળચેષ્ટાઓ છોકરીઓનામાં, તેમજ કોઈ કોઈ પ્રસંગે પ્રૌઢાઓમાં પણ જોવામાં આવે છે.

આ શ્લોકના ઉત્તરાર્ધમાં સમાએલો ભાવ અત્યંત મનોહર તથા સ્વાભાવિક છે. સખી અને દૂતિનો એજ ધર્મ છે. ઉર્વશી હર્મ્યમાં ઉતરે છે, પણ ભયની મારી પાછી હઠે છે, ત્યારે ચિત્રલેખા એને પગલે પગલે સમજાવી રાજા પાસે લાવે છે, એવો રાજાનો મનોરથ છે. કાલિદાસ આ'વા ભાવ ઘણે યોગ્ય પ્રસંગે મુકે છે. જુવો, નીચેનો એવાજ ભાવનો મુદ્રારાક્ષસમાંનો ઉત્કૃષ્ટ શ્લોકઃ—

'भर्त्तुस्तथा कलुषितां बहुवल्लभस्य ।
मार्गे कथंचिदवतार्य तनूभवंतीम् ॥
सर्वात्मना रतिकथाचतुरेव दूती ।
गंगां शरन्नयति सिंधुपतिं प्रसन्नाम्.'

ભાવાર્થઃ અનેક નદીઓરૂપી સ્ત્રીઓપર પ્રીતિ રાખનાર સમુદ્રપર કોપાયમાન થયેલી (કલુષિત થયેલી, ચોમાસાને લીધે ડોળા'યેલી) ગંગાને હવે આ શરદ્ઋતુ

*ચિત્રલેખા—“સખિ ત્યારે એમના આ કોડ પૂરા કર.”

ઉર્વશી—(ઉતાવળી ઉતાવળી) હા હા! લાવ જરા એમની મઝા કરૂં.

(“તિરસ્કરિણી કાઢી” પાછળથી આવી રાજાની આંખો ડાબે છે.)

ચિત્રલેખા—(“તિરસ્કરિણી કાઢી નાંખી” વિદૂષકને સાન કરે છે.)

રાજા—(સ્પર્શ થયો હોય એમ બતાવી) સખે! નારાયણની જંઘામાંથી ઉત્પન્ન થયેલી આ તો એ વરોરૂજ છે.

વિદૂષક—આપે એને કેમ ઓળખી?

રાજા—“એમાં ઓળખવુંતું શું?”

ગીતિ.

કામે પીડિત અંગો, સુખ પામે અન્યનો ન હસ્ત અડચે;
રવિ કિરણોથી નહિં પણ, કુમુદ ખિલે જ્યમ શશાંકનાં કિરણે.-૧૬

ઉર્વશી—(હાથ ખસેડી લઈ ઉભી થાય છે; જરા પાછી હઠી) જય જય મહારાજ!

રાજા—સુન્દરિ! આવો, આવો, (એક આસનપર બેસાડે છે.)

ચિત્રલેખા—કેમ વયસ્ય! સુખિ તો છો?

[૨૮]રાજા—આ રહ્યું મારૂં સુખ.

---

પરાણે પરાણે રસ્તે પાડી, રતિકથામાં ચાતુર્યવાળી દૂતિની પેઠે હસાવી ખીલાવી સમુદ્રની પાસે પાછી લઇ જાય છે. આ વર્ષાના અંતનું અને શરદના આરંભનું વર્ણન છે.

*અહીં મૂળમાં ઉર્વશીનું વચન છે કે ‘સખિ લાવ આ એમનો મનોરથ પૂર્ણ કરૂં’ ઇત્યાદિ. આમ કરવાને માટે ઉર્વશી પોતે ધૃષ્ટ થઈ તત્પર થાય તે કરતાં ચિત્રલેખા તરફથી આવું સૂચન થાય તો તે વધારે સ્વાભાવિક ગણાય. આથી મૂળનો પાઠ ન લેતાં U-પ્રતવાળો પાઠ લીધેલો છે. આગળ ચિત્રલેખા અને ઉર્વશી બને તિરસ્કરિણીથી ગુપ્ત છે, અને તે કાઢી નાંખ્યાનું ક્યાંહી સૂચન નથી, માટે મી૦ વૈદ્યના મતને અનુસરી મેં પણ ‘તિરસ્કરિણી કાઢી નાંખી’ એમ ઉમેરેલું છે. સોળમા પદ્યમાં ધારેલા અર્થની સિદ્ધિ થવાથી કામ નામનું સંધિઅંગ થાય છે.

૨૮. રાજાનું આ વચન ઉર્વશીને ઉદ્દેશીને છે. એનો કહેવાનો ભાવાર્થ એવો છે કે ઉર્વશી તેને હું મારૂં સર્વ પ્રકારનું સુખ માનું છું તેજ મારી સામે બેઠેલી છે એટલે સુખનું શું પૂછવું?

૨૯ઉર્વશી—સખિ! મહારાજને દેવીએ મને સોંપ્યા છે; અને તેથીજ જાણે એમની પ્રણયવતી હોઉં તેમ એમની અડોઅડ બેઠી છું, માટે મને પરાણે પડતું નાખનારી જો જે ગણુતી.

૩૦વિદૂષક—કેમ તમારો બંનેનો તો સૂર્ય અહીંઆંજ આથમી ગયો કે શું?

રાજા—(ઉર્વશીના સામું જોઇ)

---

૨૯. મૂળમાં 'अस्याः प्रणयवती' એવો પાઠ છે. 'અસ્યા' એ પદ દેવીની સાથે જાય છે, અને તેમની પ્રણયવતી એમ લેતાં અર્થ બરાબર આવતો નથી. પ્રણયવતી એટલે સખી (વાહાલી.) દેવીની સખી હોવાથી હું એમની અડોઅડ બેઠી છું, એ કંઇ સબળ કારણ કહેવાય નહીં. વળી જો દેવીને માટે अस्याः એ શબ્દ વાપર્યો હોય તો तस्याः જોઇએ, કારણ કે દેવી પોતે ત્યાં આગળ પ્રત્યક્ષ નથી. આટલા માટે મી૰ વૈધવાળી પ્રતનો अस्य એ પાઠ લીધેલો છે.

૩૦. વિદૂષકના આ વચનનો ભાવાર્થ એવો છે કે, તમે તો હવે આંખો મીચી અંધારૂં કરવા માંડ્યું, જાણે કે સૂર્યજ આથમી ગયો; અર્થાત્ તમારે હવે અમારી કોઈની કંઇ શરમ રહીજ નહીં. વિદૂષક રાજાનું અને ઉર્વશીનું ઉપહાસ્ય કરે છે કારણ કે આગળના વાક્યમાં ઉર્વશી 'એમની અડોઅડ બેઠી છું' એમ બોલી છે.

આ અર્થની સામે એક બે વાંધા છે. (૧) આ વખત રાત્રીનો છે, એટલે સૂર્ય આથમ્યો એમ કહેવાય નહીં; (૨) ઉર્વશીએ કહ્યું કે 'દેવીએ મહારાજને મને આપી દીધા' આ સાંભળી વિદૂષક સ્વભાવિક રીતે ઉર્વશી આ ક્યાંથી જાણે એમ ધારી પુછે છે કે તમે અહીં હતાં ત્યારે સૂર્ય આથમ્યો? અર્થાત્ જ્યારે દેવીએ અહીં આગળ આવી એમ કહ્યું ત્યારે તમે અહીં હતાં કે શું?

આ તકરારના સમાધાનમાં માત્ર એટલુંજ કહેવાનું કે એ વાક્ય કંઈ સમયને અનુસરીનેજ વપરાય એમ નથી. એ સામાન્ય ઉપહાસનું વચન છે, અને તેને એજ પ્રમાણે લેવું એ ઠીક લાગે છે. રાજાની અને ઉર્વશીની તે વખતની સ્થિતિ જોઈ, તેમની સાથે અત્યંત પરિચિત થયેલો વિદૂષક આ પ્રમાણે મશ્કરી કરે એ સ્વાભાવિક છે. વિદૂષકે જો એમજ પુછ્યું હોય કે 'તમે અહીં હતાં,' તો તેનો કંઈપણ પ્રત્યુત્તર ઉર્વશી અથવા ચિત્રલેખા તરફથી મળવો જોઈએ; પરંતુ તે મળ્યો નથી. આ વચન ઉપહાસ્યનું છે અને એટલા માટેજ તેનો કંઈ પ્રત્યુત્તર નથી. ઉર્વશી અને ચિત્રલેખા રાણીના ગયા પછી તરતજ આવે છે, અને રાજાના મનોરથની કવિતા સાંભળી ઉર્વશી તેની આંખો દાબે છે, તથા

### ગીતિ.

* દેવીની આજ્ઞાથી, અડકોછો તો કહો હવે વારૂ;
કોની રજા લઇને, પ્હેલાં ચોર્યું હતું હૃદય મા'રૂં?—૧૭

**ચિત્રલેખા**—વયસ્ય! હવે એને બિચારીને બોલવાનુંજ રહ્યું નહીં; હવે તો મ્હા'રી એક વિનતિ સાંભળો.

**રાજા**—સાંભળવા તત્પરજ છું.

[૩૧]**ચિત્રલેખા**—વયસ્ય! વસન્ત-ઋતુ ઉતરતાં ઉના'ળામાં મા'રે ભગવાન્ સૂર્યની ઉપચર્યા કરવા જવાનું છે. માટે આ મા'રી પ્રિય સખીને સ્વર્ગ સાંભરી આવે નહીં તેમ તમે કરશો.

† **વિદૂષક**—સ્વર્ગમાં તે સાંભરી આવવા જેવું શું છે? ન મળે ખાવાનું કે ન મળે પીવાનું; કેવળ ઉઘાડી આંખોએ માછલાંની પેઠે ટગરટગર જોઈ રહેવાનું છે!!

---

**ચિત્રલેખા** **વિદૂષક**ને સાન કરે છે. એ ઉપરથી **વિદૂષક** જેવો વિચક્ષણ માણસ સમજ્યા વિના રહેજ નહીં કે એ બંને જણાં કયારનાં છાનાંમાનાં ચેષ્ટાઓ જોતાં હશે. આથી એને 'તમે અહીં હતાં કે નહીં' એવું પુછવાનો ઘણો થોડો અવકાશ છે.

* દેવીના પ્રસંગથી વિચ્છેદ પડેલા બીજની પુનઃ અહીં યોજના થવાથી આક્ષેપ નામનું સંધિઅંગ થાય છે.

૩૧. **સૂર્યની** ઉપચર્યા—અપ્સરાઓના વારા પ્રમાણે **ચિત્રલેખાને સૂર્યની** પાસે હાજર થવાનું હતું. આ'ની વિશેષ માહિતીને માટે જુવો અંક **ચોથાની** ટીકા (૧.) **ચિત્રલેખા સૂર્યની** ઉપચર્યા કરવા જાય એટલે **ઉર્વશીને** કેટલોક સમય મળી શકે નહીં, તેથી સખીઓને મળવાને માટે એને સ્વર્ગે જવાનું મન થાય. આટલા માટે તે **રાજાને** વિનતિ કરે છે કે તમે એની સાથે એવી રીતે વર્તજો કે એને અણગમો થતાં સ્વર્ગમાં જવાની ઈચ્છા ન થાય.

આ એક સખીના સ્નેહની પરાકાષ્ઠા છે. જુવો **શકુન્તલાને** માટે તેની સખી **પ્રિયંવદાએ રાજાને** કરેલી વિનતિઃ

'અમે તો સાંભળ્યું છે કે રાજા લોકને તો ઘણી લાડકી સ્ત્રીઓ હોય છે, માટે વિનંતી કે અમારી પ્રિય સખી સાથે તો એવી તજવીજથી ચાલવું જોઈશે કે તેથી એના બંધુજનને કદિ એને વિષયે મનમાં સંતાપ થાય નહી.' (ભાષાન્તર પાનું ૫૭. ઝ. ઉ. યાજ્ઞિક.)

† **વિદૂષક** કહે છે કે, સ્વર્ગમાં તે વળી સાંભરી આવવા જેવું શું સુખ છે? જ્યાં ખાના પીવાનું નહીં અને ઉઘાડી આંખોએ માછલાંની પેઠે જોઈ રહેવાનું

રાજા—ભદ્રે !

અનુષ્ટુપ્

૩૨ ભૂલાવી કો શકે આ'ને અકથ્ય સ્વર્ગનું સુખ ?
દો'યલો અન્ય નારીને દાસ આ'નો પુરૂરવ.—૧૮

ચિત્રલેખા—મા'રાપર મોટો ઉપકાર કર્યો; સખિ ઉર્વશિ! હવે બધી બી'ક છોડી દઈ મને જવાની રજા આપ.

ઉર્વશી—(ચિત્રલેખાને ભેટી) બેન! મને વિસારતી ના, હોં.

ચિત્રલેખા—(સસ્મિત) વયસ્યની સાથે બેઠી છું એટલે તો મા'રે તને એમ વિનવવી જોઇએ.

(રાજાને પ્રણામ કરી જાય છે.)

વિદૂષક—ધન્ય ભાગ્ય! આજે મનોરથસંપત્તિ પામતાં આપના સુખની વૃદ્ધિ થઈ.

રાજા—આ રહી મા'રી વૃદ્ધિ; જો.

વસંતતિલકા.

૩૩ સામન્ત સૌ મુકુટ સાથ કરે પ્રણામ,
સ્વામિત્વ છે પૃથિવીનું વળી એક છત્ર;

---

ત્યાં સુખ શાનું? દેવોને આપણ મનુષ્યની પેઠે આંખના મચકારા થતા નથી તથા તેમના પગ પૃથ્વીને અડતા નથી. આપણામાં જે 'સરગમટામટ' કહેવત છે, તે આ ઉપરથીજ થયેલી છે. દમયંતીના સ્વયંવરમાં દેવતાઓએ નળનું રૂપ ધારણ કર્યું હતું ત્યારે દમયંતીએ તેમને અને નળને આ ચિન્હોથીજ વર્તી કાઢયા હતા.

૩૨. ભૂલાવી ઈત્યાદિઃ–રાજાનો કહેવાનો અર્થ એવો છે કે, ન વર્ણી શકાય એવું સ્વર્ગનું સુખ તો એને કોણ ભુલાવી શકે તેમ છે?. તેમ છતાં બીજી સ્ત્રીઓને દુર્લભ એવો આ પુરૂરવ, ઉર્વશીનો દાસ થઇને રહેશે, એથી વિશેષ શું બીજું કરૂં કે જેથી એને સ્વર્ગ ન સાંભરી આવે. જુવો શકુન્તલાના સંબંધમાં રાજાનું આ'વાજ પ્રકારનું વચન.

'ઘણી રાણી છતાં મારે કુળના સ્તંભ બે ખરા;
સમુદ્ર મેખલાવાળી પૃથ્વી ને આપની સખી.'

(ભાષાન્તર પાનું ૫૩.)

૩૩ સામન્ત ઈત્યાદિઃ– સામન્તો, ખંડિયા રાજાઓ, પોતાના મુગટ નમાવે છે, આખી પૃથ્વીનું રાજ્ય છે અને એક છત્રપતિ હું કહેવાઉં છું, એ બધાના કરતાં ઉર્વશીનો સેવક થઈ રહેવામાં હું મા'રા આત્માને વધારે કૃતાર્થ થયેલો માનું છું.

તે સર્વથી અધિક આજ ગણું કૃતાર્થ,
આ'ના સખે! ચરણનો થઈ નમ્રદાસ.—૧૯

**ઉર્વશી**—આથી વધારે પ્રિય કહેવાને મારી વાણી સમર્થ નથી.

**રાજા**—(ઉર્વશીને હાથથી ટેકો દઇ) અહો! ઇચ્છિત વસ્તુનો લાભ એ વિરૂદ્ધને અનુકૂળ કરનાર જ છે.

**વસંતતિલકા.**

૩૪ એ ચંદ્રનાં કિરણ તે સુખ ગાત્રને દે,
એ કામબાણ "મનને" અનુકૂલ લાગે;
તા'રા વિના થતું હતું પ્રતિકૂલ જે જે,
તું આવતાં થયુ હવે અનુકૂલ તે તે.—૨૦

**ઉર્વશી**—સેવામાં આવી હાજર થવામાં વિલંબ કરવાથી હું આર્યપુત્રના વાંકમાં આવીછું.

**રાજા**—ના, ના, એમ નહીં.

**અનુષ્ટુપ્.**

લાગે સુખ ઘણું વા'લું, જો આવે દુ:ખ વીતતાં;
તપેલાને વળે શાન્તિ, વિશેષે જેમ છાયમાં.—૨૧

**વિદૂષક**—વયસ્ય! પ્રદોષરમણીય ચંદ્રિકામાં ઘણીવાર બેઠા; હવે આપને અંત:પુરમાં જવાનો સમય થયો.

---

૩૪. **એ ચંદ્રનાં** ઇત્યાદિ: રાજા અહીંઆં પોતાને વિરૂદ્ધ જે જે વસ્તુઓ હતી તે તે ઉર્વશી મળવાથી અનુકૂળ થઇ રહી છે, તેનું વર્ણન કરે છે. **ચંદ્રનાં** કિરણ કામ વગેરે જે વિયોગમાં સંતાપ આપછે તે સંયોગમાં સુખને વધારનાર થઇ પડે છે.

આ'ના બીજાપદનો, મૂળ પ્રતમાં 'बाणास्त एव मदनस्य ममानुकूला:' એવો પાઠ છે. તેને ઠેકાણે 'मनोनुकूला' એ પાઠ સ્વીકાર્યો છે. કારણ કે 'मम' એ શબ્દમાં દેહનો અને મનનો બંનેનો સમાવેશ થાય છે. પેહેલા ચરણમાં पादास्त एव शशिन: सुखयंति गात्रं' એવું પદ શરીરના સુખને માટે છે; માટે બીજા ચરણમાં મનના સુખનું વર્ણન યોગ્ય છે. વળી ચોથા ચરણમાં त्वत्संगमेन मम तत्तदिवानुनीतं' એમાં मम એવું પદ છે. માટે બીજામાં 'मम'ને ઠેકાણે 'मन:' વધારે અનુકૂળ છે.

રાજા—ત્યારે આ તમારી સખીને માર્ગ બતાવો.
વિદૂષક—આમ, આમ, (દેવિ?) ("પરિક્રમણ કરે છે.")
રાજા—સુન્દરિ! આ મા'રી એક તને વિનતિ છે.
ઉર્વશી—શી વારૂ?
રાજા—

પુષ્પિતાગ્રા.

૩૫ ફળી નહીં હતી આશ મા'રી જ્યારે,
થઈ હતી સોગણી દીર્ઘ જે નિશા તે;
પુનરપિ તુજ સંગમાંહિ આજે,
થઉ હું કૃતાર્થ કદાપિ, તેમ વાધે.—૨૨

(સર્વે જાય છે.)

इति तृतीयोङ्कः

---

૩૫. ફળી નહીં હતી ઇત્યાદિ: આ શ્લોકમાં રાજા ઉર્વશીને કહે છે કે તા'રા વિયોગમાં જેમ મને રાત્રિ સોગણી લાંબી થઇ પડી હતી, તેમ આજ તા'રા સંગમાં જો લાંબી થાય તો હું કૃતાર્થ થયો એમ માનું. આ સૂચન, ચોથા અંકમાં રાજા ઉર્વશીને લઇ વિહાર કરવા જાય છે અને ત્યાં ઘણાં વર્ષો સૂધી વિહાર કરે છે, તેને માટે ઉપયોગી હોવાથી અહીં બિંદુનું સૂચન થાય છે.

# चतुर्थोऽङ्कः

—∞✣∞—

(પછી ઉદાસ થયેલી ચિત્રલેખા, સહજન્યા સહિત પ્રવેશ કરે છે.)

**સહજન્યા**—(ચિત્રલેખાને જોઇ,) સખિ! કરમાતા કમળના જેવા આ તા'રા મુખની કાન્તિ તા'રા હૃદયની અસ્વસ્થતા સૂચવે છે; માટે તા'રી ઉદાસીનું શું કારણ છે તે કહે (તો) હુંયે તા'રા દુઃખની ભાગીયણ થાઉં.

[1]**ચિત્રલેખા**—અપ્સરાઓના વારા પ્રમાણે ભગવાન્ સૂર્યનાં પાદમૂલની ઉપાસના કરવા મા'રે જવાનું હોવાથી ઉર્વશીને માટે મને ઘણોજ ઉચ્ચાટ થયા કરતો હતો.

---

1. **અપ્સરાઓના વારા ઇત્યાદિઃ**-ચિત્રલેખાને અપ્સરાઓના વારા પ્રમાણે સૂર્યનું ઉપસ્થાન કરવા જવાનું છે. પેહેલા અંકની ટીકા (૭)માં કહ્યા પ્રમાણે સૂર્ય જ્યારે રાશીઓમાં બદલાય છે ત્યારે રૂષિ, ગંધર્વ, અપ્સરાઓ વગેરેને તેમની સાથે રહેવું પડે છે. આને માટે भागवतના બારમા સ્કંધના બીજા અધ્યાયમાં આ પ્રમાણે લખેલું છે.

सामर्ग्यजुर्भिस्त्रिलिंगैर्ऋषयः संस्तुवन्त्यमुम् ।
गंधर्वास्तं प्रगायंति नृत्यन्त्यप्सरसोग्रतः ॥
उन्नह्यन्ति रथं नागा ग्रामण्यो रथयोजकाः ।
नोदयंति रथं पृष्टे नैर्ऋता बलशालिनः ॥
वालखिल्याः सहस्राणि षष्टिर्ब्रह्मर्षयोऽमलाः ।
पुरतोभिमुखा यान्ति स्तुवन्ति स्तुतिभिर्विभुम् ॥

સામ, રૂક્ અને યજુર્વેદના મંત્રોથી રૂષિઓ સૂર્યની સ્તુતિ કરે છે; ગંધર્વો આગળ ગાયન કરે છે; અપ્સરાઓ નૃત્ય કરે છે; નાગ તેમના અશ્વની રાશો થાય છે; યક્ષો રથ જોડે છે; રાક્ષસો પાછળથી રથને હેલે છે, અને બાલખિલ્ય નામના સાઠ હજાર બ્રહ્મર્ષિઓ તેમની આગળ સ્તુતિ કરતા ચાલે છે. આ નિયમ પ્રમાણે પ્રત્યેક રાશીના સૂર્ય થતી વખતે આ'માંનાં છઓને હાજર રહેવું પડે છે. આ રૂષિઓ, ગંધર્વો, અપ્સરાઓ વગેરે ક્યાં ક્યાં છે અને ક્યારે ક્યારે સૂર્યની ઉપાસના કરવા તેમને જવું પડે છે તેનો વિસ્તાર कूर्मपुराण માં આ પ્રમાણે આપેલો છે.

સહજન્યા—તમારો પરસ્પરનો સ્નેહ હું સારી રીતે જાણુંછું.
ઠીક; પછી ?

ચિત્રલેખા—આટલા બધા દિવસ વીતિ ગયા તેથી હવે એની શી ખબર હશે તે મેં પ્રણિધાનથી જોયું તો મને ઘણુંજ માઠું થયેલું માલમ પડ્યું.

**સહજન્યા**—માહું શું વારૂ?

[2]**ચિત્રલેખા**—પ્રધાનોને કારભાર સોંપી દીધા પછી રતિ-સહાય એ રાજર્ષિને લઇ ઉર્વશી ગંધમાદનમાં વિહાર કરવા ગઇ હતી.

**સહજન્યા**—મોજશોખ તો એવા પ્રદેશોમાં માણ્યા હોય તેજ કહેવાય! પછી?

[3]**ચિત્રલેખા**—ત્યાં મંદાકિનીના સૈકતમાં ધૂળની ઢગલીઓ કરી રમતી ઉદયવતી નામની વિદ્યાધરની કન્યાના સામું રાજર્ષિએ આંખ ઠારીને જોયું તેથી ઉર્વશીને રીસ ચઢી.

**સહજન્યા**—ભાવિજ તો! અત્યંત ગાઢ થયેલો પ્રેમ ખરે એવું સાંખી શકતો નથી. પછી?

---

૨ **ગંધમાદન**: હિમાલયના ઓષધિપ્રસ્થના ઉપવનનું નામ ગંધમાદન છે.

**'यस्य चोपवनं बाह्यं सुगंधिर्गंधमादनं'** (કુમારસંભવ.)

કાલિદાસ નવાં પરણેલાં વરવધૂને **ગંધમાદન** પર્વતમાં પ્રથમ ઉપભોગને માટે ઘણીવાર મોકલે છે. **શિવ પાર્વતીને** પણ પરણ્યા પછી ત્યાંજ મોકલ્યાં હતાં. જુવો કુમાર સંભવ સર્ગ ૮. વળી મહાભારત ઉદ્યોગપર્વ અધ્યાય. ૧૧૭ મો. લગ્ન થયા પછી પ્રીતિને વધારે એવા એકાન્તવાળા રમણીય સ્થળમાં વરવધૂને રાખવાનો રિવાજ આપણી પેઠે યુરોપિયન લોકોમાં પણ જોવામાં આવે છે.

૩ **ત્યાં** મંદાકિનીના ઇત્યાદિ:—મંદાકિની, ગંગાના સૈકત, ભાઠામાં, વિદ્યાધરની કુમારિકા ધૂળની ઢગલીઓ કરી રમતી હતી. આવી બાળક્રીડાઓ હજી સૂધિ પણ આપણે નાની છોકરીઓમાં જોઈએ છીએ. નાની છોકરીઓ નદીના અથવા બીજા ભાગોમાં ધૂળનાં દેરાં, ઢગલા કરી રમતી ઘણાએ જોઈ હશે. કાલિદાસનાં પુસ્તકોમાં આવાં બાળક્રીડાનાં વર્ણન આપણા જોવામાં આવે છે. જુવો **મેઘદૂતનો** નીચેનો શ્લોક.

**'मंदाकिन्याः पयसि शिशिरैः सेव्यमाना मरुद्भिः ।**
**मंदाराणामनुतटरुहां छायया वारितोष्णा ॥**
**अन्वेष्टव्यैः कनकसिकतामुष्टिनिक्षेपगूढैः ।**
**संक्रीडन्ते मणिभिरमरप्रार्थिता यत्र कन्याः ॥'**

⁴ચિત્રલેખા—પછી ભર્તાના અનુનયને ન ગણકારતાં ગુરૂના શાપથી હૈયાસૂની થઇ ગયેલી એ, સ્ત્રીઓએ વર્જવા યોગ્ય કુમારવનમાં પેશી ગઇ; પેઠી કે તરતજ વનની સીમામાં એક વેલીરૂપે બદલાઈ ગઇ.

---

૪ ગુરૂના શાપથી ઈઃ—ભરતમુનિએ ઉર્વશીને સ્વર્ગમાંથી મર્ત્યલોકમાં જવાનો શાપ દિધો, એવું આ નાટકમાં કહેલું છે; પરંતુ मत्स्यपुराणमां એવું જોવામાં આવે છે કે ભરતમુનિએ તેને મર્ત્ય લોકમાં ગયા પછી પુરૂરવનાથી પંચાવન વર્ષ સૂધી લતારૂપે વિખુટી રહેવાનો શાપ પણ દિધેલો હતો. આ પૌરાણિક કથાપર આધાર રાખી કવિએ આ પ્રમાણે રચના કરી હશે, બાકી નાટકના અંગમાં ભરતમુનિના શાપમાં એવું કંઇ નથી.

કુમારવનઃ—કુમાર, કાર્તિકસ્વામી, તેમનું વન. ગંધમાદન પર્વતના વનનો અકલુષ નામનો એક ભાગ છે, ત્યાં કાર્તિકસ્વામી બ્રહ્મચર્યવ્રત ધારણ કરી રહેલા હતા. તેમણે એવી મર્યાદા બાંધી હતી કે એ વનમાં જે સ્ત્રી પેસશે તે લતા રૂપે થઇ જશે, અને પાર્વતીના પગના રંગથી ઉત્પન્ન થયેલા મણિના સ્પર્શ સિવાય પાછી સ્ત્રી થશે નહીં. આ કુમાર, કાર્તિક સ્વામી, શિવના પુત્ર છે. તેમની ઉત્પત્તિ કેવી રીતે અને શા માટે થઇ તેની કથા મહાભારતના વન પર્વમાં, રામાયણના બાલકાંડમાં, તથા કુમાર સંભવ કાવ્યમાં છે. એમની વિશેષ કથાને માટે જુવો પાંચમા અંકની ટીકા ( ૧૬ )

વનની સીમામાં ઈઃ—આ વાકયનો મૂળ પાઠ 'कारणान्तरपरिवार्तिना लताभावेन' એવો છે. એનો અર્થ મિ૦ પંડિત એવો લખે છે કે, ઉર્વશી લતાતો થઇ ગઈ પણ કોઇ અણચિંત્યા કારણથી પાછી એ પોતાના રૂપમાં આવશે. આગળ પાછળનો સંબંધ જોતાં તથા વાકયનો બરાબર અર્થ કરતાં આ'વો ભાવ નિકળી શકવો અશક્ય છે. જો ચિત્રલેખાને એવી ખબર હતી કે ઉર્વશી પાછી પોતાના રૂપે થશે તો એને આટલી બધી ચિંતા થાત નહીં. વળી મી૦ વૈદ્ય કહે છે તેમ આગળ શું થવાનું છે તે કાલિદાસ આમ એકદમ જણાવી દે નહીં. આટલા માટે 'काननोपान्तवार्ति लताभावेन' એ પાઠ સ્વીકાર્યો છે. આ પાઠને માટે મિ૦ પંડિત લખે છે કે 'કાનનોપાન્ત' એટલે વનની બહારનો ભાગ, તેમાં ઉગેલી લતામાં ઉર્વશી બદલાઈ ગઈ એવો આ'નો અર્થ થાય છે. પરંતુ ઉર્વશી તો વનમાં પેઠા પછી લતા થઇ ગઈ છે, માટે આ અર્થ બરાબર નથી. ઉપાન્ત એટલે એકલો બહારનો ભાગ નહીં પરંતુ હદનો અંદરનો ભાગ પણ ખરો. ઉર્વશી વનની હદ ઓળંગી અંદર આવી એટલે, ઉપાન્તમાં, અર્થાત્ સીમાની પાસેજ લતા રૂપે થઇ ગઇ. ઉર્વશી લતામાં પેશી ગઇ નથી, પરંતુ સ્ત્રી હતી તે નવી લતા થઈ ગઈ, એવો અર્થ છે. કાર્તિકસ્વામિની બાંધેલી મર્યાદાને પણ આ અર્થ ઘણો અનુકૂળ લાગે છે.

**સહજન્યા**—વિધિને કશું અગમ્ય નથી; (અરેરે) એના અનુરાગનો ઓચિંતો આ'વો અનર્થ ! ત્યારે રાજર્ષિની શી દશા ?

[૫]**ચિત્રલેખા**—એજ વનમાં પ્રિયાને શોધતા અહોરાત્રિ ફર્યા કરે છે. પરંતુ સુખીજનોને પણ ઉત્કંઠા કરાવનાર મેઘનો ઉદય થતાં એ મહા અનર્થમાં આવી પડશે.

[૬]**સહજન્યા**—સખિ ! એવા ભવ્યઆકૃતિવાળા પુરૂષોને ચિરકાળ દુઃખ રહેતુંજ નથી; મને લાગે છે કે અનુગ્રહનિમિત્તથી અવશ્ય કંઇક એમના સંગમનું કારણ થઇ પડશે ખરૂં. ચાલ હવે ઉદયની તૈયારીમાં આવેલા સૂર્યની ઉપાસના કરીએ.

(જાયછે.)

ઇતિ પ્રવેશકઃ

---

૫ ચિત્રલેખાનો કહેવાનો ભાવાર્થ એવો છે કે વર્ષાકાળ આવતાં રાજાની માઠી દશા થઇ પડશે; કારણ કે વર્ષા સંયોગિઓને પણ ઉત્કંઠા કરાવે છે, તો વિયોગીઓને વિશેષ દુઃખ આપે એમાં શી નવાઇ.

જુવો મેઘદૂતમાં કવિ કહે છે કેઃ-

तस्य स्थित्वा कथमपि पुरः कौतुकाधानहेतो ।
रंतर्बाष्पश्चिरमनुचरो राजराजस्य दध्यौ ॥
मेघालोके भवति सुखिनोप्यन्यथावृत्ति चेतः ।
कंठाश्लेषप्रणयिनि जने किं पुनर्दूरसंस्थे ॥

વળી-कः संनद्धे विरहविधुरां त्वय्युपेक्षेत जायां ।
न स्यादन्योप्यहमिव जनो यः पराधीनवृत्तिः ॥ '

ઉપરના શ્લોકમાં કાલિદાસે યક્ષની વર્ષા કાળની વિયોગાવસ્થામાં આ'વોજ ભાવ મુકેલો છે.

૬ અહિં અવશ્ય પુનઃ સમાગમ થશે એમ ભાવિનિશ્ચય સૂચવવાથી નિયતાપ્તિ નામની ચોથી અવસ્થા સૂચવી છે. એનું લક્ષણ સાહિત્યકારો આ પ્રમાણે આપે છે.

'अपायाभावतः प्राप्तिर्नियताप्तिः सुनिश्चिता ।'

(પછી ઉન્મત્ત વેષવાળો રાજા પ્રવેશ કરે છે.)

૭રાજા—આઃ દુરાત્મન્ રાક્ષસ! ઉભો રહે, ઉભો રહે! મા'રી પ્રિયતમાને લઇ કયાં ચાલ્યો જાય છે? અરે! પર્વતના શિખરપરથી આકાશમાં ઉડી મા'રા ઉપર બાણનો વરસાદ વરસાવવા લાગ્યો! (જોઇ)

હરિણી.

૮નવિન ઘન આ ઘેરાયો છે, ન કામી નિશાચર,
સુરધનુ નભે ખેંચાયું આ, ન હોય શરાસન;
જલની વરસે ધારા આ તો, નથી નથી બાણની,
કનકવરણી વિદ્યુલ્લેખા, પ્રિયા નથી ઉર્વશી—૧

(વિચાર કરી,) અરેરે! રંભોરૂ કયાં ગઇ હશે?

---

અહિં કવિ સહજન્યા પાસે વિક્રમ અને ઉર્વશી પાછાં મળશે એવું સૂચન કરાવે છે. ટીકા ૪ માં પાઠનો જે વિવાદ છે તેનું આ'નાથી સમાધાન થાય છે. જો કવિએ कारणान्तरपारिवर्तिना लताभावेन એ પદથી આ'વું સૂચન આગળ કરેલું હોય તો અહિં પુનઃ સૂચન ન કરતાં ચિત્રલેખાના વાકયોનો આ'વાજ કંઈ ઉત્તર ત્યાં આગળ અપાવે. ભાષાન્તરમાં સ્વીકારેલા પાઠ પ્રમાણે અહિં આ સૂચન ઘણું સ્વાભાવિક લાગે છે.

૭ આઃ એ પ્રમાણે કોપ કરી, મા'રી પ્રિયતમાને લઇ કયાં ચાલ્યો જાય છે? એમ રાજા કહે છે તે પરથી ગમ્યમાન થતા બીજના નિયતાપ્તિ સાથે સમન્વયથી અહીં અવમર્ષ સંધિ થાય છે.

૮ આકાશમાં ચઢી આવેલા મેઘના પડખામાં ઝબકતી વિદ્યુત્‌ને જોઈ રાજા એમ ધારે છે કે, આ કાળો કોઈ રાક્ષસ મા'રી પ્રિયાને લઈ જાય છે. ઉન્મત્ત દશાને લીધે રાજાને ઉપર પ્રમાણે ભ્રમ થાય છે; પરંતુ વિચાર કરતાં માલમ પડે છે કે, એ તો મેઘ ચઢેલો છે, રાક્ષસ નથી. આકાશમાં જે ધનુષ સરખુ દેખાય છે તે મેઘ ધનુષ છે, રાક્ષસનું ધનુષ નથી; આ ધારાઓ બાણની નથી પણ જળની છે; અને આ સોનાની લીટીના જેવી સ્નિગ્ધ વિજળીની લેખા છે, મા'રી પ્રિયા ઉર્વશી નથી.

શ્લોકના પહેલા ચરણમાં 'नवजलधरः संनद्धोयं न दृप्तनिशाचरः' 'સંનદ્ધ' એ પદનો, બખતરવાળો, હથિયારબંધ, એવો અર્થ લઈ મિ. પંડિત તેને રાક્ષસનું વિશેષણ ગણે છે, પરંતુ ભાષાન્તરમાં એને જલધરના વિશેષણ તરીકે લીધેલું છે; કારણ કે મૂળ પદ્યમાં ચારે ચરણમાં સુરધનુ, ધારાસાર, અને વિદ્યુત્ એ નામોને

શાર્દૂલવિક્રીડિત.

જો થૈ અંતર્ધાન હોય રીસથી, ના રીસ ઝાઝી રહે,
જાયે સ્વર્ગવિષે ન પ્રેમથી ભીનું છે ચિત્ત મા'રા વિષે;
મારી પાસથી દાનવો પણ કદી એને હરી ના શકે,
ત્યારે શે નજરે પડે નહીં મને, હા! દૈવ આ શું હશે?—૨

(ચારે દિશાએ જોઈ, સનિશ્વાસ,) વિપરીત થયેલા ભાવિવાળા-ઓને દુઃખ પાછળ દુઃખજ ચાલ્યું આવે છે. કારણ કે-

વૈતાલીય.

[૯]અતિ દુઃસહ આજ આવીયો,
સહસા વા'લીતણો વિયોગ હા!;
નવ મેઘ ચઢયે હવે થશે,
દિન થંડા રમણીયતા ભર્યા—૩

(હસીને) (અરે) મનના પરિતાપની વૃદ્ધિ થશે એમ મા'રૂં[૧૦] ધારવું વૃથાજ છે; કારણ કે-મુનિઓએ પણ કહેલું છે કે 'રાજાજ કાલનું કારણ છે.' ત્યારે શું હું મેઘકાળને પાછો ન

---

ગુણવાચક વિશેષણો લગાડેલાં છે, તો પહેલી પંક્તિમાં જલધર શબ્દને પણ તેવું વિશેષણ હોવું જોઈએ. મેઘદૂતમાં कः संनद्धे विरहविधुरां त्वय्युपेक्षेत जायां એ પદમાં કવિએ આ શબ્દ મેઘના સંબંધમાં એજ અર્થમાં વાપરેલો છે.

આ શ્લોકના ચોથા ચરણમાં कनकनिकषस्निग्धा विद्युत् એવું પદ છે, તેનો અર્થ એમ છે કે કસોટીપર પાડેલી સોનાની લીટીના જેવી સ્નિગ્ધ આ વિદ્યુત્ છે.

આવો અક્ષરાર્થ લેતાં કવિતા ઘણી ક્લિષ્ટ થઈ જાય છે માટે 'કનક વરણી વિદ્યુતલેખા' એમ ભાષાન્તર કરેલું છે, અને મારા ધારવા પ્રમાણે એમાં ઉક્ત અર્થનો ઘણે અંશે સમાવેશ થાય છે.

૯ આગળના વાક્યમાં રાજા દુઃખની પાછળ દુઃખ એમ કહે છે તે આ પદ્યમાં જણાવેલું છે. પેહેલું દુઃખ ઉર્વશીની સાથેનો ઓચિંતો વિયોગ અને તે વિયોગમાં પાછી વર્ષાઋતુની શરૂઆત કે જે વિયોગીઓને અત્યંત કષ્ટદા થઇ પડે છે.

૧૦ મૂળમાં 'मुधैव परितापवृद्धिरुपेक्षते' એમ છે; પરંતુ એ પાઠ અનુકૂળ નહીં લાગવાથી U પ્રતનો उपलक्ष्यते એ પાઠ લીધો છે. આગળના પદ્યમાં રાજા

વાળી શકું? અથવા તો વર્ષાનાંજ ઉપકરણોથી મને હમણાં તો રાજોપચાર થાય છે. કેવી રીતે?

મંદાક્રાન્તા.

વિદ્યુલ્લેખા કનકથી રચ્યું છત્ર છે અભ્ર ઘાડાં,
ઉરાડે છે નિચુલતરૂઓ ચામરો મંજરીનાં;
શાન્તિ થાતાં મધુર ટુહુકે બંદિ જેવા મયૂરો.
ધારાહારો, વણિકજનશા, અર્પતા સાનુમન્તો—૪

ભવતુ! રાજચિન્હનાં આમ વખાણ શાં? લાવ (હવે) આ વનમાંજ એ પ્રિયાની શોધ કરૂં. (જોઇ) અરેરે! એમ કરવા જતાં તો ઉલટું બળતામાં ઘી હોમાયું! કેમકેઃ—

---

વિયોગ વખતે વર્ષાકાળ આવવાથી પરિતાપ વૃદ્ધિ પામશે એવો ભય રાખે છે, પણ પાછળથી વિચાર કરતાં એને મહાભારતના ઉદ્યોગપર્વના ૧૩૨ મા અધ્યાયનો ૧૬ મો શ્લોક યાદ આવે છે કેઃ-

'कालो वा कारणं राज्ञो राजा वा कालकारणम् ।
इति ते संशयो माभूत् राजा कालस्य कारणम् ॥'

રાજા એજ કાળનું કારણ છે, અર્થાત્ રાજા ઋતુઓને પોતાની અનુકૂળતા પ્રમાણે ફેરવી શકે છે. આ ઉપરથી રાજાનો વિચાર ફરી જાય છે, અને કેહે છે કે પરિતાપની વૃદ્ધિ થશે એમ ધારવું નકામું છે. હું રાજા છું એટલે કાળનો ક્રમ ફેરવવો એ મા'રા હાથમાં છે. હું ધારીશ તો મેઘ સમયને પાછો વાળી શકીશ, તો પછી મા'રે મા'રો સંતાપ વધી પડવાનો ભય શા માટે રાખવો? જુવો શાકુન્તલનું ભાષાન્તર. અંક છઠ્ઠો.

કુમારિકાઓ વસંતોત્સવકાળે કામની પૂજા કરે છે ત્યારે કંચુકી કહે છે કેઃ- હાં હાં! આ શું કરે છે ભાન વિનાની! રાજાએ આજ વસંતઋતુનો ઓચ્છવ કરવાની મના કરી છે, વસંતકાળનાં તમામ ઝાડોએ તથા ઝાડને આશ્રયે રહેનારાં પંખિઓએ આજ્ઞા માન્ય કરી છે તે વાત શું તમે સાંભળી નથી? કારણ કે,

શાર્દૂલવિક્રીડિત.

ખીલી છે કળી આમ્રની રજ હજી તોયે ન બાઝી જરી,
છે આ કુર્વક પુષ્પમાં નિસરતું તોયે ન ફુટયું હજી;
ઘાંટો કોકિલનો હજી ન ઉઘડયો જો કે શિયાળો ગયો,
કામે પાછું ધર્યું ભયે શું શરને ભાથા થકી કાઢતાં.

ગીતિ.

[11]રાતી રેખાવાળાં, જળે ભર્યાં પુષ્પ જોઇ કદળીનાં;
કોપે આંસુથી ભીનાં, મુજને હા! સાંભરે નયન એનાં—૫

(ત્યારે) અહિંથીંજ એ ગઇ હશે એમ શા ઉપરથી મા'રે ધારવું?

વસંતતિલકા.

[12]જો ચાલી હોય ચરણે વનવીથિઓની,
છંટાયલી જળથી રેતિવિષે સુગાત્રી;
ભારે નિતંબથકી પાનીભણીથી ઉંડી,
દેખાય ચારૂ પદપંક્તિ અલક્તવાળી—૬

(પરિક્રમણ કરી, જોઇ સહર્ષ,) નિશાની જડી ખરી; એનાથી એ રીસાયલીના માર્ગનું અનુમાન થઇ શકશે.

---

૧૧. નેત્રમાં જેમ રાતી રેખાઓ હોય છે તેમ રાતી રેખાવાળાં, તથા કોપવાથી ઝળઝળીયાં આવી ગયેલાં હોય તેમ જળનાં બિંદુથી ભરેલાં, કેળનાં પુષ્પ (રાતા કેળના દોડા) જોઈ મને ઉર્વશીનાં નેત્ર સાંભરી આવે છે, એવો રાજાના કહેવાનો ભાવ છે. સીતાનાં નેત્રનુ રામને સ્મરણ થયું ત્યાં કાળિદાસે આ'વોજ ભાવ મુકેલો છે.

आसारसिक्तक्षितिबाष्पयोगात् ।
मामक्षिणोद्यत्र विभिन्नकोशैः ॥
विडम्ब्यमाना नवकंदलैस्तैः ।
विवाहधूमारुणलोचनश्रीः ॥ રઘુવંશ સર્ગ ૧૩-૨૯

૧૨. રાજા કેહે છે કે, જો આ વનલેખાની જળથી છંટાયેલી રેતીપર થઇ એ ચાલી ગઇ હોય, તો એના ભારે નિતંબને લીધે પાછળથી, પા'નીભણીથી, ઉંડાં અળતાના ડાઘવાળાં એનાં પગલાં અહીં પડેલાં હોવાં જોઈએ. શકુન્તલાનો માર્ગ શોધતાં દુષ્યન્ત રાજા આ'વોજ વિચાર કરે છે.

જુઓ ભાષાન્તર (ઝ. ઉ. યાજ્ઞિક) અંક ત્રીજો.

ગીતિ.

પગલાં પડેલ તાજાં આગળ ઉંચાં પુંઠે ઉંડાં ભારે;
એના નિતંબ ભારે દેખાયે શ્વેત રેત ભર દ્વારે.'

ઇન્દ્ર વંશા.

લૈ ઓષ્ટનો રંગ નિમગ્ન નાભીનું,
[૧૩] છંટાયલું આ પડી અશ્રુબિંદુઓ;
પડેલું રીસાઇ જવાથી સત્વર,
શુકોદરશ્યામ દિસે સ્તનાંશુક.—૭

(જોઇ) અરે! આ તો ઇન્દ્રગોપવાળી તાજા ઘાસથી છવાયલી વનભૂમિ છે! ત્યારે આ નિર્જન વનમાં પ્રિયાની ખબર કયાંથી મેળવવી? (જોઇ) અહો! વરસાદનાં [૧૪]ઝાપટાંથી સુગંધિયુક્ત બાફ મારતી પર્વત ભૂમિમાં શિલાના આસનપર બેઠેલો આઃ-

---

૧૩ લૈ ઓષ્ટનો ઇત્યાદિઃ-રાજાનો કહેવાનો ભાવાર્થ એવો છે કે, અળતે રંગેલા ઓઠ ઉપર પડવાથી રાતાં થયેલાં, આંખમાંથી ખરતાં આંસુનાં ટીપાંથી છંટાયેલું, પોપટની પાંખ જેવું આ લીલુછમ, રીસાયેલી ઉર્વશીનું સરી પડેલું ઉત્તરીય વસ્ત્ર છે. નવા ઘાસથી છવાયેથી ભૂમિપર રાતાં ઇન્દ્રગોપ (ગોકુળ ગાયો) અળતાના છાંટા જેવાં દેખાતાં હતાં, તે જોઇ રાજાને આ'વી ભ્રાન્તિ થાય છે.

જુવો આવોજ ભાવ-(મૃગાવતી. મ. છ. ભટ્ટ.)

મેઘ શ્યામ વિમાન સંચયવડે સંકીર્ણ થાયે દિશા,
નાચે મુગ્ધ મયૂર નોબતતણા નાદે પ્રબોધ્યા બધા;
લાગે શાદ્વલ ઇન્દ્રગોપયુત આ રાતા પદન્યાસથી,
મેઘાગાર સમાન નંદન અહા જાણે રહ્યું આ હસી.

૧૪ ઇન્દ્રગોપઃ-(ઇન્દ્ર છે ગોપ રક્ષક જેનો તે.) ગોકળગાય, રાતા રંગનાં નાનાં પ્રાણિઓ જે ચોમાસામાં મેદાનમાં જોવામાં આવે છે તે. સુગંધિ યુક્ત બાફઃ-આ વાકયને માટે મૂળમાં 'आसारोच्छ्वसित शैलेयस्थलीपाषाणं आरूढः' એવું વાકય છે. ત્યાં ઉચ્છ્વસિતશૈલેયસ્થલી, એમ સમગ્રપદ લઈ કેટલાએક વરસાદનાં ઝાપટાંથી ઉપસી આવેલી પર્વત ભૂમિ એવો અર્થ લે છે; પરંતુ ભાષાન્તરમાં 'ઉચ્છ્વસિતશૈલેય' એ પદ જુદુ લઈ મેં સુગંધ યુક્ત બાફ એવો અર્થ લીધો છે. શૈલેય એ શબ્દને આ અર્થમાં ઘણો વાપરવામાં આવે છે. જુવો રઘુવંશ. સર્ગ ૬ ઠો શ્લોક ૫૧.

'अध्यास्य चांभःपृषतोक्षितानि ।
शैलेयगन्धीनि शिलातलानि ॥
कलापिनां प्रावृषि पश्य नृत्यं ।
कान्तासु गोवर्द्धनकंदरासु ॥'

**ગીતિ.**

ઊંચી ડોક કરીને, મધુરા કરતો મયૂર ટુહુકારો;
નિરખે ઘનને, એનો પવન સપાટે કલાપ વિખરાતો. ૮

(પાસે જઇ) ત્યારે એનેજ પુછી જોઉં.

**અનુષ્ટુપ્.**

*નીર્ખવા સરખી ઊંચા કંઠની નીલકંઠ ! તેં;
દીર્ઘાપાંગી, સિતાપાંગ! વનમાં નિરખી હશે. ૯

શું ઉત્તર આપ્યા વિના નૃત્ય કરવા મંડી ગયો ! એના હર્ષનું શું કારણ હશે ? (વિચાર કરી) ઠીક–, સમજાયું.

**માલિની.**

૧૫ ઉડતી પવનલે'રે પ્યારીનો લોપ થાતે,
ઘનરૂચિર કળા આ થૈ પ્રતિસ્પર્ધિ પાખે.
રતિથી ઢીલી પડેલી એ સુકેશીની વેણી,
કરત શિખિ શું દેખીહોત પુષ્પે ભરેલી. ૧૦

ભવતુ! પારકાનું દુઃખ જોઇ ખુશી થતા એને હવે ન પૂછવું. (પરિક્રમણકરી,) ગ્રીષ્મનો અંત આવવાથી વૃદ્ધિ પામેલા મદવાળી

---

* ઉંચા કંઠની: લાંબી મરોડદાર ગરદનવાળી, ટુંકી ગરદનની નહીં; દીર્ઘાપાંગી-દીર્ઘ, લાંબા, અપાંગ નેત્રના ખુણાવાળી, અર્થાત્ વિશાળ અણિઆળાં નેત્રવાળી. સિતાપાંગ–ધોળા આંખોના ખુણાવાળો. આ વિશેષણ મયૂરનું છે.

૧૫ ઉડતી પવન ઇત્યાદિ:-રાજાનો કહેવાનો અર્થ એવો છે કે, પવનની લે'રેથી ઉડતી આ પોતાની સુંદર ચાંલ્લાવાળી કળા જોઇ મયૂર અત્યંત ફૂલાઈ ગયો છે; કારણ કે હવે ઉર્વશીના ચોટલા વિના એને કોઈ જાંખી પાડનાર નથી; અર્થાત્ એની બરોબરી અથવા સરસાઈ કરે એવું કોઇ રહ્યું નથી. પરંતુ જો રતિ ક્રીડામાં ઢીલી પડતાં છુટેલી અને પુષ્પોથી ભરેલી ઉર્વશીની વેણી જોઇ હોત તો આ મયૂરને પછી આટલું ફૂલાવાનું રહેત નહી. અહિં ઉર્વશીના ચોટલાનું અને મયૂરની કળાનું સરખાપણું વર્ણવેલું છે. મયૂરની કળા પવનથી જેમ વિખ-રાયલી છે તેમ ઉર્વશીની વેણી રતિક્રીડામાં વિખરાયેલી છે; અને કળામાં ચાંલ્લા છે તેને ઠેકાણે વેણીમાં પુષ્પ ગુંથેલાં છે. તાત્પર્ય એ કે જો આ'વી સુંદર ઉર્વશીની વેણી દીઠી હોત તો મયૂર પોતાનું માન મુકી દેત, પણ હવણાં ઉર્વશી નથી એટલે ફૂલાય એમાં શી નવાઇ!

આ કોયલ જાંબુડાની ડાળીપર બેઠી છે. પક્ષીઓમાં એ પંડિતા જાતિ ગણાય છે; માટે લાવ એની અભ્યર્થના કરૂં.

વસંતતિલકા.

[૧૬]કામીજનો મદનદૂતિ તને ગણે છે,
ને માનભંગ કરવાતણું અસ્ત્ર તું છે;

---

પુષ્પે ગુંથેલા સ્ત્રીયોના ચોટલાને મયૂરની કળાની ઉપમા કાલિદાસનાં કાવ્યોમાં વિશેષે કરીને જોવામાં આવે છે. રઘુવંશ. સર્ગ ૯; શ્લોક ૬૭ માં આવુંજ વર્ણન કરેલું છે.

अपि तुरगसमीपादुत्पतंतं मयूरं ।
न स रुचिरकलापं बाणलक्ष्मीचकार ॥
सपदि गतमनस्कश्चित्रमाल्यानुकीर्णे ।
रतिविगलितबन्धे केशपाशे प्रियायाः ॥

૧૬ આપણા કવિઓ કોયલને મદનની દૂતી તથા સ્ત્રીયોનું માન ભંગ કરનારૂં વિજયી અસ્ત્ર ધારે છે. પ્રણય કલહથી છુટાં પડેલાં દંપતીઓ, કોયલોના દૂતિના બોધના શબ્દ જેવા ટહુકા સાંભળી પોતાનાં માન મુકી પરસ્પરને મળે છે. કાલિદાસનાં વસંતઋતુનાં વર્ણનમાં આ'વા ભાવ અવશ્ય જોવામાં આવે છે જુવો.

रतिदूतिपदेषु कोकिलां
मधुरालापनिसर्गपंडिताम्.—કુમારસર્ગ ૪.
चूतांकुरास्वादकषायकंठः ।
पुंस्कोकिलो यन्मधुरं चुकूज ॥
मनस्विनीमानविघातदक्षम्
तदेव जातं वचनं स्मरस्य.—કુમારસર્ગ ૩.

વળી રઘુવંશમાં પણ

त्यजत मानमलं बत विग्रहै ।
र्नपुनरेति गतं चतुरं वयः ॥
परभृताभिरितीव निवेदिते ।
स्मरमते रमते स्म वधूजनः ॥

અલેકઝાન્ડર વન હમ્બોલ્ટ સાહેબ લખે છે કે સૃષ્ટિસૌન્દર્ય, પ્રેમીઓનાં મનપર કેવી અસર કરે છે તેનું વર્ણન કરવામાં કાલિદાસ અદ્વિતીય છે. મનોવૃત્તિઓ ચિતરવામાં એની કોમળતા, અને કાવ્ય પ્રતિભાના તરંગોની ઉત્કૃષ્ટતા, એ બે ગુણોએ એને સર્વ પ્રજાના કવિઓમાં શ્રેષ્ટ પદ આપેલું છે.

લૈ આવ એ પ્રિયતમા મુજ પાસ કિંવા,
લૈ જા મને તું કલભાષિણી જ્યાંહિ કાન્તા. ૧૧

તું શું બોલી ? 'તું આ'વો અનુરક્ત છે તેને મુકીને કેમ ચાલી ગઇ,'' એમ ( કહે છે ) ? ત્યારે સાંભળ.

**વૈતાલીય.**

[17]નથિ કારણ લેશ કોપનું,
જડતું તો'ય રિસાઈ એ ગઇ;
પ્રભુતા યુવતીની નાથમાં,
નથિ પ્રીતિમહિં ભેદ સાંખતી. ૧૨

શું મા'રી વાત (સાંભળવી) પડતી મુકી (એ) પોતાના કામમ વળગી ગઇ ?

**માલિની.**

[18]પરદુખ અતિ મોટું સૌ ખરે નાનું ધારે,
વિનતિ ન ગણકારી દુઃખીઆરા તણીએ;
અધરજયમ ન હોયે તેવું મોઢેથી પાકું,
ફળ મદથી છકેલી ચુસતી જાંબુડાનું. ૧૩

ભલે એમ છે તો'ય પ્રિયાના જેવી એ મંજુસ્વરવાળી છે માટે એનાપર કોપ ન કરવો; ચાલ હવે તો આગળ જાઉં.

(પરિક્રમણકરી કાન માંડી) અરે દક્ષિણ તરફ પ્રિયા ચાલી જતી હોય એવું સૂચવતો નૂપુરનો છમકાર સંભળાય છે; લાવ ત્યાં જાઉં.

(પરીક્રમણકરી) હા ! ધિક્ ધિક્.

---

૧૭ પ્રભુતા ઈત્યાદિઃ-ઉતરાર્ધનો અર્થ એવો છે કે પોતાના પતિ ઉપર હાકેમી બજાવનારી જુવાન સ્ત્રીઓ પ્રેમમાં લગાર પણ ડપકો પડે એવું વર્તન સાંખતી નથી. અર્થાત્ તેમને છીકતાં છીડાં પડી જાય છે. રાજા અહીં પોતાનો અનુભવ વર્ણવે છે. પોતે વિદ્યાધરકન્યાના સામું લગાર જોયું એટલામાં તો ઉર્વશી રીસાઈ ગઈ.

૧૮ અધર ઈત્યાદિઃ-જેમ કોઈ છકેલી મદાન્ધ સ્ત્રી બીજાને ન ગણકારતાં પોતાના પ્રિયના અધરનું પાન કરવા મંડી જાય તેમ અધરના સરખું, આ જાંબુડાનું મોઢેથી પાકતાં રાતું થયેલું ફળ ચૂસવા આ કોયલ મંડી ગઈ છે.

અનુષ્ટુપ્.

[૧૯]મેઘે શ્યામ દિશા દેખી, આતુરા માનસે જવા;
શબ્દ છે હંસના, ન્હોય, ઝંકારો નૂપુરોતણા. ૧૪

ભલે! લાવ માનસમાં જવાને માટે ઉત્સુક થઇ રહેલા આ પક્ષિઓ સરોવરમાંથી ઉડી જાય તે પેહેલાં એમની પાસેથી પ્રિયાની ખબર મેળવું. (પાસે જઇ) ભો ભો! જલવિહંગમરાજ

વસંતતિલકા.

કોરે તું ભાથુ મુક આ બિસતંતુઓનું,
પાછું ઉપાડીલઇ માનસમાં જજેતું;
વ્હાલીતણી ખબર દે હર શોક મા'રો,
સંતો ગણે અધિક સ્વાર્થથી મિત્રકાર્યો. ૧૫

ઊંચું મુખ કરી જોઈ રહ્યો છે (તેથી) માનસમાં જવા ઉત્સુક છું તેથી મેં એને નથી દીઠી એમ જાણ્યામાં કહે છે.

ઔપચ્છંદસીક.

સરના તટમાંહિ હંસ! તેં જો,
નથીં દીઠી મુજ એ નતભ્રુને તો;
મદથી પગ મુકતી વિલાસે,
લટકાળી ગતિ ચોરી કેવી રીતે? ૧૬

અને એટલા માટેજ.

અનુષ્ટુપ્.

*આપ હંસ પ્રિયા પાછી, હરી છે ગતિ જેની તેં;
ચોરી સિદ્ધ થતાં થોડી, સઘળું આપવું પડે. ૧૭

---

૧૯ મેઘશ્યામ ઇત્યાદિઃ—જ્યારે વર્ષાકાળ શરૂ થાય છે ત્યારે આ દેશમાં આવેલા હંસો માનસરોવરપર પાછા જાય છે, અને ત્યાં અત્યંત ટાઢ પડે છે ત્યારે અહીં આવતા રહે છે; 'કારણ કે ટાઢથી એમને એક જાતનો રોગ લાગુ પડે છે.' (મલ્લિનાથ.) જુવો મેઘદૂતમાં પણઃ—

**आकैलासाद्बिसकिसलयच्छेदपाथेयवन्तः।**
**संपत्स्यंते नभसि भवतो राजहंसाः सहायाः॥**

* આપ હંસ ઈત્યાદીઃ—આગળના પદ્યમાં રાજા હંસને કહે છે કે મા'રી પ્રિયા જો તેં દીઠી નથી તો તેં આ'વી સુંદર ચાલ કોની પાસેથી શાખી લીધી? બીજી

(હસીને) ચોરને દંડ દેનાર આ રાજા છે એમ ધારી બીકથી ઉડી ગયો; (પરિક્રમણ કરી) હવે તો આ પ્રિયા સાથે ચક્રવાક બેઠો છે, એને પુછું.

અનુષ્ટુપ્.

[૨૦]રથાંગ શ્રોણીવાળીથી, રથાંગ! વિખુટો પડી;
મનોરથે ભરેલો આ, પુછેછે તુજને રથી. ૧૮

શું, કોણ! કોણ! એમ પુછેછે? રહે ત્યારે. ખરે એણે મને ઓળખ્યો નથી.

અનુષ્ટુપ્.

સૂર્યને ચંદ્ર જેના છે, માતામહ પિતામહો;
[૨૧]પૃથ્વીને ઉર્વશીએ છે,જેને સ્વામિ સ્વિકારીયો. ૧૯

---

સ્ત્રી આ'વી ચાલ ચાલતીજ નથી માટે તેં એને દીઠી હોવીજ જોઇએ. આ ઉપરથી ન્યાય પ્રમાણે તે હંસની પાસે પોતાની પ્રિયા પાછી માગે છે, અને કહે છે કે ન્યાયશાસ્ત્રનો એવો નિયમ છે કે ચોરીનો થોડો મુદ્દો ચોરેલો છે એવું સાબીત થતાં ગયેલો સઘળો માલ ચોરને ભરી આપવો પડે છે. અહિં ઉર્વશીની માત્ર ગતિ તેં ચોરી છે અને તે સાબીત થતાં આખી ઉર્વશી તા'રે પાછી આપવી પડશે. જુવો याज्ञवल्क्यस्मृति.

निह्नुतेभिहितं नैकं एकदेशो विभावितः
दाप्यः सर्वं नृपेणार्थं न ग्राह्यस्त्वनिवेदितः

૨૦ **રથાંગ** શ્રોણીવાળીઃ ચક્રના જેવા ગોળાકાર નિતંબવાળી. રથાંગ-ચક્રવાક. રથી-રથમાં બેશી યુદ્ધ કરનાર યોધ.

૨૧ **સૂર્ય** ને ચંદ્ર ઇત્યાદિઃ-રાજા અહિં પોતાનું ઓળખાણ આપે છે. તેની વંશાવલી આ પ્રમાણે છે.

માતાપક્ષેઃ-

**સૂર્ય**-વૈવસ્વતમનુ-ઈલ-(ઇલા)-પુરૂરવ.

પિતાપક્ષેઃ-

**ચંદ્ર**-બુધ-પુરૂરવસ.

ઉપરના અનુક્રમે જોતાં **સૂર્ય** **પુરૂરવ**ના પ્રમાતામહ થાય, અને **મનુ** માતામહ થાય. આ સગાઇ આપણા કવિને બરાબર લક્ષમાં રહી નથી. તેમ છતાં **સૂર્ય** માતામહ થાય એમ સમજાવતાં મી૦ **પં**ડિત મનુ એટલે **સૂર્ય**, તેની પુત્રી ઇલા

કેમ છાનો રહ્યો ! ભલે ! એને ઠપકો દઉં.

હરિણી.

*સરનલિનીના પત્રો ઓઠે, છુપાયલી તું પ્રિયા,
તુજથી વિછુટી ધારી,ઝાઝો અધીર થઈ અહા !
રૂદન કરતો કાન્તાસ્નેહે, વિયોગથકી ડરી,
વિધુર સુજને જોતાં કે'ના પ્રિયતણી પ્રવૃતિ. ૨૦

સર્વથા મા'રા ભાવિનો અવળોજ પ્રભાવ જણાય છે; લાવ ત્યારે હવે બીજો અવકાશ શોધું. (ડગલું ભરી ઉભો રહી) ભલે ત્યારે આગળ નહીં વધું.

અનુષ્ટુપ્.

ખાળે પદ્મ મને મધ્યે ગુંજતા ભ્રમરે ભર્યું;
શું ઓઠે દંત બેઠેલું મુખ સીત્કાર નાંખતું. ૨૧

ભવતુ આ કમળમાં રહેલા મધુકરની સાથેજ મૈત્રી કરૂ; ત્યાં જતાં પસ્તાવો તો નહીં થાય.

માલિની.

મધુકર ! મદિરાક્ષીકેરી કે'તું પ્રવૃત્તિ,
(વિચાર કરી.)
વરતનુ અથવા તો કે' નથી મેં દિઠેલી;
કયમ કરી બહુ વાધે પદ્મમાં પ્રીતિ તા'રી
મુખપવનની એના જો ન લીધી સુગંધી. ૨૨

---

અને તેનો પુત્ર પુરૂરવ એમ લખે છે; પણ ખરૂં જોતાં સગાઇ ઉપર પ્રમાણે છે. વૈવસ્વતમનુ એ સૂર્યવંશનો પ્રથમ પુરૂષ છે અને સૂર્યનો પુત્ર થાય છે. જુવો રઘુવંશ સર્ગ ૧

वैवस्वतो मनुर्नाम माननीयो मनीषिणाम् ।
आसीन्महीक्षितामाद्यः प्रणवश्छंदसामिव ॥

* ચક્રવાકપક્ષીથી પોતાની પ્રિયાનો વિયોગ લગારપણ સાંખી શકાતો નથી. રામચંદ્રના શાપને લીધે રાત્રીએ તેનો વિયોગ થાય છે. બંને જણાં એક કમળના પાંદડાની આસપાસ બેસી રહે છે, છતાં એટલું પણ અંતર ન સાંખી શકાવાથી ચીસો પાડી આખી રાત કષ્ટમાં ગાળે છે.

ચાલ ત્યારે ( આગળ ) જાઉં. ( પરિક્રમણ કરી) નીપવૃક્ષના ગાળામાં સૂંઢ નાંખી હાથિણી સાથે આ નાગરાજ ઉભો છે. લાવ એની પાસેથી પ્રિયાનો વૃત્તાન્ત પુછી લઉં. (જોઇ) ભલે ઉતાવળ ન કરવી.

ગીતિ.

ફૂટતી કુંપળવાળી, આસવ સરખા સુગંધિ રસભીની;
હાથિણીએ આપેલી, છો ખાતો શલ્લકીતણી ડાળી.—૨૩

(ક્ષણવાર ઉભો રહી,) અહો ! એણે આન્હિકતો કરી લીધું; ભલે; હવે પુછું.

ગીતિ.

[૨૨]મદથી કાલું વદતી, કામિનીઓમાં શશિકલા જેવી;
જુઇનાં ધોળાં પુષ્પો ગુંથ્યે સુંદર વિચિત્ર વેણીની.
સ્થિરભર યૌવનવાળી, નિરખ્યે જેને ઠરે નજર એવી;
દયિતા દીઠી મા'રી, ગજપતિ! તેં દૂરથી જતી આહિંથી—૨૪

(સહર્ષ.) આ સ્નિગ્ધ મંદ્ર, પ્રિયાની પ્રાપ્તિ સૂચવતી ગર્જનાથી (એણે) મને દિલાસો આપ્યો તો ખરો. સમાન ધર્મને લીધે મા'રી તા'રા ઉપર ઘણી પ્રીતિ છે.

(કારણ કે)

શાર્દૂલવિક્રીડિત.

*છું હું ભૂપતિઓતણો અધિપતિ તું નાથ છે હસ્તિનો,
તા'રી પેઠ સદાય દાન અદકું હું અર્થિને આપતો;
સ્ત્રીમાં રત્ન મમોર્વશી સરખી છે તા'રે પ્રિયા હાથિણી,
છે મા'રા સરખો તું તો'ય ન થશો પીડા પ્રિયાવીહુની—૨૫

---

* દાન—રાજપક્ષે પરોપકારને અર્થે આપેલું દ્રવ્ય; હસ્તિપક્ષે લમણામાંથી ઝરતો મદ.

૨૨ મદથી કાલુકાલુ બોલનારી સ્ત્રીઓમાં શશિકળા જેવી, અર્થાત્ તારાઓમાં જેમ ચંદ્રકળા શ્રેષ્ઠ છે તેવી શ્રેષ્ઠ.

સ્થિરભર યૌવનવાળી—જેનું યૌવન નિરંતર એવું ને એવું રહે છે તે. દેવી સ્ત્રીયોને વૃદ્ધાવસ્થા આવતી નથી. સદાય તે યુવાવસ્થા ભોગવે છે.

ભલે તું સુખે બેસ; હું તો ચાલ આગળજ જાઉં; (આજુબાજુ નજર ફેરવી) અહો ! સુરભિકંદર નામનો વિશેષ રમણીય આ પર્વત દેખાય છે. અપ્સરાઓને એ પ્રિય છે; (માટે) એની તળેટીમાં (મા'રી) સુતનુ મળશે ખરી. (પરિક્રમણ કરી જોઇ) "શો આ ગાઢ અંધકાર! ખેર, લાવ વિજળીને અજવાળે જોઉં." અરેરે! મા'રાં દુરિતના પરિણામે મેઘ પણ વિદ્યુત્ વિનાનો થયો; તથાપિ આ પર્વતને પુછ્યા વિના તો પાછા નજ જવું.

### દ્રુતવિલંબિત.

અધિક સુંદર માંસલ ગાત્રની,
મદનને વશ આ વનમાં કહીં;
નિરખી છે ગિરિરાજ! ઘટસ્તની;
પૃથુ નિતંબ! નિતંબિની મા'હરી—૨૬

કેમ શાન્ત રહ્યો ? હું ધારૂં છું દૂર હોવાથી શાંભળી નથી શકતો; એની પાસે જઇ પુનઃ એને પુછું.

(પરિક્રમણ કરી)

### અનુષ્ટુપ્.

[૨૩] નાથ ક્ષિતિ ભૃતોકેરા ! અહીં સર્વાંગ-સુંદરી;
વનની રમ્ય લેખામાં દીઠી છે વિખુટી પડી ?—૨૭

(સાંભળી સહર્ષ,) શું કહેવા પ્રમાણે દીઠી એમ બોલ્યો ! તમને આ'નાથી પણ વધારે સારી વધામણી કોઈ વખત મળજો. ત્યારે મા'રી પ્રિયતમા કયાં છે ? ( નેપથ્યમાં એજ શબ્દો સાંભળી) અરેરે ! આ તો કંદરામુખમાં પ્રસરતો મા'રાજ બોલવાનો પડઘો પડે છે. (વિષાદ દર્શાવી) હવે તો થાકીને લોથ થઇ ગયો. લાવ આ ગિરિનદીના તીરપર બેશી તરંગયુક્ત વાયુનું સેવન કરૂં. નવા પાણીથી ડોહોળાયેલી છતાં આ નદીને દેખી મા'રૂં મન રીઝે છે.

સ્રગ્ધરા.

૨૪ છે ભ્રૂભંગો તરંગો, વિહગની ઉડતાં વાગતી મેખલા આ,
ખેંચે છે ફીણ જાણે વસન સરી પડયું હોય કોપેથી એના;
ચાલે છે વાંકીચુંકી સ્ખલન મન વિષે આણીને થંભી થંભી,
છે નિશ્ચે ઉર્વશી આ થઇ રહી સરિતા આકળી થૈ જવાથી—૨૮

ભવતુ ! એની યાચના કરૂં. (હાથ જોડી)

દ્રુતવિલંબિત.

તુજ પરાયણ રે' પ્રિય બોલતાં,
પ્રણયભંગ કદાપિ ન ઇચ્છતાં,
વદ કયો અપરાધ થવા થકી,
તજી ગઈ તુજ સેવક માનિનિ !—૨૯

---

૨૪ છે ભ્રૂભંગો ઇત્યાદિઃ—આ શ્લોકમાં રાજા નદીને ઉર્વશી માની બંનેનું સમાનપણું વર્ણવે છે. ચોમાસામાં પાણી આવવાથી એક પછી એક દોટતા તરંગોને રાજા, ઉર્વશીની કોપને લીધે ચઢી જતી તથા નીચી ઉતરતી ભમરો ધારે છે. પાણી જોસમાં દોડવાથી ફીણના ગોટે ગોટા પ્રવાહમાં ખેંચાયા જાય છે, તેને રોપમાંને રોપમાં ચાલી જતી ઉર્વશીનું પાછળ ઘસડાતું ધવલ વસ્ત્ર ધારે છે; કાંઠા ઉપર હાર બંધ બેઠેલાં તથા પાણીના જોસને લીધે ખળભળી ઉઠતાં કલકલ શબ્દ કરતાં ધોળાં બગલાં વગેરે પક્ષીઓને ઉર્વશીની છમછમ કરતી મેખલા ધારે છે. પ્રવાહમાં વચ્ચે આવતા ખડકોને લીધે નદી આરી અવળી અટકી ચાલે છે, તેને માટે રાજા એમ ધારે છે કે ઉર્વશી મા'રો વાંક વારંવાર મનમાં લાવી જરા વિચારમાં ઉભી રહે છે અને પાછી ચાલવા માંડે છે. આ પ્રમાણે બંનેનું સરખાપણું વિચારી કહે છે કે નક્કી આ ઉર્વશીજ છે, અને મારા અપરાધને લીધે, અસહનશીલ હોવાથી નદી રૂપે થઈ રહી છે. આ શ્લોકમાં સર્વત્ર ઉત્પ્રેક્ષા અલંકાર છે.

અથવા આ ખરેખર નદીજ છે. (કારણકે) ઉર્વશી પુરૂરવને છોડી સમુદ્રની પ્રત્યે અભિસરણ કરેજ નહી; ભલે. કંટાળો ન પામીએ ત્યારેજ શ્રેયસ્કર વસ્તુની પ્રાપ્તિ થાય છે. ત્યારે આ જ પ્રદેશમાં ચાલ્યો જાઉં કે જ્યાં (એ) સુનયના મા'રી નજર આગળથી અદૃશ્ય થઇ. (પરિક્રમણ કરી જોઇ,) અહો! એના માર્ગની નીશાની મળી ખરી.

ગીતિ.

આએ કદંબ જેનું, આછા તંતુભર્યું કળી જેવું,
વર્ષાકાળ સૂચવતું, પુષ્પ પ્રિયાએ શિખાભરણ કીધું—૩૦

(જોઇ,) ત્યારે આ બેઠેલા કૃષ્ણમૃગને પ્રિયાની ખબર મેળવવા માટે પ્રાર્થના કરૂં.

અનુષ્ટુપ્.

[૨૫]વિચિત્ર શ્યામવર્ણોએ, શોભે નાંખ્યો ન હોય આ;
શું કટાક્ષ વનશ્રીએ, વનલીલા વિલોકવા—૩૧

(જોઇ) એ તો મા'રી અવગણના કરતો હોય તેમ બીજી તરફ ચાલ્યો! (જોઇ).

ગીતિ.

[૨૬]આવતી આ'ની પાસે, મૃગશિશુએ ધાવતાં મૃગી રોકી;
વાંકી ડોક કરીને, નિરખે એને અનન્ય દૃષ્ટિથી—૩૨

---

૨૫ લીલાછમ વનમાં ઉભેલા કાળા મૃગને જોઇ રાજા કહેછે કે વનની શોભા જોવાને માટે વનશ્રી (વનલક્ષ્મી)એ કટાક્ષ ન નાંખ્યો તેવો એ દેખાય છે. આવર્ણન અત્યંત સ્વાભાવિક અને મનોહારિ છે. વનશ્રીનું સ્ત્રીરૂપે વર્ણન કાલિદાસે **માલવિકાગ્નિમિત્રના** ત્રીજા અંકના પાંચમા શ્લોકમાં કરેલું છે.

૨૬ આવતી ઇત્યાદિ: આ શ્લોકમાં કવિએ બચ્ચાં સહિત મૃગના જોડાનું અત્યંત સ્વાભાવિક અને મનોહર વર્ણન કરેલું છે. સૃષ્ટિસૌન્દર્યનાં, વનનાં અને વનચરોનાં સ્વભાવોક્તિવાળાં કાલિદાસનાં વર્ણનોનો આ એક નમુનો છે. પ્રત્યેક સ્થળે જ્યાં આ'વાં વનચરોનું અથવા વનની શોભાનું એ વર્ણન કરે છે ત્યાં સહૃદય વાંચનારની નજર આગળ પડદારૂપે આખો ચિતાર આવી ખડો થાય છે,

અરે મૃગના ટોળાના અધિપતિ !

રથોદ્ધતા.

દેખી હોય વનમાં મમ પ્રિયા,
તો તું સાંભળ નિશાની એની આ;
છે વિશાળ નયના તથા જુવે,
તાહરી સહચરી સામાન એ.—૩૩

શું મા'રા વચનનો અનાદર કરી એની પ્રિયાના સામો ફરીને ઉભો ? એમજ હોય. દશાનો ફેરફાર એજ પરાભવનું કારણ છે. ચાલ આમ જાઉં. ( પરિક્રમણ કરી જોઇ) શિલાની ફાટમાં આ શું દેખાય છે ?

શિખરિણી.

[૨૭]પ્રકાશે છે તેથી હરિહત, નથી, માંસ મૃગનું,
ન અંગારો હોયે, જલ ગગનથી છે વરસીયું;
( જોઇ. )
અહો રક્તાશોક સ્તબક સરખો રક્ત મણિ આ,
પ્રસારે શું એને, રવિ, કર, ઉપાડી લઇ જવા.—૩૪

---

એજ એની ખુબી છે. વેદીયાની પેઠે વાંચી અથવા ગોખી જનારને આ અનુભવ થવો દુર્લભ છે. કાલિદાસે રઘુવંશમાં સર્ગ ૯ માં મૃગયાનું વર્ણન કરતાં વનમાંથી બહાર આવેલા મૃગના ટોળાનું આવુંજ મનોહર વર્ણન કરેલું છે. જુવો.

'तस्य स्तनप्रणयिभिर्मुहुरेव शावै
र्व्याहन्यमानहरिणीगमनं पुरस्तात् ॥
आविर्बभूव कुशगर्भमुखं मृगाणाम् ।
यूथं तदग्रसरवर्तितकृष्णसारम् ॥'

૨૭ પ્રકાશે છે ઇત્યાદિઃ-હરિહત-સિંહે મારેલા મૃગના માંસનો આ લોચો નથી, કારણ કે પ્રકાશ મારે છે. એ અંગારો પણ નહોય, કારણ કે હમણાં જળ વૃષ્ટિ થવાથી તે ઓલાઇ ગયો હોય. એ પ્રમાણે ઉત્પ્રેક્ષા કરી રાજા નિશ્ચયપર આવે છે કે, આ તો રક્તાશોકસ્તબકસમ, રાતા અશોકના પુષ્પના ગુચ્છા જેવો, રાતો મણિ છે, અને તેને જાણે ઉપાડી લઇ જવા માટે સૂર્ય પોતાના કર, કિરણ, (હાથ) પ્રસારે છે. उत्प्रेक्षा અલંકાર છે.

(પરિક્રમણ કરી, જોઇ,) અરે કુસુમ વિનાની છે તેમ છતાં આ લતાને જોતાં મને પ્રીતિ કેમ ઉપજે છે? ઠીક ઠીક; આ તો મા’રી મનોરમા છે; કારણ કે આ.

શાર્દૂલવિક્રીડિત.

³⁰ તન્વી, પલ્લવ ભીંજતાં અધરને શું ભીંજવે અશ્રથી;
સૂની આભરણો વિના ૠતુ જતાં પુષ્પો ન ફાલ્યાથકી.
ચિંતા મૌનથી શાન્ત હોય જ્યમ આ શબ્દો વિના ભૃંગના,
ચંડી એ તરછોડી પાદ પડતાં જાણે ન પસ્તાય આ.—૩૮

ત્યારે હવે તો મા’રી પ્રિયાનું અનુકરણ કરનારી આ લતાને લગાર આલિંગન દઉં. (એમ કહી લતાને ભેટે છે.)

(એટલે એજ સ્થળે ઉર્વશી પ્રવેશ કરે છે.)

રાજા—(મીચેલી આંખો રાખી સ્પર્શ થયો હોય એમ જણાવી,) અરે! ઉર્વશીનાં ગાત્રના સંસર્ગથી જાણે મા’રાં અંગને સુખ થતું હોય એમ લાગે છે; તથાપિ મને ફરી ફરી વિશ્વાસ આવતો નથી, કારણ કે.

---

૩૦ તન્વી ઈત્યાદિઃ–રાજા લતાને ઉર્વશી ધારી એનું અને ઉર્વશીનું મળતાપણું દેખાડે છે. તન્વી. નાજુક, કોમળ; વરસાદનાં ફોરાંથી ધોવાઈ સ્વચ્છ થયેલી રાતી કુંપળો, રૂદન કરવાથી આંસુથી ધોવાઈ જતા ઉર્વશીના અધર છે. ૠતુ વિના પુષ્પ ન આવવાથી, આભૂષણો વિનાની ઉર્વશીના જેવી, આ લતા અડવી લાગે છે. મા’રા સંબંધના વિચારથી ઉર્વશી શાન્ત હોય, તેમ આ લતા પણ ભ્રમરોના ગણગણાટ વિના મૂગી લાગે છે. આ બધાપરથી રાજા કહે છે કે નિશ્ચે એ ચંડી–આકળા સ્વભાવની ઉર્વશી, મા’રા પ્રણામને તરછોડીકાઢી લતા થઇ ગઈ છે, અને હવે મનમાં પોતાની ચાલને માટે વિમાસણ કરે છે. આ શ્લોકમાં રાજા કાર્યની શોધખોળ કરે છે તેથી વિરોધન નામનું સંધિ અંગ થાય છે. કાલિદાસ લતાઓને સ્ત્રીની ઉપમા ઘણીવાર આપે છે.

‘पर्याप्तपुष्पस्तवकस्तनाभ्यः ।
स्फुरत्प्रवालोष्ठमनोहराभ्यः ॥
लतावधूभ्यस्तरवोप्यवापु ।
र्विनम्रशाखाभुजबन्धनानि ॥’ કુમારસંભવ.

**વંશસ્થ.**

વિચાર પે'લાં કરૂં જે પ્રિયાવિષે,
મુહૂર્તમાં તે વિપરીત થાય છે;
પ્રિયાતણો સ્પર્શ હું તેથી કલ્પતાં,
ઉઘાડતો આ નથી નેત્ર માહરાં. ૩૯

(ધીરે ધીરે નેત્ર ઉઘાડી) શું ખરેજ પ્રિયતમા!

**ઉર્વશી**—(ઝળઝળીયાં આણી) જય જય મહારાજ!

**રાજા**— **અનુષ્ટુપ્.**

તા'રા વિયોગના તન્વિ! તમમાં ડુબતા મને;
સદ્ભાગ્યે મળી તું, જેમ ચેતના મરનારને. ૪૦

[૩૧]**ઉર્વશી**—અભ્યન્તરમાં રહેલા ચેતનથી મેં મહારાજનો સઘળો વૃત્તાંત જોયો છે.

**રાજા**—'અભ્યંતરમાં રહેલા ચેતનથી' એ તા'રા વાકયનો અર્થ મને સમજાતો નથી.

**ઉર્વશી**—તે હું (આપને) કહું છું. પરંતુ કોપને વશ થઇ મેં મહારાજની આ'વી અવસ્થા કરી તેને માટે આપ મને પ્રસન્ન થઇ પ્રથમ ક્ષમા આપો.

**રાજા**—કલ્યાણિ! મને પ્રસન્ન કરવા જેવું એમાં કંઈ નથી; તા'રા દર્શનથીજ મા'રો આત્મા બહાર અને અંતરમાં પ્રસન્ન થયો છે. (પણ) મા'રા વિના આટલો કાળ તું શી રીતે રહી શકી તે (મને) કહે.

---

૩૧. અભ્યંતર ચેતના—સાંખ્યશાસ્ત્રપ્રમાણે દશ બાહ્યેન્દ્રિય ગણાય છે. પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય; અને ત્રણ અંતરિન્દ્રિય ગણાય છે, તેમાં **મન બુદ્ધિ** અને **અહંકાર** છે. **ચિત્ત** પણ આની સાથે કોઇ કોઈવાર ગણવામાં આવે છે. ઉર્વશી જો કે લતારૂપે થઇ ગઇ હતી તોપણ એની આંતરજ્ઞાનની ઇન્દ્રિયો તેવીજ હતી અને તેથી એણે રાજાનો સઘળો વૃતાન્ત જોયો હતો.

ઉર્વશી—સાંભળો મહારાજ! ભગવાન્ કુમારે (કાર્તિક સ્વામિએ) સર્વદાને માટે બ્રહ્મચર્યવ્રત સ્વીકારી ગંધમાદનના આ અકલુષ નામના કચ્છપ્રદેશમાં વાસ કરવા માંડયો.' અને આ મર્યાદા બાંધી કે:—

રાજા—શી વારૂ?

ઉર્વશી—'જે સ્ત્રી આ પ્રદેશમાં પ્રવેશ કરશે તે લતા થઇ જશે; અને ગૌરીચરણમણિ વિના એનો મોક્ષ નહીં થાય.' ગુરૂના શાપથી હૈયાસૂની થઇ ગયેલી હું દેવતાનો આ'વો નિયમ વિસરી જઇ તમારા અનુનયનો તિરસ્કાર કરી કુમારવનમાં પેશી ગઇ, અને પેસતાંજ વાસન્તી નામની લતા થઇ ગઈ.

રાજા—ખરી વાત. (એમ ન હોય તો)

ગીતિ.

શય્યામાં રતિખેદે, સુતાં મુજને પ્રવાસી ગણતી, તે;
લાંબો વિયોગ મા'રો, સાંખીશકે તું પ્રિયે! કયી રીતે—૪૧

અને મુનિના ઉપદેશથી લીધેલા, તથા તેં કહ્યું તે પ્રમાણે તા'રો સમાગમ કરાવનાર કારણ (રૂપ) આ મણિના પ્રભાવથી તું મને પુનઃ મળી.

(મણિ દેખાડે છે.)

ઉર્વશી—અહો શો (સુંદર) સંગમનીય! એનાથીજ મહારાજનું આલિંગન માત્ર પામતાં હું મા'રા મૂળ રૂપમાં આવી.

(મણિ લઇ માથે ચઢાવે છે.)

રાજા—સુંદરિ! ક્ષણ માત્ર આમને આમજ ઉભી રહે.

ગીતિ.

રાતી પ્રભા પડયાથી, લલાટમાંના મણિતણાં કિરણે;
બાલાતપથી રાતા, કમળસમું તાહરૂં વદન શોભે.—૪૨

ઉર્વશી—આપને પ્રતિષ્ટાનમાંથી નિકળ્યે ઘણા દહાડા થઈ ગયા છે. પ્રજા મારાપર રોષે ભરાતી હશે, માટે ચાલો આપણે (ત્યાં) જઇએ.

રાજા—જેવી દેવીની આજ્ઞા.

ઉર્વશી—મહારાજની કેવી રીતે જવાની ઈચ્છા છે ?

રાજા—

માલિની.

[32]ઝળકતી વિજળીની શોભતી આ પતાકા,
સુરધનુ રૂપી તાજાં ચિત્રથી ચીતરેલાં;
જલદ રૂપિ વિમાને લૈ મને ચાલ વા'લી,
લલિત ગમનવાળિ! મા'રી જ્યાં રાજધાની.—૪૩

(સર્વે જાય છે.)

इति चतुर्थोङ्कः



૩૨ મેઘને વિમાનરૂપ બનાવી તેમાં બેશીને નગર પ્રત્યે જવાની રાજાની ઇચ્છા થાય છે. ઉર્વશી અપ્સરા છે તેથી આ પ્રમાણે કરી શકવા સમર્થ છે, એમ રાજા જાણે છે. વિજળી એજ જેની ધજાઓ છે, મેઘધનુષ એજ જેના ઉપર તાજાં ચિત્ર ચિતરેલાં છે, એવા જલદ, મેઘ, રૂપી વિમાનમાં બેસાડી મને લઇ જા, એવો ભાવ છે.

# पञ्चमोऽङ्कः

[1]વિદૂષક—ધન્ય ભાગ્ય કે નન્દનવન આદિ દેવતાનાં અરણ્યમાં ઉર્વશીને સાથે લઈ વિહાર કરી પ્રિયમિત્ર આજે ઘણે કાળે પાછા આવ્યા છે, અને હવે પ્રધાનોએ આપેલા આદરમાનથી પ્રસન્ન થઇ રાજ્ય કરે છે. માત્ર એક કુળતંતુ વિના એમને બીજા કશાનીયે ખોટ નથી; આજ સપરમો દા'ડો છે તેથી ભગવતી ગંગા અને જમનાના સંગમે (પ્રયાગમાં) રાણીઓ સંગાથે સ્નાન કરી હમણાં (એ) તંબુએ ગયા; ત્યાં એમની પૂજા પાત્રી થતી હશે તેમાં ગંધ ચંદન આદિમાં જઇ લાવ પેહેલો ભાગ લઉં.

(એમ કહી પરિક્રમણ કરે છે.)

(નેપથ્યે.)

હાય! હાય! (ધોળો) રેશમી રૂમાલ ઢાંકી છાબડીમાં મુકી હું લઇ જતી હતી ત્યાંથી મહારાજનાં માનીતાં મહારાણીના અંબોડામાં ચાકને ઠેકાણે પેહેરવાનો મણિ, માંસધારી બાજ ઉપાડી ગયો.

---

૧ સપરમે દિવસે તીર્થનાં જળમાં કંઈ વિશેષ માહાત્મ્ય આવે છે એવું આપણા લોકોનું માનવું છે, અને તેથીજ રાજા આજે પ્રયાગ આગળ સ્નાન કરવા ગયો છે. યુરોપીયન લોકોમાં પણ આવું મત પ્રચલિત હતું એમ જણાય છે. "An angel went down at a certain season into the pool and whosoever then first stepped in, was made whole of whatsoever disease he had. (The Holy Bible.) જુવો આવો પ્રસંગ રઘુવંશના ૧૬ મા સર્ગમાં પણ છે.

'स्नात्वा यथाकाममसौ सदारः ।
तीरोपकार्यां गतमात्र एव ॥
दिव्येनशून्यं वलयेन बाहुम् ।
उपोढनेपथ्यविधिर्ददर्श ॥'

વિદૂષક—(કાન દઈ) અરે બહુ ખોટું થયું; એ સંગમનીય નામનો ચૂડામણિ વયસ્યને ઘણોજ વહાલો હતો, તેથી હવે તો પોષાક પણ પહેર્યા વિના મહારાજ આસન ઉપરથી ઉઠી અહીંજ આવે છે. લાવ એમની પાસે જાઉં.

(પછી પરિજનો સાથે રાજા પ્રવેશ કરે છે.)

રાજા—

અનુષ્ટુપ્.

ભાગતો મૃત્યુ પોતાનું, કયાં છે વિહગ તસ્કર !
પે'લી ચોરી કરી જેણે નિજ રક્ષકમંદિર—૧

કિરાતી—આ રહ્યો; આ રહ્યો; ચાંચમાં ભરાયેલી સાંકળીવાળા મણિથી જાણે આકાશમાં લીટીઓ પાડતો હોય તેમ ઉડતો ફરે છે.

રાજા—દીઠો; દીઠો.

ઉપજાતિ.

મણિ, પરોવેલ સુવર્ણસૂત્રે,
ગ્રહી મુખે ગોળ ઉડે સપાટે;
તે રંગરેખાથી અલાતચક્ર-
સમાં કુંડાળાં કરતો વિહંગ—૨

ત્યારે હવે શું કરવું ?

વિદૂષક—(પાસે આવી) અહીં દયા કરવાનું કંઈ કારણ નથી; અપરાધીને તો સજા કરવીજ જોઈએ.

રાજા—તમે ખરૂં કહ્યું. ધનુષ લાવો, ધનુષ.

† (ધનુષ ઝાલનારી યવની તે લેવા જાય છે.)

---

† યવની:—પૂર્વે રાજાઓ યવન જાતીની છોકરીઓને પોતાની સેવામાં રાખતા હતા. આ છોકરીઓ ગ્રીશીયન, બાકટ્રીયન કિંવા આયોનીયન હશે. ગ્રીસ વગેરે દેશની છોકરીઓ આપણા રાજાઓના દરબારમાં નોકર રહેતી હતી એવા દૃષ્ટાન્ત ઘણાં પુસ્તકોમાં જોવામાં આવે છે. આ ઉપરથી ગ્રીસ વગેરે દેશની સાથે પૂર્વથીજ આપણો સંબંધ હતો એમ જણાય છે.

રાજા—મિત્ર! પક્ષી દેખાતો નથી ને.

વિદૂષક—એ શિક્ષા કરવા યોગ્ય માંસાહારી આમ દક્ષિણ તરફ ગયો.

રાજા—(પાછું વાળી જોઇને) હા! હવે દીઠો.

અનુષ્ટુપ્.

[૨] પ્રભાથી પલ્લવો સોતા, મણિથી કરતો ખગ;
અશોક ગુચ્છના જેવો, દિશાનો અવતંસક—૩

યવની—મહારાજ આ લાવી આપનું ધનુષ, હાથના પટા સાથે.*

રાજા—હવે ધનુષને શું કરવું; બાણ વાગે તેનીય પેલી તરફ એ માંસાહારી જતો રહ્યો છે; કારણ કે:-

ગીતિ.

મંગળ ઘાડા ઘનના, વાદળ પાસે નિશા સમે જેમ;
શોભે શ્રેષ્ઠ મણિઆ, ખગથી દૂર લઈ જવાયલો તેમ—૪

(કંચુકીના સામું જોઇ) લાતવ્ય! કોટવાલને કહો કે સાંજે જ્યારે રે'ઠાણના ઝાડપર જઇ બેસે ત્યારે એ પક્ષીઓના ચોરની તપાસ કરે.

કંચુકી—જેવી મહારાજની આજ્ઞા.

વિદૂષક—આપ હવે નિરાંતે બેસો; એ રત્નનો ચોર કયાં જઈ આપના દંડમાંથી છુટવાનો છે?

રાજા—(વિદૂષકની સાથે બેસી.)

ગીતિ.

રત્ન જ છે તે માટે એ મણિ ઉપર નથી પ્રેમ મારો;
પણ એ સંગમનીયથી, સખે સમાગમ થયેલ છે મા'રો—૫

---

૨ પ્રભા ઇત્યાદિઃ પ્રભાથી, તેજથી, પલ્લવિત, પલ્લવ આવ્યાં હોય તેવો, મોટો દેખાતો આ મણિ જાણે એ દિશાનું કાનનું આભૂષણ હોય તેવો દેખાય છે.

* હાથનો પટો:-બાણ મારતાં હાથને પણછ વાગતી અટકે તેટલા માટે હાથે બાંધવાનો ચામડાનો પટો.

વિદૂષક—મહારાજ આપે હવે મને ખરેખરી સમજણ પાડી.

(પછી શરસહિત મણિ લઇ કંચુકી પ્રવેશ કરે છે.)

કંચુકી—જય જય મહારાજ!

ઈન્દ્રવજ્રા.

આ મારવા યોગ્ય બળે તમારે,
વિંધાયલો બાણતણે સપાટે;
આકાશથી રત્નની સાથ પક્ષી,
પડયો બીજા તંબુની પાસ આવી—૬

(સર્વે આશ્ચર્ય પામ્યા હોય એમ દર્શાવે છે.)

કંચુકી—પાણીથી ધોયો-હવે આ મણિ કોને આપું?

રાજા—કિરાતિ! એને દેવતામાં તપાવી શુદ્ધ કરી પેટીમાં મુક.

કિરાતી—જેવી મહારાજની આજ્ઞા.

(એમ કહી મણિ લઇ જાય છે.)

રાજા—લાતવ્ય! તને ખબર પડે છે કે આ બાણ કોનો હશે?

કંચુકી—કંઈ નામ લખેલું જણાય છે ખરૂં, પણ મા'રી આંખે અક્ષરો (બરોબર) બેસતા નથી.

રાજા—ત્યારે લાવો બાણ.

કંચુકી—તેમ કરે છે.

રાજા—(નામના અક્ષરો વાંચી પોતાને સંતાન હોય તેમ દર્શાવે છે.)

કંચુકી—(લાવ ત્યારે હું મારે કામે વળગું)

(એમ કહી જાય છે.)

વિદૂષક—આપ શા વિચારમાં પડયા?

રાજા—અરે સાંભળો એના મારનારના નામના અક્ષરો. (વાંચે છે.)

અનુષ્ટુપ્.

ઉર્વશીમાંહીં જન્મેલા, ઇલાના ધન્વિ પુત્રથી;
કુમાર આયુનો બાણ, લે શત્રુપ્રાણ જે હરી—૭

વિદૂષક—(સંતોષ પામી)ધન્ય ભાગ્ય! આપની વંશવૃદ્ધિ થઇ.

[3]રાજા—મિત્ર! એમ શી રીતે બને? નૈમિષેયસત્ર વિના બીજે કોઇ પ્રસંગે હું ઉર્વશીથી વિખુટો પડયો નથી; તેમ મેં એને ગર્ભ રહ્યો હોય એવું પણ જાણ્યું નથી. ત્યારે સંતાન ક્યાંથી? પરંતુ.

ગીતિ.

કાળી સ્તનદીંટડીઓ, લવલીદળશી ફીકી વદનકાન્તિ,
આંખો ભારે ભારે, તેવામાં લાગતી હતી એની. ૮

વિદૂષક—આપ દેવતાઈ સ્ત્રીઓમાં માનુષી સ્ત્રીઓના ધર્મ ધારતા નહીં; એમનાં ચરિત તો પ્રભાવથી ઢંકાયેલાં હોય છે.

રાજા—હશે ત્યારે; તમે કહો છો તેમ હશે; પરંતુ પુત્રનો જન્મ ગુપ્ત રાખવાનું એને શું કારણ?

વિદૂષક—દેવતાઓનાં ગુહ્ય કોણ કળી શકે તેમ છે.

(કંચુકી પ્રવેશ કરીને)

કંચુકી—જય જય મહારાજ! દેવ! ચ્યવન (ૠષિના) આશ્રમમાંથી કુમારને લઈ તાપસી આવી છે, તે આપને મળવા ઇચ્છે છે.

રાજા—બંનેને જલદી પ્રવેશ કરાવ.

કંચુકી—જેવી મહારાજની આજ્ઞા.

(એમ કહી બહાર જઈ હાથમાં ધનુપ ધરેલા કુમારની તથા તાપસીની સાથે પ્રવેશ કરે છે.)

---

3 ઉપરનો શ્લોક વાંચી રાજાને આશ્ચર્ય ઇત્પન્ન થાય છે કે હું ઉર્વશીનાથી નૈમિષેયસત્ર કર્યો ત્યાર વિના ક્યાંય વિખુટો પડયો નથી, તો એને પુત્ર ક્યાંથી થાય. નૈમિષારણ્ય એ ૠષિઓને તપ કરવાનું તથા યજ્ઞ કરવાનું પવિત્ર વન છે. પુરૂરવે આ વનમાં—નૈમિષેય સત્ર કર્યો હતો. મહાભારતપરથી જોતાં આ સત્ર (યજ્ઞ) બાર વર્ષ સૂધી ચાલ્યો હતો એવું વિલ્સન સાહેબનું કહેવું છે.

કંચુકી—બાઈ સાહેબ! આમ આમ!

(સર્વે પરિક્રમણ કરે છે.)

વિદૂષક—(જોઇને) આ એ પેલો ક્ષત્રિયકુમાર તો નહીં હોય કે જેનું નામ પેલા બાજને વિંધિ નાખનાર અડધા બાણ ઉપર કોતરેલું છે. એમજ છે. એ આપને બહુજ મળતે આવે છે.

રાજા—એમજ હશે; એથીજ.

વસંતતિલકા.

૪ આંસુ ભરાય નયને નિરખ્યાથી એને,
વાત્સલ્યભાવ ઉપજે મન મોદ પામે;
ધારી ધરાય નહિં ધીરજ અંગ કંપે,
આવે મને ઉમળકો જઇ ભેટવાને—૯

કંચુકી—આપ આમ ઉભાં રહો.

(તાપસી અને કુમાર ઉભાં રહે છે.)

રાજા—માડી, તમને પ્રણામ કરૂં છું.

તાપસી—મહાભાગ! ચંદ્રવંશની વૃદ્ધિ કરનાર થજે! (મનમાં) અહો! વગર કહયે આ રાજર્ષિનો આ'ની સાથેનો પિતાનો સંબંધ દેખાઇજ આવે છે.
(પ્રકાશ) બેટા! તા'રા વડીલને પ્રણામ કર.

---

૪ આંસુ ભરાય ઇત્યાદિઃ કુમારને જોઇ રાજાને વાત્સલ્ય પ્રેમ ઉપજે છે. એક લોહિનો સંબંધ વગર ઓળખાવ્યે જણાઈ આવે છે. જુવો શાકુન્તલમાં પણ ભરતને દેખી દુષ્યન્તરાજાને આ'વોજ ઉમળકો આવે છે.

"રાજા—ખરે, આ બાળકને જોઇ મારા કાળજામાં એના ઉપર પેટના દીકરા જેટલું વાહાલ કેમ ઉપજે છે વારૂ, ઈત્યાદિ. (ઝ. ઉ. યાજ્ઞિકનું ભાષાન્તર. પાનું ૧૩૯)

જુવો ઉત્તરરામચરિત. (મ. ન. નું ભાષાન્તર પાનું ૯૨) પોતાના પુત્ર લવને જોતાં રામ કહે છે કે 'ત્યારે આ'ને જોતાંજ મારૂં દુઃખ શમી જાય છે, ને મા'રા અંતરાત્મામાં કોઇ પણ કારણથી ઉમળકો ભરાઇ આવે છે. એ શું?' ઈત્યાદિ

**કુમાર**—(વચ્ચે ધનુષ રાખી હાથ જોડી રાજાને નમે છે.)

**રાજા**—જીવતો રહે.

**કુમાર**—(મનમાં)

ગીતિ.

[૫] ઉપજે આ'વી પ્રીતિ, સુણતાં એ મુજ પિતા, હું સુત એનો;
તો ગુરૂજનપર કેવો, પ્રેમ હશે હાથનાંઉછેરતણો!—૧૦

**રાજા**—ભગવતિ! આપ કેમ પધાર્યાં?

**તાપસી**—સાંભળો મહારાજ! આ ચિરંજીવી આયુ જન્મ્યો ત્યારથીજ ઉર્વશીએ કંઇ કારણથી એને મને સોંપ્યો હતો. ક્ષત્રિયબાળકને કરવાના જાતકર્મ વગેરે સર્વે સંસ્કારો ભગવાન્ ચ્યવને એને કર્યા છે, તથા વિદ્યા ભણાવ્યા પછી એને ધનુર્વેદ પણ શિખવ્યો છે.

**રાજા**—(વિદ્યાથી) સનાથ થયો; (ભલે)

**તાપસી**—આજ પુષ્પ સમિધ લેવા રૂષિકુમારો સાથે એ ગયો હતો, ત્યાં એણે આશ્રમધર્મની વિરૂદ્ધ આચરણ કર્યું.

**વિદૂષક**—(ઉતાવળો ઉતાવળો) શું વારૂ?

---

૫. **તાપસીએ** કહ્યું કે 'બેટા તારા વડીલને પ્રણામ કર' અને રાજાએ કહ્યું 'જીવતો રહે' એ ઉપરથી કુમાર સમજ્યો કે રાજા મારો પિતા છે. સમજણ પડતાં એના મનમાં પોતાના પિતાપર પ્રીતિ ઉત્પન્ન થાય છે અને કહે છે કે, માત્ર 'આ મારા પિતા છે' એવું સાંભળતાં જ્યારે મને આવી પ્રીતિ ઉપજે છે તો ખોળામાં રહી ઉછરેલાં છોકરાંને પોતાનાં માબાપપર કેવો પ્રેમ ઉપજતો હશે? કુમાર પોતે બહાર ઋષિના આશ્રમમાં ઉછરેલો હોવાથી આમ બોલે છે. આ'વીજ જાતનો ભાવ **શાકુન્તલમાં** કવિએ મુકેલો છે. જુવો ભાષાન્તર પાનું ૧૪૨.

"જો આ પરાયા કુલનો પ્રરોહ,
મને અડયો તત્ક્ષણ માત્ર ગાત્રે;
આનંદ વ્યાપ્યો દિલ રોમ રોમે,
ન જાણતાં કોણ કુમાર જાતે.
તો જે પિતાને ઉછર્યો છ ખોળે,
તેના હૃદેમાં સુખની શી સીમા;"

તાપસી—માંસ લઈ બાજ ઝાડની ટોકે બેસતો હતો એવામાં એણે તાકીને એને બાણ માર્યો.

વિદૂષક—(રાજાના સામું જુવે છે.)

રાજા—પછી?

તાપસી—જ્યારે ભગવાન્ ચ્યવનને આ વાતની ખબર પડી ત્યારે એમણે મને આજ્ઞા આપી કે 'આ તા'રી થાંપણ હવે પાછી સોંપી આવ.' (આટલા) માટે દેવી ઉર્વશીને હું મળવા ધારૂંછું.

રાજા—ત્યારે આપ (આ) આસન ઉપર બેસો.

તાપસી—(આણી આપેલા આસન ઉપર બેસે છે.)

રાજા—કંચુકી! ઉર્વશીને બોલાવો.

કંચુકી—જેવી મહારાજની આજ્ઞા.

(એમ કહી જાય છે.)

રાજા—(કુમારને જોઇ) દિકરા, આવ, આવ!

ગીતિ.

૬ 'સ્પર્શી પુત્રનો અંગો, ઠારે છે' તેથી આવી મુજ પાસ;
દે આનંદ મને તું, ચંદ્રકિરણુ ચંદ્રકાન્તને જેમ—૧૧

તાપસી—બેટા! તા'રા પિતાને આનંદ આપ.

કુમાર—(રાજા પાસે જઇ પગે લાગે છે.)

---

૬ સ્પર્શી પુત્રનો ઈઃ-પુત્રનાં અંગનો સ્પર્શ થતાં માબાપનાં અંગને વિશેષ શાન્તિ વળે છે એ સ્વાભાવિકજ છે. જેમ ચંદ્રકિરણુ અટકતાં ચંદ્રકાન્તમણિ દ્રવિત થાય છે અને પાણીનાં ઝરણુ તેમાંથી વહેવા લાગે છે, તેમ પુત્રનો સ્પર્શ થતાં માબાપનાં અંગ શીતલ થાય છે. (જુવો ઉત્તરરામચરિત ભાષાન્તર પાનું ૯૩)

દોહરી.

'ખીલ્યું કઠોર કમલ દીસતું લગાર,
ચીકણું, પીન ગર્ભપત્ર સુકુમાર;
તે સમ અંગ તુજ અટકતાં મમાંગે,
ચંદન શીતલ, ચંદ્રકિરણ મોહ વ્યાપે'

†રાજા—(કુમારને ભેટી બાજઠપર બેસાડી) આયુ! આ તા'રા પિતાના પ્રિય મિત્ર બ્રાહ્મણને બીન્યા વગર કરારે નમસ્કાર કર.

વિદૂષક—"બીન્યા વગર" એમ કહેવાનું શું કારણ? આશ્રમમાંરહેતાં એણે વાંદર દીઠા તો હશે.

કુમાર—(હસતો હસતો) કાકાજી નમસ્કાર.

વિદૂષક—તારૂં કલ્યાણ થાવ.

(પછી ઉર્વશી તથા કંચુકી પ્રવેશ કરે છે.)

કંચુકી—મહારાણિ! આમ, આમ.

ઉર્વશી—(કુમારને નિરખી) હાથમાં ધનુષ્ લઇ બાજઠપર બેઠેલો તથા જેની બાબરી મહારાજ (મોંપરથી) આઘી ખસેડે છે એવો આ કોણ હશે? (તાપસીને જોઇ) અહો! આ તો સત્યવતીનાથી ઓળખાઇ આવતો મા'રો લાડકો આયુ; આવડો મોટો થઇ ગયો!

(પરિક્રમણ કરે છે.)

રાજા—(ઉર્વશીને જોઇ.)

અનુષ્ટુપ્.

૭ સ્નેહથી ચઢતાં પાનો, ભીંજાતી ચોળી પે'રીને;
જનેતા તા'રી આ આવી, અધીરી નિર્ખવા તને—૧૨

---

†રાજાનો આમ કહેવાનો અર્થ એવો છે કે વિદૂષકની વાનર જેવી આકૃતિ જોઈ કુમાર કદાપિ નાનો હોવાથી તેને વાનર જાણી ભય પામે. આ અર્થ વિદૂષક પોતાનાં વચનથી સ્પષ્ટ કરે છે કે એણે વનમાં વાનરો જોયા હશે એટલે પરિચિત હોવાથી બીએ શાનો.

૭ જનેતા ઇત્યાદિઃ-વિખુટી રહેલી માતાઓને પોતાનાં સંતાનને દેખતાં કિંવા સંભારતાં પાનો ચઢી આવે છે, અર્થાત્ સ્તનમાં દૂધ ભરાઈ આવે છે. આ વાત્સલ્ય સ્નેહનું પરિણામ છે. જુવો આવોજ ભાવ ભવભૂતિએ પુત્રોનું સ્મરણ થતાં સીતાના સંબંધમાં મુકયો છે.

"સીતા-ભગવતિ! તમસે! આ એ બાલકોના સ્મરણથી મારાં સ્તનમાં પાનો ઉભરાઈ જાય છે તેથી, તથા એમના પિતા મા'રી પાસે ઉભેલા છે તેથી એક ક્ષણવાર હું સંસાર સુખમાં મહાલી રહી છું. (ઉત્તરરામચરિત ભાષાન્તર પા. ૪૬. મ. ન.)

તાપસી—બેટા આવ, આવ; તા'રી માના સામો જા.

કુમાર—(ઉર્વશીના સામો દોડે છે.)

ઉર્વશી—માડિ! તમારે પગે પડું છું.

તાપસી—બેટા! તા'રા ભર્તાની માનીતી થજે.

કુમાર—માડિ! હું તને પ્રણામ કરૂં છું.

ઉર્વશી—(કુમારનું મુખ ઉચું કરી છાતી સરસો ચાંપી) દિકરા! તા'રા પિતાનો કહ્યાગરો થજે. (રાજા પાસે જઇ) જયજય મહારાજ!

રાજા—પધારો પુત્રવતિ! અહિં બિરાજો. (અડધું આસન આપે છે.)

ઉર્વશી—(બેસે છે.)

(સર્વે પોતપોતાને ઠેકાણે બેસે છે.)

[૮]તાપસી—વિદ્યાભણી ઉતરેલો આ આયુ હવે કવચ પેહેરવા જેવડો થયો છે, માટે આ મા'રે હસ્તક સોંપેલી થાંપણ હું મહારાજની સમક્ષ તને પાછી સોંપું છું. હવે હું જવાની રજા લઉ છું, મારૂં આશ્રમનું કામ અટકી રહ્યું હશે.

---

૮ વિદ્યાભણી ઈત્યાદિઃ—આ વાક્ય ઉપરથી જણાય છે કે ઉર્વશીનો કુમાર આયુ કવચ પહેરવા યોગ્ય એટલે બાર વર્ષનો થયેલો છે. આ કુમાર બાર વર્ષનો કેવી રીતે થયો, અને બાર વર્ષ કયા પ્રસંગે વીત્યાં તે સમજાતું નથી. નાટકના અંકોમાંના પ્રસંગો જોતાં વચ્ચે બાર વર્ષનો અંતરાય પડેલો કોઇ પણ ઠેકાણે જણાતો નથી. આગળ (૩) ટીકામાં જણાવ્યું છે કે જ્યારે નૈમિષેય સત્ર કર્યો ત્યારે બાર વર્ષ સુધી રાજા ઉર્વશીનાથી વિખુટો પડયો હતો. પરંતુ આ સત્ર કયારે કર્યો તે સમજાતું નથી.

ઉર્વશીની સાથે પરણ્યા પછી અને ગંધમાદનપર વિહાર કરવા જતા પહેલાં રાજા સત્રમાં ગયો હોય એમ ધારીએ તો તે સંભવિત નથી; અને તેનું આ કારણ છે. ત્રીજા અંકમાં ઉર્વશીને રાજાની પાસે મુકી જતાં ચિત્રલેખા કહે છે કે 'વસંતઋતુ ઉતરતાં ઉનાળામાં મારે સૂર્યની ઉપાસના કરવા જવાનું છે, માટે તમે ઉર્વશીને સ્વર્ગ ન સાંભરી આવે તેમ કરજો.' આ ઉપરથી ઉર્વશી રાજાની સાથે કાંતો વસંત પહેલાં કે વસંત રૂતુમાં રહી હશે. હવે ચોથા અંકની શરૂઆતમાં પાછી ચિત્રલેખા કહે છે કે 'અપ્સરાઓના વારા પ્રમાણે મારે સૂર્યનું ઉપસ્થાન કરવા જવાનું છે. ઉર્વશીને માટે મને ચિંતા થયા કરતી હતી તેથી મેં પ્રણિધાનથી જોયું તો અહિત થયેલું માલમ પડયું, અર્થાત્ ઉર્વશી લતા રૂપે

ઉર્વશી—ઘણે દહાડે આર્યાને મળવાથી મને (આજ) ઘણીજ શાન્તિ વળી; તમને જાવ કહેતાં મા'રી જીભ ઉપડતી નથી; તેમ તમને રોકી રાખવાં એ પણ ઠીક લાગતું નથી. ત્યારે આર્યા સિધાવો; પુનઃ દર્શન આપશો.

રાજા—ભગવાન્ ચ્યવનને મારા પ્રણામ કહેજો.

તાપસી—બહું સારૂં.

કુમાર—માડી જો તમે ખરેખર પાછાં આવવાનાં હો તો મને આશ્રમમાં તેડી જજો.

*રાજા—બાપુ! તું પેહેલા આશ્રમમાં તો રહી ચુકયો છું; હવે તો બીજા આશ્રમમાં તા'રે રહેવાનો સમય થયો છે.

---

થઈ ગયેલી જણાઇ, આ ઉપરથી જણાય છે કે **ચિત્રલેખા** હજી સૂર્યનું ઉપસ્થાન કરવા ગઈ નથી, એટલે ત્રીજા અંકમાં ઉર્વશી રાજા સાથે રહી અને વનમાં લતા થઈ ગઇ, તેની વચ્ચે બાર વર્ષ જવાનો સંભવ નથી.

લતાની ઉર્વશી થયા પછી રાજા તરત પોતાના નગરમાં આવે છે તે પ્રસંગની અને પાંચમા અંકમાં પ્રયાગમાં સ્નાન કરવા જાય છે તેની વચ્ચે પણ બાર વર્ષ વીતે એમ જણાતું નથી. કારણ કે વિદૂષકનાં 'ઘણેકાળે વયસ્ય ગંધમાદનમાં વિહાર કરી પાછા આવ્યા અને હવે રાજ્ય કરે છે' ઈત્યાદી વચનોથી જણાય છે કે રાજા પાછો આવી રાજ્ય ચલાવવા લાગ્યો અને પછી પહેલ વહેલો તેહેવારનો દિવસ આવ્યો ત્યારે રાણીઓ સાથે સ્નાન કરવા ગયો હશે.

ઉર્વશીને **ગંધમાદનમાં** એકલી મુકીને રાજા બાર વર્ષ સુધી સત્ર કરવા જાય એમ પણ બને નહિં. તેમજ ઉર્વશી લતા થઇ ગઇ ત્યાર પછી યજ્ઞ આરંભે અને પુનઃ ઉર્વશીને લતા રૂપે ભેટે એમ પણ સંભવે નહી. આ પ્રમાણે નાટકના પ્રસંગો જોતાં આ બાર વર્ષ કયારે વીત્યાં તેનું સમાધાન આપી શકાતું નથી.

નાટકની રચનાઓમાં ઘણી વખતે લાંબા કાળના પ્રસંગો તરતને તરતજ નજર આગળ લાવવામાં આવે છે; પરંતુ આ તેવો પ્રસંગ નથી, એટલે એનું કંઈ પણ સૂચન નાટકમાં થવું જોઇએ. પાંચમા અંકમાં રાજાને ઉર્વશીના પુત્રનું દર્શન કરાવવા, **આયુની** રાજ્યાભિષેકને યોગ્ય ઉમ્મર જણાવવા, તથા ચ્યવન રૂષિએ કુમારને તેના પિતા પાસે મુકી આવવાની શા માટે આજ્ઞા કરી તે વગેરે પ્રસંગોની અનુકૂળતાને માટે, તથા મિ. વૈદ્ય કહે છે તેમ આખા વૃત્તાંતને સત્યનો ભાસ આપવા માટે કવિએ આ બાર વર્ષ કયાં ગયાં તેનું સૂચન નકરતાં અહિં આ'વો પ્રસંગ મુકયો હશે; અને તેમ હોય એમાં નવાઈ નથી; કારણકે निरंकुशा हि कवयः.

* પહેલો આશ્રમ—બ્રહ્મચર્યાશ્રમ; પછી બીજો ગૃહસ્થાશ્રમ.

તાપસી—બેટા તા'રા પિતાનું વચન રાખ.

કુમાર—ત્યારે તો—

ગીતિ.

[૯]જે સુતો મુજ ખોળે, પીછાં પંપાળવાથી સુખ પામી;
તે મુજ, કળાભરાતાં, મોકલજે મણિકંઠ મોર માડિ!—૧૩

તાપસી—(હસતી) ભલે એમ કરીશ. સ્વસ્તિ તમો સર્વેને.

(એમ કહી જાય છે.)

રાજા—કલ્યાણિ!

અનુષ્ટુપ્.

[૧૦]આજ છું હું પનોતામાં, પનોતો તુજ પુત્રથી;
પૌલોમીનાથી જન્મેલા, ઈન્દ્ર જેમ, જયન્તથી. ૧૪

ઉર્વશી—(સંભારી રડે છે.)

વિદૂષક—અરે! કેમ આમ રાણીએ એકાએક આંસુ ઢાળવા માંડ્યાં?

રાજા—(ગભરાતો)

વસંતતિલકા

પામી કુમાર, ફરીથી તુજને મળ્યો હું,
તે હર્ષને સમય સુન્દરિ! શે રડે તું;
ધાડા ઉંચા સ્તનની ઉપર આંસુડાંની,
ધારા કરે તું શિદ મોતનમાળ જેવી?—૧૫

(એનાં આંસુ લુછે છે.)

---

૯ જે સુતો ઈત્યાદિ-આવો બાલ્ય ભાવ શાકુન્તલમાં પણ છે. (જુઓ ભાષાન્તર પાનું ૧૪૦. ઝ૦ ઉ૦ યાજ્ઞિક) 'જા મારી કોટડીમાં જઇ રૂષિના છોકરા માર્કંડેયનો પચરંગી માટીનો મોર છે તે આને આણી આપ.'

૧૦ પૌલોમી-ઈન્દ્રાણી. એવું કહેવામાં આવે છે કે ઈન્દ્રાણી પુલોમન્ નામના દૈત્યની પુત્રી હતી. ઇન્દ્રે દૈત્યને મારી તેની પુત્રીને પોતાની પટરાણી કરી. ઇન્દ્રાણી ગાદીની સ્ત્રી છે. જેટલા ઈન્દ્ર થાય તેટલાની એ સ્ત્રી થાય છે. આ વિષેની કથાને માટે જુઓ વાલ્મિકિરામાયણ. ઉત્તરકાણ્ડ. અધ્યાય ૨૮મો.

ઉર્વશી—સાંભળો મહારાજ! પહેલાં કુમારને દેખતાં હું વિસરી ગઇ; હમણાં મહેન્દ્રનું નામ સાંભળી મા'રી (શાપના અવધિની) સરત (યાદ આવતાં) મા'રૂ અંતર અકળાઇ જાય છે.

રાજા—શી સરત ?

ઉર્વશી—મહારાજે મા'રૂં હૃદય હરી લીધું ત્યારે પેહેલાં મહેન્દ્રે મને આજ્ઞા કરી હતી કે:—

રાજા—શી ?

ઉર્વશી—'જ્યારે એ મા'રા પ્રિયમિત્ર રાજર્ષિ તા'રે પેટે થયેલા વંશજનું મુખ જુવે ત્યારે તા'રે ફરીથી મા'રી પાસે પાછું આવવું.' આટલા માટે મહારાજના વિયોગની બીકથી એ જન્મ્યો કે તરતજ વિદ્યા શિખવવાને મિષે હું ભગવાન્ ચ્યવનના આશ્રમમાં એને આર્યા સત્યવતીને છાનો માનો સોંપી આવી; આજ હવે એ એના પિતાની સેવા કરે એવડો થયો છે એમ ધારી એમણે મા'રા દીર્ઘાયુને પાછો આણ્યો. હવે મા'રો મહારાજની સાથે આટલોજ સહવાસ.

(સર્વે દિલગીર થાય છે.)

રાજા—(નિસાસો નાંખી) હા! જ્યાં હોય ત્યાં નસીબ બે ડગલાં આગળનું આગળ.

વસંતતિલકા.

[૨૧]આજે ઠર્યો હું અતિશે મળતાં કુમાર,
ત્યારે થશે તુજ કૃશોદરિ! આ વિયોગ;
જાણે પડે, બહુ તપ્યા પછી, વૃષ્ટિનાથી-
તૃપ્તિ થતાં, તરૂની ઉપર વિદ્યુતાગ્નિ—૧૯

૨૧ આજે ઠર્યો ઈ૦ આજે કુમાર મળતાં હું અત્યંત ઠર્યો એ એક સુખ મળ્યું, ત્યારે તારો વિયોગ આવી પડયો એ મોટું કષ્ટ આવી પડયું; તે જાણે ઉનાળામાં અત્યંત તપ્યા પછી વૃષ્ટિથી ઠંડા થયેલા વૃક્ષના ઉપર વિજળી પડે તેવું મને કષ્ટ દાતા થાય છે.

વિદૂષક—દુઃખીઆરૂં સુખ તે આનું નામજ કહેવાય; હું ધારૂં છું કે હવે તો આપ વલ્કલ ધારણ કરી તપોવનમાં જાવ તો ઠીક.

ઉર્વશી—ભણ્યો ગણ્યો પુત્ર મળતાં, આજે. સ્વર્ગમાં જવાથી મહારાજ મને અભાગિણીને પણ ગરજમતલબીયણ ગણશે.

રાજા—એમ શું બોલો છો?

માલિની.

વિરહ સહજ થાયે છે પરાધીનતાથી,
મન ગમતું ન થાયે, માન આજ્ઞા પ્રભુની;
હું પણ કુંવર તા'રા આયુને સોંપી રાજ,
કરીશ મૃગ ભરેલાં, કાનનોમાં નિવાસ. ૧૭

કુમાર—ધોરીએ વહેલી ધુરાએ વાછડાને પિતાજીએ ન જોડવો જોઇએ.

રાજા—અરે બાપુ!

હરિણી.

[૧૨]અવર ગજને પાછા પાડે, સુગંધકરી ખરો,
ભુજગશિશુનો ઝાઝો હોયે, પ્રસારજ ઝેરનો.
નૃપસુત હશે નાનો તોયે, પ્રજા ભલી પાળશે,
નહીં વયથકી, જાતીથીએ, સ્વકાર્ય કરી શકે.–૧૮

---

૧૨ અવરગજને ઇઃ–ખરો (સુ)ગંધકરી, ગંધહસ્તી, (હાથીની જાત) જોકે નાનો હોય છે તોપણ બીજા હાથીઓને હઠાવે છે. તેમ સાપ નાનો હોય તો પણ તેનું ઝેર ઘણું પ્રસરી રહે છે. અર્થાત્ ઘણું ઉગ્ર થાય છે. રાજાનો કુમાર નાનો હોય તોપણ પોતાનું રાજ્ય પાળવા માટે સમર્થ હોય છે; કારણ કે એ પોતાની જાતિ (ક્ષત્રિય જાતિ)થી પોતાના કાર્યનો ભાર સે'વા માટે સમર્થ છે; એનો આધાર વયના ઉપર નથી. જુવો રઘુવંશ 'तेजसां हि न वयः समीक्ष्यते.' વળી અશ્વઘોષના બુદ્ધચરિતમાં પણ.

'तस्मात्प्रमाणं न वयो न कालः ।
कश्चित्क्वचिच्छ्रैष्ठ्यमुपैति लोके ॥'

લાતવ્ય! મા'રી આજ્ઞાથી પ્રધાનમંડળને કહો કે આયુના રાજ્યાભિષેકની તૈયારી કરે.

કંચુકી—જેવી મહારાજની આજ્ઞા.

(એમ કહી દુ:ખિત થઇ જાય છે.)

(સર્વે આંખો અંજાઇ જતી હોય એમ દર્શાવે છે.)

રાજા—(આકાશે જોઇ) આકાશમાં વાદળ દેખાતું નથી છતાં વિજળીનો ઝબકારો શો?

*ઉર્વશી—(જોઇને) અહો! ભગવાન્ નારદ!

રાજા—અહો! ભગવાન્ નારદ! આતો જાણે-

મૃદંગછંદ.

૧૩ ગોરોચનાની ગુટીકા સરખી પીળી જટા,
યજ્ઞોપવીત શશિકેરી કળા શું શુભ્ર આ;
સેરોથી મોતીતણી ભૂષિત કાન્તિ ધારતા,
હેમપ્રરોહ, ગતિમાન્ સુરકલ્પવૃક્ષશા—૧૯

એમને માટે અર્ઘ્ય લાવો.

---

*અહિં અદ્‌ભૂતાર્થ દર્શાવવાથી ઉપગૂહન નામનું સંધિ અંગ થાયછે.

૧૩ ગોરોચના ઇ:—આ શ્લોકમાં નારદનું વર્ણન કરેલું છે. નારદ એ બ્રહ્માના દશ માનસિક પુત્રોમાંના એક છે. એમનું કામ સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં અને મૃત્યુ લોકમાંથી સ્વર્ગમાં ખબર લઇ જવાનું છે. એમને ટંટો કરાવવો ઘણો ગમે છે, માટે એમને કલહપ્રિય પણ કહેવામાં આવે છે. વીણાનો પ્રથમ શોધ કરનાર એ ગણાય છે. હાથમાં વીણા લઇ નિરંતર વિષ્ણુની ભક્તિ કરતા એ બ્રહ્માંડમાં ફર્યા કરે છે. નારદ સ્મૃતિના તેઓ કર્તા છે. એમની કથા બૃહન્નારદીય પુરાણમાં તથા ભાગવતમાં આપેલી છે.

ગોરોચના; ગોરૂ ચંદન, તેના પાસલાના સરખી જટા. યજ્ઞોપવીત-જનોઇ. હેમપ્રરોહઇ:-સોનાની ડાખળીઓવાળા ચાલતા કલ્પવૃક્ષના જેવા.

માઘકાવ્યના આરંભમાં કવિએ કરેલું નારદનું વર્ણન આવુંજ છે. જુવો.

श्रियः पतिः श्रीमति शासितुं जगत् । जगन्निवासो वसुदेवसद्मनि,
वसन्ददर्शावतरंतमंबरात् हिरण्यगर्भांगभुवं मुनिं हरिः १
गतं तिरश्चीनमनूरुसारथेः प्रसिद्धमुर्ध्वज्वलनं हविर्भुजः
पतत्यधोधाम विसारि सर्वतः किमेतदित्याकुलमीक्षितं जनैः २
चयस्त्विषामित्यवधारितं पुरा ततः शरीरीति विभावितकृतिम्
विभुर्विभक्तावयवं पुमानिति क्रमादमुं नारद इत्यबोधि सः ३

ઉર્વશી—(કહેવા પ્રમાણે લાવીને) આ લાવી ભગવાનની પૂજા સામગ્રી.

(પછી નારદ પ્રવેશ કરે છે.)

નારદ— જયજય મધ્યમલોકના પાળનાર!

રાજા—(ઉર્વશીના હાથમાંથી અર્ધ્ય લઇ અર્પણ કરી) ભગવન્! અભિવંદન કરૂં છું.

ઉર્વશી—ભગવન્! પ્રણામ કરૂં છું.

*નારદ—તમારૂં જોડું સર્વદા અખંડ રહેજો.

રાજા—(મનમાં) શું એમ થશે! (પ્રકાશ. કુમારને સરસો લઇ) બેટા! ભગવાનને પગે લાગ.

કુમાર—ભગવન્! આ ઉર્વશીનો કુમાર આયુ આપને પ્રણામ કરે છે.

નારદ—કુશળો રહેજે.

રાજા—આ દર્ભાસનપર બીરાજો.

નારદ—(તે પ્રમાણે બેસે છે) (સર્વે નારદના બેઠા પછી બેસે છે.)

નારદ—રાજન્ મહેન્દ્રનો સંદેશો સાંભળો.

રાજા—તત્પરજ છું.

નારદ—પ્રભાવથી (સર્વ) જાણનાર ઇન્દ્ર તમારો વનમાં જવાનો વિચાર જાણી તમને આજ્ઞા (?) કરે છે કે:—

રાજા—શી આજ્ઞા?

નારદ—ત્રિકાળદર્શિ મુનિઓએ ભવિષ્ય ભાખ્યું છે કે દેવ અને દૈત્યનું યુદ્ધ થશે; તમે યુદ્ધમાં અમારી સહાય કરનાર છો, એટલા માટે તમારે તમારાં શસ્ત્ર હમણાં વેગળાં મુકવાં નહીં. આ ઉર્વશી તમે જીવો ત્યાં સુધી તમારી સહધર્મચારિણી થઈ રહેશે.

---

* આ વાક્યોથી ઉર્વશી અને રાજાના નિરંતર સમાગમથી કાર્યસિદ્ધિ થતાં કાર્ય નામની પાંચમી અર્થ-પ્રકૃતિ અહિં થાય છે અને સમગ્ર ફળની પ્રાપ્તિ થવાથી ફલાગમ નામની પાંચમી અવસ્થાનું સૂચન થાય છે.

*ઉર્વશી—(આડું જોઇ) અહો! મા'રા હૃદયનો કાંટો તો જાણે ઉખાડીજ નાંખ્યો.

રાજા—હું દેવેશ્વરને આધીનજ છું.

નારદ—એમજ ઘટે.

અનુષ્ટુપ.

[14]અગ્નિને સૂર્ય પોષે છે, તેજથી અગ્નિ સૂર્યને.
તા'રૂં કાર્ય કરે ઈન્દ્ર, તું ઈષ્ટ ઈન્દ્રનું કરે.—૨૦

(આકાશે જોઇને) રંભા! મહેન્દ્રે પોતે તૈયાર કરાવેલી કુમાર આયુની અભિષેકસામગ્રી લાવ.

(ઉપર કહ્યા પ્રમાણે સામગ્રી હાથમાં લઈ અપ્સરાઓ પ્રવેશ કરે છે.)

અપ્સરાઓ—ભગવન્! આ અભિષેક સામગ્રી.

નારદ—આયુષ્માનને ભદ્રાસનપર બેસાડો.†

રંભા—વત્સ આમ આવ. (કુમારને બેસાડે છે.)

---

*અહિં ઉર્વશીના દુઃખનો નાશ થવાથી સમય નામનું સંધિઅંગ થાય છે. આની પછીના રાજાના 'હું દેવેશ્વરને આધીન છું,' એ વાકયથી ઈષ્ટાર્થ સિદ્ધિ ગમ્યમાન થતાં આનંદ નામનું સંધિઅંગ થાય છે.

૧૪ આપણા પુરાણોમાં એવું લખેલું છે કે દિવસે અગ્નિનું તેજ સૂર્યમાં પ્રવેશ કરે છે અને રાત્રીએ પાછું સૂર્યનું તેજ અગ્નિમાં પ્રવેશ કરે છે.

'आदित्यो वा अस्तं यन्नग्निम् अनुप्रविशति
अग्निं वा सायं आदित्यः प्रविशति:'

ઇત્યાદિ શ્રુતિવચનો પણ પ્રસિદ્ધ છે.
જુવો આજ જાતનો ભાવ. રઘુવંશ સર્ગ ચોથો.

'स राज्यं गुरुणा दत्तं प्रतिपद्याधिकं बभौ ।
दिनान्ते निहितं तेजः सवित्रेव हुताशनः ॥'

† ભદ્રાસન અથવા ભદ્રપીઠ-સોનાનો બાજઠ. દેવીપુરાણમાં ભદ્રપીઠની વ્યાખ્યા આ પ્રમાણે આપેલી છે.

'हैमं च राजतं ताम्रं क्षीरवृक्षमयं च वा ।
भद्रासनं प्रकर्तव्यं सार्धहस्तसमुच्छ्रितं ॥
सपादहस्तमानं च राज्ञो माण्डलिकान्तरात'

**નારદ**—(કુમારના મસ્તકપર કળશ નમાવી) રંભા ! બાકીનો આચાર તું પૂર્ણ કર.

**રંભા**—(કહ્યા પ્રમાણે કરી) વત્સ ! ભગવાનને તથા તા'રાં માતા પિતાને પગે લાગ.

**કુમાર**—(અનુક્રમે પ્રણામ કરે છે.)

**નારદ**—તા'રૂં કલ્યાણ થાવ.

**રાજા**—કુળનો ધુરંધર થજે.

**ઉર્વશી**—તા'રા પિતાનો કહ્યાગરો થજે.

(નેપથ્યે વૈતાલિકો.)

**પ્રથમ**—યુવરાજનો જય થાવ.

**મૃદંગછંદ.**

બ્રહ્માથકી અમર અત્રિ, શશાંક અત્રિથી,
ને ચંદ્રમાંથી બુધ, આ નૃપ જેમ તે થકી;
તું તેમ લોકપ્રિય, થા, ગુણથી પિતા સમો,
તું શ્રેષ્ઠ વંશમહિં છે ફળી સર્વ આશિષો—૨૧

**બીજો**—

**માલિની.**

અધિક દૃઢ બધાથી ઉચ્ચ તા'રા પિતામાં,
૧૫ અચળ ધિરજવાળા તુંવિષે ભાગ થાતાં;
અધિક અધિક શોભે રાજલક્ષ્મી રૂડી આ,
હિમગિરિ જલધિમાં પો'ચતી જેમ ગંગા—૨૨

---

૧૫ અધિકદૃઢ ઈ૦ અધિકદૃઢ તથા બધાથી ઉચ્ચ, શ્રેષ્ટમાં શ્રેષ્ટ, તારા પિતાની પાસેથી, અચળ ધીરજવાળો તું તેનાવિષે આવીને આશ્રય લેતી આ રાજલક્ષ્મી, અત્યંત દૃઢ અને ઉંચા પર્વતોમાં શ્રેષ્ટ હિમાલયમાંથી ઉતરી અચળ ધૈર્યવાળા, મર્યાદાનુ ઉલ્લંઘન નહીં કરનાર, ગંભીર, સાગરમાં આશ્રય લેતી ગંગાના જેવી [illegible] છે. અહીં રાજાનું હિમાલય સાથે, કુમારનું સમુદ્ર સાથે અને લક્ષ્મીનું [illegible]ગે સરખાપણું બતાવેલું છે.

*ઉર્વશી—(આડું જોઇ) અહો! મા'રા હૃદયનો કાંટો તો જાણે ઉખાડીજ નાંખ્યો.

રાજા—હું દેવેશ્વરને આધીનજ છું.

નારદ—એમજ ઘટે.

અનુષ્ટુપ.

[14]અગ્નિને સૂર્ય પોષે છે, તેજથી અગ્નિ સૂર્યને.
તા'રૂં કાર્ય કરે ઇન્દ્ર, તું ઇષ્ટ ઇન્દ્રનું કરે.—૨૦

(આકાશે જોઇને) રંભા! મહેન્દ્રે પોતે તૈયાર કરાવેલી કુમાર આયુની અભિષેકસામગ્રી લાવ.

(ઉપર કહ્યા પ્રમાણે સામગ્રી હાથમાં લઇ અપ્સરાઓ પ્રવેશ કરે છે.)

અપ્સરાઓ—ભગવન્! આ અભિષેક સામગ્રી.

નારદ—આયુષ્માનને ભદ્રાસનપર બેસાડો.†

રંભા—વત્સ આમ આવ. (કુમારને બેસાડે છે.)

---

*અહિં ઉર્વશીના દુઃખનો નાશ થવાથી **સમય** નામનું **સંધિઅંગ** થાય છે. આની પછીના રાજાના 'હું દેવેશ્વરને આધીન છું,' એ વાક્યથી ઇષ્ટાર્થ સિદ્ધિ ગમ્યમાન થતાં **આનંદ** નામનું **સંધિઅંગ** થાય છે.

૧૪ આપણા પુરાણોમાં એવું લખેલું છે કે દિવસે અગ્નિનું તેજ સૂર્યમાં પ્રવેશ કરે છે અને રાત્રીએ પાછું સૂર્યનું તેજ અગ્નિમાં પ્રવેશ કરે છે.

'आदित्यो वा अस्तं यन्नग्निम् अनुप्रविशति
अग्निं वा सायं आदित्यः प्रविशतिः'

ઇત્યાદિ **શ્રુતિવચનો** પણ પ્રસિદ્ધ છે.

જુવો આજ જાતનો ભાવ. **રઘુવંશ** સર્ગ ચોથો.

'स राज्यं गुरुणा दत्तं प्रतिपद्याधिकं बभौ ।
दिनान्ते निहितं तेजः सवित्रेव हुताशनः ॥'

† **ભદ્રાસન** અથવા ભદ્રપીઠ-સોનાનો બાજઠ. **દેવીપુરાણમાં** ભદ્રપીઠની વ્યાખ્યા આ પ્રમાણે આપેલી છે.

'हैमं च राजतं ताम्रं क्षीरवृक्षमयं च वा ।
भद्रासनं प्रकर्तव्यं सार्धहस्तसमुच्छ्रितं ॥
सपादहस्तमानं च राज्ञो माण्डलिकान्तरात्'

**રાજા**—આપની એનાપર આ'વી કૃપા છે તો એ યોગ્ય કેમ ન થાય.

**નારદ**—તમારૂં ઇન્દ્ર આથી શું વધારે પ્રિય કરે.

**રાજા**—જો મા'રાપર ઇન્દ્ર પ્રસન્ન છે તો પછી એથી વધારે મારી શી ઇચ્છા હોય. તોપણ આટલું તો થજો.

[17] (ભરતવાક્ય.)

અનુષ્ટુપ.

લક્ષ્મી, વિદ્યા, ન રે' સાથે, અદેખી એકમેકની;
સંતોના શ્રેયને અર્થે, એ બે રે'જો હળી મળી-૨૪

(એમ કહી સર્વ જાય છે.)

**इति पंचमोङ्कः समाप्तः**

---

દેવોથી જ્યારે **તારકાસુરને** નજીતાયો ત્યારે તેમણે આ કાર્તિકેયને પોતાના સેનાપતિ નીમ્યા અને તેમણે એ દૈત્યનો વધ કર્યો. કાર્તિકસ્વામીનું વાહન મોર છે અને તેમનો નિવાસ હિમાલયના અકલુષ નામના પ્રદેશમાં છે. **મહાભારતમાં** આ વૃતાંત તદ્દન જુદો છે. એમાં એવું છે કે **સપ્તર્ષિઓની** સ્ત્રીઓને જોઈ અગ્નિ કામાતુર થયો ત્યારે એની સ્ત્રી **સ્વાહાએ** છ રૂષિઓની સ્ત્રીઓનાં રૂપ લઈ અગ્નિને સંભોગદાન આપ્યું. **અરૂન્ધતીનું** રૂપ એનાથી ન લેવયું માટે છ સંયોગથી એને છ મુખ વાળો પુત્ર થયો તેજ કાર્તિકેય. ત્રિપુરાસુરના વધની કથા **કુમારના** ૧૩મા સર્ગમાં આપેલી છે.

૧૭ **ભરતવાક્ય**-પ્રત્યેક નાટકને છેડે આશીર્વાદ ઉપર આપણે **ભરતવાક્ય** એવું જોઈએ છીએ. તેને માટે **રાઘવભટ્ટ** આ પ્રમ[illegible] ખે છે કે નાટકના આરંભમાં નટ જેમ આશીર્વાદ આપે છે તેમ અંતમાં [illegible] યોગ સમાપ્ત કરે છે. પસ્તાવના સિવાય નટનાથી બીજે [illegible] શકાતું નથી માટે નાટકના આચાર્ય ભરતમુનિ [illegible] સંપ્રદાય છે.

લક્ષ્મી વિદ્યા ઈ૦ લક્ષ્મી [illegible] આવતાં નથી. ધનવાન્ મૂર્ખ હોય છે અને વિદ્વ [illegible] નો સમાગમ થાય એજ આશીર્વાદ સભાજનોને [illegible] રઘુવંશ. સર્ગ ૬માં આવી જાતનો ભાવ મુકેલો છે.



'निसर्गभिन्नास्पदमेकसंस्थम् ।
यस्मिन्द्वयं श्रीश्च सरस्वती च ॥
कान्त्या गिरा सूनृतया च योग्या ।
त्वमेव कल्याणि! तयोस्तृतीया ॥'

**અપ્સરાઓ**—(ઉર્વશીની પાસે આવી) ધન્ય ભાગ્ય કે આજે પુત્રની યુવરાજશ્રી વેળાએ ભર્તાના સમાગમ સુખમાં તું મ્હાલી રહી છે.

**ઉર્વશી**—આ ઉદય તો આપણુ બધાંને સાધારણજ છે ને. (કુમારનો હાથ ઝાલી) ચાલ દિકરા! તારાં મોટીમાને પગે લાગ.

**કુમાર**—(જાય છે.)

**નારદ**—ઉભો રહે! બરાબર વખતે એમની પાસે જજે.

**અનુષ્ટુપ્.**

[૧૬] આયુની યુવરાજશ્રી, નિરખી સાંભરે મને;
ઇન્દ્રે સેનાપતિ નીમ્યા, તે વેળા, કાર્ત્તિકેયને.—૨૩

---

* અહિં લબ્ધાર્થને સ્થિર કરવાથી કૃતિ નામનું **સંધિઅંગ** થાય છે.

૧૬ આયુની ઇત્યાદિઃ—આયુની યુવરાજશ્રી જોઇ કાર્તિકેયને દેવોએ સેનાપતિ તરીકે અભિષેક કર્યો તે સમય મને યાદ આવે છે. નારદ **કાર્તિકેય** (કુમાર) ના અભિષેક સમયે હાજર હતા તેથી આમ બોલે છે.

**કાર્તિકેય**ની ઉત્પત્તિની કથા, **મહાભારત**ના વનપર્વમાં, **રામાયણ**ના બાલકાંડમાં તથા **કુમારસંભવ** વગેરેમાં છે. **કાર્તિકેય** આપણાં પુરાણો પ્રમાણે **માર્સ** અથવા યુદ્ધના અધિષ્ટાતા દેવ ગણાય છે. એ **શંકર**ના પુત્ર છે. સ્ત્રીના ગર્ભાશયમાં રહ્યા વિના એમની ઉત્પત્તિ થયેલી છે. તેમની ઉત્પત્તિની કથા એવી છે કે **શંકર પાર્વતી** જ્યારે વિહાર કરતાં હતાં ત્યારે અગ્નિ ત્યાં હોલાનું રૂપ લઇ છાનોમાનો ગયો. શિવે પોતાનું તેજ (વીર્ય) એનામાં (અગ્નિમાં) નાંખ્યું. (**સ્કંદ** નામ આપરથી પડયું.) પોતાનાથી સહન ન થઈ શકાવાથી અગ્નિએ તે ગંગામાં નાંખ્યું. (આથી એ ગંગાપુત્ર પણ કહેવાય છે.) આ વખતે ૭ કૃતિકાઓ ગંગામાં સ્નાન કરવા આવી હતી તેમણે આ વીર્ય ધારણ કર્યું અને તેમને પ્રત્યેકને પુત્રનો પ્રસવ થયો. કોઇ અલૌકિક ચમત્કારથી આ ૭ પુત્રનો એક પુત્ર થઇ કાર્તિકેય થયા. તેમને ૭ મુખ અને બાર હાથ છે. (આ ઉપરથી તે ષડાનન, ષાણ્માતુર પણ કહેવાય છે). બીજી કથા એવી

† હ્એ બરૂના વનમાં શિવનું તેજ નાંખ્યું અને ત્યાં **કાર્તિકેય** ઉત્પન્ન થયા.
વ્યાખ્યા ? શરજન્મા કહેવા છે)–**ક્રૌંચપર્વત**ને ભેદી નાખી આપણા દેશમાં હંસોને
દ્વાર કરી આપનાર આ **કાર્તિકેય** ગણાય છે. (જુવો દેવીભાગવત.)

**क्षीरोदेनावृतो भाति यस्मिन्क्रौंचाद्रिरस्ति च ।**
**यो सौ गूहस्य शक्त्या च भिन्नक्राक्षिरिवाभवत् ॥**

રાજા—આપની એનાપર આ'વી કૃપા છે તો એ યોગ્ય કેમ ન થાય.

નારદ—તમારૂં ઇન્દ્ર આથી શું વધારે પ્રિય કરે.

રાજા—જો મા'રાપર ઇન્દ્ર પ્રસન્ન છે તો પછી એથી વધારે મારી શી ઇચ્છા હોય. તોપણ આટલું તો થજો.

૧૭ (ભરતવાક્ય.)

અનુષ્ટુપ.

લક્ષ્મી, વિદ્યા, ન રે' સાથે, અદેખી એકમેકની;
સંતોના શ્રેયને અર્થે, એ બે રે'જો હળી મળી-૨૪

(એમ કહી સર્વ જાય છે.)

इति पंचमोङ्कः समाप्तः

---

દેવોથી જ્યારે તારકાસુરને નજીતાયો ત્યારે તેમણે આ કાર્તિકેયને પોતાના સેનાપતિ નીમ્યા અને તેમણે એ દૈત્યનો વધ કર્યો. કાર્તિકસ્વામીનું વાહન મોર છે અને તેમનો નિવાસ હિમાલયના અકલુષ નામના પ્રદેશમાં છે. મહાભારતમાં આ વૃતાંત તદન જુદો છે. એમાં એવું છે કે સપ્તર્ષિઓની સ્ત્રીઓને જોઈ અગ્નિ કામાતુર થયો ત્યારે એની સ્ત્રી સ્વાહાએ છ ૠષિઓની સ્ત્રીઓનાં રૂપ લઈ અગ્નિને સંભોગદાન આપ્યું. અરૂન્ધતીનું રૂપ એનાથી ન લેવયું માટે છ સંયોગથી એને છ મુખ વાળો પુત્ર થયો તેજ કાર્તિકેય. ત્રિપુરાસુરના વધની કથા કુમારના ૧૩મા સર્ગમાં આપેલી છે.

૧૭ ભરતવાક્ય-પ્રત્યેક નાટકને છેડે આશીર્વાદ ઉપર આપણે ભરતવાક્ય એવું જોઈએ છીએ. તેને માટે રાઘવભટ્ટ આ પ્રમાણે લખે છે કે નાટકના આરંભમાં નટ જેમ આશીર્વાદ આપે છે તેમ અંતમાં પણ આપી પ્રયોગ સમાપ્ત કરે છે. પ્રસ્તાવના સિવાય નટનાથી બીજે પ્રસંગે રંગભૂમિપર આવી શકાતું નથી માટે નાટકના આચાર્ય ભરતમુનિનો એ આશીર્વાદ છે એમ લખવાનો સંપ્રદાય છે.

લક્ષ્મી વિદ્યા ઈ૦ લક્ષ્મી અને વિદ્યા એ બંને સાથે જોવામાં આવતાં નથી. ધનવાન્ મૂર્ખ હોય છે અને વિદ્વાન્ ગરીબ હોય છે. માટે એ બંનેનો સમાગમ થાય એજ આશીર્વાદ સભાજનોને આપેલો છે. જુઓ રઘુવંશ. સર્ગ ૬માં આવી જાતનો ભાવ મુકેલો છે.

2048

'निसर्गभिन्नास्पदमेकसंस्थम् ।
यस्मिन्द्वयं श्रीश्च सरस्वती च ॥
कान्त्या गिरा सूनृतया च योग्या ।
त्वमेव कल्याणि! तयोस्तृतीया ॥'

# કઠણ શબ્દોનો કોશ.

---

## અ

અકથ્ય-ન વર્ણવી શકાય તેવું, અલૌકિક.

અગ્ર-ઉપરનો ભાગ, અણી.

અતિથિ-પરોણો.

અદૃશ્ય-નહી દેખાય તેવું-તેમ.

અદ્વિતીય-અનૂપમ.

અધરોષ્ઠ-નિચલો હોઠ.

અનર્થ-ખોટું, દુઃખ, માઠું.

અનુગ્રહ-સ્વીકાર, કૃપા, મેહેરબાની.

અનુચિત-અણ ઘટતું, અઘટિત.

અનુનય-સવાસલાં; કાલાવાલા.

અનુમોદન-ટેકો આપવો, પસંદ કરવું.

અનુરક્તતા-પ્રેમાળપણું, આસક્તિ.

અનુરાગ-પ્રેમ, પ્રીતિ.

અનુરંજીકા-રંજનકરનારી.

અનુષ્ઠાન-પ્રયોગ કરવો, ભજવવું.

અપૂર્વ-નવીન, નવું.

અપેક્ષા-દરકાર, જરૂર.

અપ્રતિમ-ઉપમા વિનાનું, સરખા-જાતનો ભાવ મુકલીનાનું.

'निस्त, નહીં તે, એકસરખું.

यस्मिन्न प्रीति, પ્રેમ.

कान्त्य रो.

त्वमे જાણનારો, કાબેલ.

અભીપ્સિત-ઇચ્છેલું, વાહાલું.

અભ્યર્થના-પ્રાર્થના.

અરવિંદ-કમળ.

અરૂચિકર-કંટાળો ઉપજાવનાર.

અર્થ-નાણું, માયનો.

અર્થદ્યોતક-અર્થ જણાવનાર.

અલક-વાળ, ચોટલો.

અલક્ત-અળતો.

અલાતચક્ર-ઉંબાડીયાનું કુંડાળું.

અવકાશ-વખત, અવસર; અંતર.

અવગણના-તિરસ્કાર, ધીટકાર.

અવતરણ-ઉતરવું.

અવતંસક-ઘરેણું, એરીંગ.

અવધિ-છેડો, હદ, સીમાડો.

અવર્ણનીય-વર્ણવી શકાય નહીં તેવું.

અવશેષ-બાકી રહેલો ભાગ, છેડો.

અવિચ્છિન્ન-એક ધારૂં, તુટયા વિનાનું.

અશ્રુબિંદુ-આંસુનાં ટીપાં.

અસંગત-બંધબેસતું નહીં તે.

અસંતુષ્ટતા-અસંતોષ.

અસાધ્ય-ઉપાય કરી શકાય નહી તેવું.

અસુલભ-સહેલથી ન મળે તેવું.

અસ્વસ્થતા-અસુખાકારી, અસ્થિરતા.

અહોરાત્રિ-દિવસરાત્રિ.

અક્ષત-નહીં ઘવાયલું, સહીસલામત.

ચેતના–ચેતન, જીવ.
ચેષ્ટા–ક્રિયા, કર્મ, વ્યાપાર.
ચંડી–ક્રોધી, આકળી સ્ત્રી.

## જ.

જગન્નિયંતા–જગતના ધણી.
જલદ–વરસાદ.
જલધિ–સમુદ્ર.
જલવિહંગમરાજ–પાણીનાં પક્ષીનો રાજા.
જીર્ણ–જુનું.
જીજ્ઞાસા–જાણવાની ઇચ્છા.

## ત.

તત્વતઃ–ખરેખર.
તદાશ્રયિણી–તેના સંબંધી.
તદ્રૂપ–તન્મય, એકતાર.
તદ્વિષયક–તે સંબંધી.
તન્મયતા–તદ્દરૂપતા.
તન્વી–નાજુક અંગવાળી.
તપ્ત–તપેલું.
તમ–અંધારૂં.
તમોવૃત્તિ–તમો ગુણની વૃત્તિ, અંધારૂં.
તરંગ–લોઢ, મોજાં.
તસ્કર–ચોર.
તિરસ્કરિણી–બુરખો, પડદો.
તૃપ્તિ–સંતોષ, શાતા.
તૃતીય–ત્રીજો.

## દ.

દમન–દમવું, વશમાં રાખવું તે.
દયિતા–વાહાલી.
દક્ષતા–ચતુરાઇ.
દાતા–દેનાર.
દાનવ–દૈત્ય.
દાક્ષિણ્ય–વિનય, નમ્રતા.
દીપિકા–દીવી, મશાલ.
દુરિત–પાપ.
દુર્ગ–કિલ્લો.
દુર્ઘટ–દુઃખે સાધી શકાય તેવું.
દૂતી–નાયક-નાયિકાનો સંદેશો લઇ જનારી સ્ત્રી.
દૃશ્ય–જોવા યોગ્ય, જોવાય તેવું.
દૃશ્યમાન–જોવામાં આવતું.
દેશીય–દેશનું.
દ્વાર–બારણું.
દ્વિજાતિ–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય. તારાઓ.
દ્વિતીય–બીજો.

## ધ.

ધુરા–ધુસરી.
ધૂમ–ધુમાડો.
ધૃષ્ટ–લાજ વિનાનો, ધીટ.
ધૃષ્ટતા–હલકાઇ, નિર્લજ્જતા.
ધૈર્ય–ધીરજ.
ધોરી–બળદ.

## ન.

નતભ્રૂ–વાંકી ભમરવાળી.
નપ્તા–દીકરીનો દીકરો અથવા પૌત્ર.
નભ–આકાશ.
નયન–આંખ.
નલિની–કમળ, પોયણું.
નવવધૂ–નવી વહુ.

નષ્ટ-ખોવાયલું, ગુમ થયેલું.
નાગરિક-નગરવાસી: ચતુર પુરૂષ.
નિગ્રહ-શિક્ષા, સજા.
નિતમ્બિની-ભારે પુંઠવાળી.
નિદ્રા-ઉંઘ.
નિપુણતા-કુશળતા
નિમગ્નનાભિ-ઉંડી નાભિવાળી સ્ત્રી.
નિરીક્ષણ-ઝીણી તપાસ.
નિરોધ-અટકાવ.
નિર્ગમન-ગાળવું.
નિર્બાધ-અડચણ વિનાનું.
નિર્મિત-રચેલું, કરેલું.
નિર્વિવાદ-વાદ વિનાનું, વાંધા વિનાનું.
નિવાસ-રહેઠાણ.
નિવેદન-વિનતિ.
નિશા-રાત્રિ.
નિશાચર-રાક્ષસ.
નિ:સાર-સાર વિનાનું.
નિ:સીમ-છેડા વિનાનું, અપાર.
નીલકંઠ-મયૂર; મોર.
નૂતનતા-નવીનપણું.
નૂપુર-ઝાંઝર.
નૈશાગ્નિ-રાત્રિનો અગ્નિ.
ન્યૂનતા-ખામી, ખોટ.

## પ.

પત્ર-પાંદડું; કાગળ.
પદન્યાસ-પગલાં; પદની રચના.
પદપંક્તિ-પગલાંની હાર.
પદરાગ-પગનો રંગ.
પદ્મ-કમળ.
પરાકાષ્ટા-અવધિ.
પરાગ-ભૂકો, રજ.
પરાભવ-હાર, પરાજય.
પરિણત-પરિપકવ, પાકટ.
પરિણામવાદ-અધિષ્ઠાન વિકાર પામીને તેમાંથી બીજી વસ્તુ ઉત્પન્ન થવી તે વિશેનો વાદ. દુધમાંથી દહીં થયું તેનું નામ પરિણામ.
પરિતાપ-સંતાપ.
પરિપોષણ-પોષણ.
પરિસમાપ્તિ-છેડો, અંત.
પરિહાર-ત્યાગ, નિવારણ.
પરિહાસ-મશ્કરી.
પરોક્ષ સંસર્ગ-દૂરથી થતો સંબંધ.
પર્યવસાન-છેડો, અંત.
પાદમૂલ-ચરણનાં તળીયાં.
પારાવત-પારેવાં, કબુતર.
પારિતોષિક-ઇનામ, બક્ષીસ.
પાશ્ચાત્ય-પશ્ચિમ તરફના લોકો.
પિતામહ-દાદો, બ્રહ્મા.
પુનરૂક્તિ-એક વાત ફરીને કહેવી તે.
પુનરૂજ્જીવન-ફરી જન્મ, જીર્ણોદ્ધાર.
પુષ્પાકર-પુષ્પયુક્ત, ચૈત્રમાસ.
પૂર્વવય-પેહેલી અવસ્થા.
પૂર્વાપર-આગળ પાછળનું.
પૃથુનિતંબ-વિશાળ તળેટીવાળો. (પર્વત)
પ્રકૃતિજન્ય-સ્વાભાવિક. કુદરતી.
પ્રખર-જબરો.
પ્રગલ્ભા-ડાહી, ચાલાક.
પ્રણયભંગ-પ્રેમનો

ચેતના-ચેતન, જીવ.
ચેષ્ટા-ક્રિયા, કર્મ, વ્યાપાર.
ચંડી-ક્રોધી, આકળી સ્ત્રી.

**જ.**

જગન્નિયંતા-જગતના ધણી.
જલદ-વરસાદ.
જલધિ-સમુદ્ર.
જલવિહંગમરાજ-પાણીનાં પક્ષીનો [રાજા.
જીર્ણ-જુનું.
જીજ્ઞાસા-જાણવાની ઇચ્છા.

**ત.**

તત્વતઃ-ખરેખર.
તદાશ્રયિણી-તેના સંબંધી.
તદ્રૂપ-તન્મય, એકતાર.
તદ્વિષયક-તે સંબંધી.
તન્મયતા-તદ્દરૂપતા.
તન્વી-નાજુક અંગવાળી.
તપ્ત-તપેલું.
તમ-અંધારૂં.
તમોવૃત્તિ-તમો ગુણની વૃત્તિ, અંધારૂં.
તરંગ-લોઢ, મોજાં.
તસ્કર-ચોર.
તિરસ્કરિણી-બુરખો, પડદો.
તૃપ્તિ-સંતોષ, શાતા.
તૃતીય-ત્રીજો.

**દ.**

દમન-દમવું, વશમાં રાખવું તે.
દયિતા-વાહાલી.
દક્ષતા-ચતુરાઇ.
દાતા-દેનાર.
દાનવ-દૈત્ય.
દાક્ષિણ્ય-વિનય, નમ્રતા.
દીપિકા-દીવી, મશાલ.
દુરિત-પાપ.
દુર્ગ-કિલ્લો.
દુર્ઘટ-દુઃખે સાધી શકાય તેવું.
દૂતી-નાયક-નાયિકાનો સંદેશો લઇ જનારી સ્ત્રી.
દૃશ્ય-જોવા યોગ્ય, જોવાય તેવું.
દૃશ્યમાન-જોવામાં આવતું.
દેશીય-દેશનું.
દ્વાર-બારણું.
દ્વિજાતિ-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય. તારાઓ.
દ્વિતીય-બીજો.

**ધ.**

ધુરા-ધુસરી.
ધૂમ-ધુમાડો.
ધૃષ્ટ-લાજ વિનાનો, ધીટ.
ધૃષ્ટતા-હલકાઇ, નિર્લજ્જતા.
ધૈર્ય-ધીરજ.
ધોરી-બળદ.

**ન.**

નતભ્રૂ-વાંકી ભમરવાળી.
નપ્તા-દીકરીનો દીકરો અથવા પૌત્ર.
નભ-આકાશ.
નયન-આંખ.
નલિની-કમળ, પોયણું.
નવવધૂ-નવી વહુ.

સદ્ય-તરત.
સનિશ્વાસ-નિસાસાસાથે.
સપ્રમાણ-પ્રમાણવાળું, સાબીતી-વાળું.
સબીજ-બીજ સહિત.
સમકાલીન-એક સમયનું.
સમગ્ર-આખું, સંપૂર્ણ.
સમયોચિત-વખતને ઘટતું.
સમર્થન-પુરવારી, સિદ્ધિ.
સર-તળાવ.
સરિતા-નદી.
સર્વગ્રાહિત્વ-બધે પહોંચી વળવાની શક્તિ.
સવિશેષ-ખાસ.
સહકાર-આંબો.
સહાધ્યાયી-સાથે ભણનારો.
સહૃદય-રસિક, મર્મ જાણનારો.
સાદ્યંત-આદિઅંત સાથે.
સાનુમન્ત-પર્વત.
સાન્ત્વન-આશ્વાસના.
સાન્નિધ્ય-સમીપતા.
સામર્થ્ય-શક્તિ.
સામ્યાવસ્થા-સમાન અવસ્થા.
સામ્રાજ્ય-ચક્રવર્તીપણું.
સાવધાન-સાવધ.
સાહાય્ય-મદદ.
સિન્ધુ-સમુદ્ર, મોટી નદી.
સુઉક્તિ-સારી વાણી.
સુકેશી-સારા કેશવાળી.
સુગાત્રી-સારાં અંગવાળી.
સુતનુ-સુંદર અંગવાળી.
સુનયના-સારાં નેત્રવાળી.
સુમુગ્ધ-બહુ મુગ્ધ, ઘેલું.
સુયુક્તિક-સારી યુક્તિવાળું.
સુરધનુ-મેઘધનુષ્.
સુરભિ-સુગંધી.
સુરસ્ત્રી-દેવતાની સ્ત્રી, અપ્સરા.
સુવર્ણસૂત્ર-સોનાની સાંકળી.
સૂત-સારથી.
સૃષ્ટિ-જગત્.
સૈકત-રેતીવાળો પ્રદેશ, ભાઠું.
સોચ્છવાસ-નિશ્વાસ સાથે.
સૌન્દર્ય-ખૂબસુરતી, શોભા, રૂપ.
સંકલના-રચના, ગોઠવણ.
સંકેત-ઠરાવ.
સંક્રાન્ત-ઉતારેલું, મુકેલું.
સંગ્રામ-યુદ્ધ.
સંદિગ્ધ-સંદેહ ભરેલું.
સંભાષણ-પરસ્પર વાતચિત.
સંવર્ધન-સારી રીતે ઉછેરવું તે.
સંવિધાન-રચના.
સંવૃત-ઢંકાયલું, ગુપ્ત.
સંશયાત્મક-સંશયવાળું.
સ્કંધ-કાંધ, ખભો.
સ્ખલન-ભૂલ, દોષ.
સ્તનાંશુક-ચોળી, કમખો.
સ્નિગ્ધ-સ્નેહાળ, પ્રેમાળ, હેતાળ.
સ્પર્ધા-ઈર્ષા, ચડસા ચડસી.
સ્મર-કામ.
સ્મિત-મંદ હાસ, મ્હો મલકાવવું.

સ્વભાવતઃ-સ્વાભાવિક રીતે.
સ્વાદુ-સ્વાદવાળું, મિષ્ટ, મધુર.

## હ.

હર્મ્ય-હવેલી.
હસ્તગ-હાથમાં આવેલું.
હસ્તસ્પર્શ-હાથનો સ્પર્શ.
હારિ-મનોહર.
હિમગિરિ-હિમાચળ પર્વત.
હેતુભૂત-કારણ રૂપ.
હેમપ્રરોહ-સોનાનો ફણગો.

## ક્ષ.

ક્ષતિ-હાનિ, ભંગ.

## જ્ઞ.

જ્ઞાત-જાણેલું, જાણીતું.

૨૦૪૮।



# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૩ | ગંઘ | ગંધ |
| ૩ | ૭ | પ્રણાય | પ્રણય |
| ૪ | ૨૩ | પુરાંણો | પુરાણો |
| ૬ | ૧૯ | માનીતી | માનિતી |
| ૮ | ૧૫ | પૂછે કે | પૂછે છે કે |
| ૯ | ૧૮ | કુમારીકા | કુમારિકા |
| ૧૦ | ૨૩ | લીઘે | લીધે |
| ૧૧ | ૧૭ | મિત્રમ | મિત્રમાં |
| ,, | ૧૮ | તે આં | તે આ |
| ,, | ૧૯ | ઓ | એ |
| ૧૨ | ૧૪ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ,, | ૨૧ | અનસૂચ | અનુસૂયા. |
| ૧૩ | ૨૪ | શાકુન્તલાના | શાકુન્તલના |
| ,, | ૨૬ | શ્વિવાસ | વિશ્વાસ |
| ૧૫ | ૭ | નીચમ | નિયમ |
| ૧૬ | ૨૧ | આઘાર | આધાર |
| ૧૮ | ૯ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ૨૧ | ૨૭ | કેટલીઅક | કેટલીએક |
| ૨૩ | ૯ | લીઘે | લીધે |
| ૨૪ | ૮ | મૌત્રીના | મૈત્રીના |
| ૨૫ | ૧ | પ્રવશ | પ્રવેસ |
| ૩૧ | ૩ | સમકાલિન | સમકાલીન |
| ,, | ૧૧ | વિશમતા | વિષમતા |
| ૩૨ | ૧૯ | સવત | સંવત |
| ૪૫ | ૧૩ | ઘણો | ઘણો |
| ,, | ૮ | નચુલે | નિચુલે |
| ૫૯ | ૧૬ | અથૌષાઘી | અથૌષધી |
| ૬૦ | ૩ | માહાત્મા | મહાત્મા |
| ૬૩ | ૨૭ | પ્રમાણે | પ્રમાણો |
| ,, | ,, | મેળવાવા | મેળવવા |
| ૬૪ | ૧૯ | પસિધ્ધ | પ્રસિદ્ધ |

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬૫ | ૪ | મહાંકાલેશ્વર | મહાકાલેશ્વર |
| ૬૭ | ૪ | लम्भ्य | लम्भ्य |
| ૬૯ | ૧૬ | પાડવા | પડવા |
| ૮૧ | ૨૮ | विस्रंसि | विस्रंसि |
| ૮૪ | ૨ | मतलानि | मूतलानि |
| ૮૭ | ૧૬ | ગુણાવિભાગ | ગુણવિભાગ |
| ૯૧ | ૧૭ | સાર્થવહ | સાર્થવાહ |
| ૧૦૬ | ૨૭ | નિરસતા | નીરસતા |
| ૧૧૧ | ૧૧ | કાલિદાસના | કાલિદાસનાં |
| ૧૧૬ | ૮ | સંવતત્સર | સંવત્સર |

## ભાષાન્તરમાં.

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૩ | बुद्ध | बुद्ध |
| ૨૯ | ૨૫ | ક્મોદ્દીપન | કામોદ્દીપક |
| ૩૭ | ૨૪ | घूर्णमान | घूर्गमान |
| ૪૭ | ૨૬ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ૫૨ | ૧૩ | પશ્ચત્તાપ | પશ્ચાત્તાપ |
| ૫૯ | ૧૧ | શકાશે | શકશે |
| ૬૭ | ૩૧ | સિંધિઅંગ | સંધિઅંગ |
| ૯૨ | ૨૧ | विवाह | विवाह |
| ૮૪ | ૧૩ | ધન | ધન |
| ૮૯ | ૭ | પ્રિયતણી | પ્રિયાતણી |
| ૯૪ | ૭ | સામાન | સમાન |
| ૯૫ | ૨૩ | ટીક ૪ થી | ટીકા ૪ થીમાં |
| ૯૬ | ૬ | અશ્રથી | અશ્રુથી |
| ૧૦૨ | ૧૪ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ૧૧૪ | ૫ | દિઃખત | દુઃખિત |
| ૧૧૭ | ૧૬ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ૧૧૯ | ૧૮ | લોવયું | લેવાયું |